# કંગાલ કેદી

અથવા

## સ્નેહ-બંધન.

પ્રયોજક,

મગનલાલ જાદવજી ઠક્કર.

માંડવીની પોળ-અમદાવાદ.

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ,

ત્રણ દરવાજા-અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૭. વિક્રમાબ્દ ૧૯૭૩.



અમદાવાદ-સલાપોસ રોડ. ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

# સ્નેહ-પત્રિકા.

શ્રીમાન્ સાક્ષરવર્ય,

## મણિલાલ છબારામ ભટ્ટ.

અમદાવાદ.

દીર્ઘકાળથી આપે ગુર્જર સાહિત્યની સેવા કરી, ' ગુજરાતની જુની વાર્ત્તાઓ, ' ' પૃથ્વીરાજ ચૌહાણ,' 'ઝાંશીની રાણી,' 'પતિવ્રતા સતીઓ' આદિ ઉપયોગી ગ્રંથો અને કેટલીક નવલકથાઓ લખી ગુર્જરસાહિત્યાકાશમાં કીર્ત્તિસહ ઉચ્ચ આસન પ્રાપ્ત કરેલું છે, તેમજ આ ક્ષુદ્ર ગ્રંથકાર આપના સહવાસમાં આવીને કેટલાક અંશે આપનો ઉપકૃત થયેલો છે તેથી મ્હારી અલ્પમતિથી આલેખાયલી આ નવલકથા આપની રજા લઇ આપણા ઉભયના સ્નેહચિહ્ન તરીકે આપનેજ સાદર સમર્પિત કરું છું. અંતે સાહિત્યસેવા કરવાને માટે પરમકૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુ કરો એટલી મહદ્ અભિલાષાસહ વિરમું છું.

માંડવીની પોળ.<br>
અમદાવાદ.<br>
તા. ૨૦-૪-૧૭.

લી.<br>
નિરંતર સ્નેહાધીન<br>
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા સુપ્રસિદ્ધ ફ્રેંચ નવલકથાકાર, સાહિત્યસમ્રાટ્ વિક્ટર હ્યુગોની લખેલી 'લા મિઝરેબલ્સ' નામક એક અતિ સર્વોત્કૃષ્ટ નવલકથાની છાયા લઇને લખવામાં આવી છે; છતાં આ નવલકથા એ પુસ્તકનો અક્ષરશઃ અનુવાદ નથી. સ્થાન, પાત્ર, રીતરિવાજ, આચાર વ્યવહાર આદિ આપણા દેશને અનુકૂળ કરેલું હોવાથી ઉપરોક્ત ગ્રંથની માત્ર છાયા કિંવા વસ્તુ ( Plot ) લેવામાં આવી છે. એ સિવાય આ નવલકથાને વિશેષ રસિક અને આકર્ષક કરવાના ઉદ્દેશથી સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર શ્રીયુત પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એક નવલકથાની કેટલીક વસ્તુનું આ નવલકથામાં મિશ્રણ કરવામાં આવ્યું છે. તેથી આ નવલકથા માત્ર એકજ ગ્રંથ ઉપરથી લખી છે એવા ભ્રમમાં વિચારશીલ વાચકો અને ટીકાકારોને નહિ પડવાની પ્રાર્થના છે.

'Les Miserables' ( લા મિઝરેબલ ) નવલકથા પાશ્ચાત્ય સાહિત્યરસિક સમાજમાં એટલી બધી લોકપ્રિય અને ચિત્તાકર્ષક થઇ પડી છે કે તેની હજારો-લાખો નકલો યુરોપના ભિન્નભિન્ન દેશોમાં ખપી ગઇ છે, અને તેના ભિન્ન ભિન્ન ભાષાઓમાં અનુવાદ પણ થઇ ગયા છે. વળી આ નવલકથાનો એક બંગાળી અનુવાદ થયો છે; કિન્તુ એ અનુવાદ સિનેમાની ફિલ્મના સાર જેવો સંક્ષિપ્ત હોવાથી તેનો આ પુસ્તકમાં બિલ્કુલ આધાર લેવામાં આવ્યો નથી. તદુપરાંત મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થતી અને ટૂંક સમયમાંજ મહારાષ્ટ્રીય સાહિત્યપ્રિય સમાજમાં લોકપ્રિય થયેલી 'સરસ વાઙ્મય રત્નમાળા'ના બીજા વર્ષના આઠમા રત્ન તરીકે 'લા મિઝરેબલ'નું પતિત નામથી એક સુંદર રૂપાંતર પ્રસિદ્ધ થયું છે, તથા એ રૂપાંતર મહારાષ્ટ્રીય વાચકોના આદર તેમજ પ્રેમને પ્રાપ્ત થયેલું હોઇ પ્રકાશક અને રૂપાંતરકાર મહાશયનો એ શ્રમ સર્વથા સફળજ થયો છે એમ કહીએ તો એ તદ્દન ઉચિતજ છે. આ રચનામાં એ મરાઠી રૂપાંતરની કેટલીક સહાયતા લીધેલી હોવાથી એના વિદ્વાન્ પ્રકાશક મહાશયનો આ સ્થાને અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ નવલકથાનાં કેટલાંક પાત્રો અને બનાવો સંબંધી અત્રે સંક્ષિપ્ત સૂચન કરીશું તો તે અસ્થાને તો નહિજ ગણાય. એક દીન

દુઃખી નિરાધાર કિન્તુ સર્વ પ્રકારે સદ્‌ગુણી અને નીતિ તથા ધર્મ-પરાયણ પુરુષના ઉપર ભાગ્યદેવીના ભયંકર કોપથી જ્યારે અસાધારણ દુઃખ આવી પડે છે, અને પોતાનું તેમજ પોતાનાં આત્મીય જનોનું ક્ષુધાનું દુઃખ દૂર કરવાને પણ તે કર્મધર્મસંયોગે અ-શકત થાય છે ત્યારે તેના વિચારોનું કેવી રીતે પરિવર્તન થાય છે, શ્રીમંત શેઠીઆની નિષ્ઠુરતાથી તેના નીતિમય ધાર્મિક વર્તનનો કેવી રીતે વિનાશ થાય છે, તથા ન્યાયદેવતાના જુલ્મથી પરિણામે એ ધીર, ગંભીર શાન્ત અને સદાચારી પુરુષ કેવો નિષ્ઠુર, હૃદયહીન દુ-રાચારી અને અધમાધમ થાય છે એ રંગનાથના શુરુઆતના જીવન ઉપરથી સમજી શકાય તેમ છે; છતાં મનુષ્યસ્વભાવ સહવાસના પરિણામે પરિવર્તિત થયા સિવાય રહેતો નથી એ સૂત્રાનુસાર પરમ-પુનિત પરોપકારી મહાત્મા સ્વામી સ્નેહજ્યોતિના સહવાસથી અને સદુપદેશથી કંગાલ કેદી રંગનાથનું પતિત સ્થિતિમાંથી કેવું સર્વો-ત્તમ પરિવર્તન થાય છે તથા પશ્ચાત્તાપના દિવ્યઅગ્નિમાં બળી તે પોતાના પાપમય જીવનને કેવી રીતે વિશુદ્ધ કરે છે એની કલ્પના કરતાં નીચેની લીટીઓનું સ્મરણ થયા સિવાય રહેતું નથી કે;—

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**
**नश्यंति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥ ×**

અંતે પતિત રંગનાથ પુણ્યાત્મા થઇ સંસાર ઉપર જે ઉપકારો કરે છે, અપકાર કરનાર ઉપર જે ઉપકારો કરે છે અને પોતાના લીધે સંકટમાં સપડાયલા રંગલાલના સંકટ પ્રસંગે જે અપૂર્વ આત્મ-ત્યાગ પ્રદર્શિત કરે છે તે જોઇ તે આ પાપપંકિલ ત્રિવિધતાપપૂર્ણ પૃથિવીમાં મનુષ્ય નહિ; પરંતુ દેવતાજ હોય એવો સહજ ભાસ થાય છે.

હવે સાધ્વી સતી સ્નેહલતાના ચારિત્ર્યનો વિચાર કરતાં; તેણે પતિ તરફથી તિરસ્કૃત થઇ પતિના આશ્રયમાંથી બહિષ્કૃત થયા છતાં અને પોતાના શિર ઉપર અનેક સંકટો આવી પડયાં છતાં પોતાના સતીત્વનું પ્રાણના ભોગે જે સંરક્ષણ કર્યું છે તે માટે તેના ધર્મપ્રાબલ્યની પ્રશંસા કર્યા સિવાય રહેવાતું નથી. આદર્શ સતી સાધ્વી સ્નેહલતાનું ચારિત્ર્ય

× જે સજ્જનોના હૃદયમાં પરોપકાર કરવાનો ઉત્સાહ નિરંતર જાગ્રત રહે છે તેમની સઘળી વિપત્તિઓનો નાશ થાય છે, અને તેમને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે.

સકળ આર્ય અબળાઓને માટે આદર્શસ્વરૂપ છે. તેનો વાત્સલ્યપ્રેમ પણ આપણાં ચક્ષુઓમાંથી અશ્રુજળના પ્રવાહને પ્રવાહિત કર્યા સિવાય રહેતો નથી. તેના સૌન્દર્યના પરિણામે તેને પિશાચવૃત્તિના પાપી પુરુષ સ્વરૂપચંદદ્વારા જે અપાર દુઃખ ભોગવવું પડયું છે તે જોતાં સુપ્રસિદ્ધ તત્વવેત્તા સોક્રેટિસનું એક વાક્ય યાદ આવે છે કે;—

"Beauty is a short lived tyranny."*

હવે આ નવલકથામાં ઉલ્લેખ કરવા જેવું તૃતીય પાત્ર ફોજદાર હિરાલાલનું છે. રંગનાથ ઉપર તેને સ્વભાવતઃ કેટલો બધો ક્રોધ ઉપજ્યો હતો, તથા પોતાના ક્રોધાગ્નિને શાન્ત કરવા માટે તેણે માત્ર એકજ દિશા તરફ દૃષ્ટિ દોડાવીને રંગનાથને કેવી રીતે દુઃખી કર્યો હતો એ હકીકત વાંચતાં તેના માટે તિરસ્કારવૃતિ ઉપજયા સિવાય રહેતી નથી; કિન્તુ એક તરફથી જયારે તેના માટે તિરસ્કારવૃતિ ઉપજે છે ત્યારે બીજી તરફથી તેની સરકાર પ્રત્યેની વફાદારી અને કર્ત્તવ્યપરાયણતા જોઇ તેના માટે દયા ઉપજે છે.

આ જગતમાં પાપી અને લુચ્ચાં માણુસો ભોળાં જનોને ભરમાવી પારકી પુંજી ઉપર કેવી રીતે તાગડધીન્ના કરે છે એ સૂત્રનો સાક્ષાત્કાર કાળિકા અને કેશવલાલના અધમ વ્યવહાર ઉપરથી થાય છે. એમનો પરમાત્મા, એમની સઘળી આશા, ધર્મ અને વિશ્વાસ એ સઘળું માત્ર પૈસામાંજ સમાયલું હોવાથી તેઓ ગમે તેવો નિષ્ઠુર વ્યવહાર ચલાવતાં સહજ પણ સંકોચાતાં નથી. સ્નેહલતાએ તેમને સ્વાધીન કરેલી પોતાની બાળક પુત્રી શાન્તિને જે અપાર દુઃખ દે છે એથી એમના માટે અપાર તિરસ્કાર ઉપજે છે.

ધર્મજ્ઞાનથી રહિત જમીનદાર રામપ્રસાદ પોતાની દેવીસ્વરૂપિણી પત્ની સ્નેહલતાનો તિરસ્કાર કરી તેને ઘરમાંથી કાઢી મૂકે છે, અને ઉદ્દામ પ્રવૃત્તિને આધીન થઇ વ્યભિચારી થાય છે તેથી લુચ્ચો નોકર કૃષ્ણલાલ તેને પોતાની પ્રપંચજાળમાં ફસાવી પોતાની દ્રવ્યતૃષ્ણાને કેવી રીતે તૃપ્ત કરે છે એ જોતાં એમજ લાગે છે કે, પત્નીથીજ પુરુષ સુધરે છે, અને ધર્મપરાયણા પત્નીનો ત્યાગ કરવાથી પતિ મહાપાપી થાય છે. અસ્તુ.

* સૌન્દર્ય એ ટૂંક સમય રહેતો જુલ્મ છે.

આવાં આવાં બીજાં અનેક આકર્ષક ચિત્રચારિત્ર્યથી આ નવલ-કથા પરિપૂર્ણ છે, અને જો ગુર્જર સાહિત્યવિલાસી સમાજમાં આ નવલકથાનો યથોચિત સત્કાર થશે તો પ્રયોજક અને પ્રકાશક પોતાના શ્રમની સાર્થકતા થઇ સમજશે. કોઇપણ કાર્ય દોષશૂન્ય હોતું નથી એ સિદ્ધાંતાનુસાર આ નવલકથામાં પણ કેટલાક દોષો રહ્યા હશે તો દોષો તરફ દુર્લક્ષ્ય કરી ગુણ ગ્રહણ કરવાની સવિનય પ્રેમ-પ્રાર્થના છે.

હમણાં અત્રે નિવાસ કરતા સુપ્રસિદ્ધ આર્ટિસ્ટ મી. ત્રિભુવન-દાસ જે. પટેલ કે જેઓ ટૂંક સમયમાંજ એક બાહોશ આર્ટિસ્ટ ત-રીકે પ્રસિદ્ધ થાય છે તેમણે આ નવલકથાને માટે સુંદર ચિત્રો તૈયાર કરી આપી, આ નવલકથાના શોભાસૌન્દર્યમાં વૃદ્ધિ કરી છે; તેથી આ સ્થળે તેમનો હું આભાર માનું છું, તથા તેઓ પોતાના આ પ્રશંસનીય કાર્ય વ્યવસાયમાં દિનપ્રતિદિન વિશેષ ઉન્નતિ પામતા જાઓ એમ ઇચ્છું છું.

આ નવલકથાનો બીજો ભાગ પણ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થશે. અત્યારથીજ તેના મુદ્રણકાર્યનો આરંભ કરી દેવામાં આવ્યો છે. અસ્તુ.

| | |
|---|---|
| માંડવીની પોળ, | લી. |
| **અમદાવાદ.** | સાહિત્ય—સેવક. |
| તા. ૨૮—૪—૧૭. | **વ્રજલાલ જાદવજી ઠક્કર.** |



# અનુક્રમણિકા.



## રા. નગીનદાસ મંછારામકૃત નવલકથા.

**મધુર–મધુરી** અથવા મુંબાઇની મોહિની—અલબેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી, તેમનાં કામબાણુની–વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે, અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાન્ત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. મ્હોટી સાઇઝનાં લગભગ ૨૫૦ પૃષ્ઠ. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, ગ્લેજ કાગળ, મનહર છપાઇ પાકું રૂપેરી પુઠું. કિમ્મત. રૂા. ૧–૮–૦.

**ભક્તાણી કે ભામટી ?**—નટવરના સુપ્રસિદ્ધ લેખયક નગીનદાસ મંછરામકૃત આ નવિન પુસ્તક છે. આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. આમાં એક વણિક ગૃહસંસાર, ભક્તાણીને નામે ચાલતા ભામટાવેડા એક રસોઇયા બ્રાહ્મણની લંપટતા વિગેરે બનાવો સારા આ લેખાયેલા છે. હાસ્ય રસ પણ ભરપુર છે સાથે ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપવામાં આવ્યા છે. કાગળ ઉંચા લાયબ્રેરી શોભાવે તેવું પૂંઠુ છતાં કિ. ૧ાા રૂ. પોસ્ટેજ માફ.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ ત્રણ દરવાજા—**અમદાવાદ.**

**કમનસીબ લીલા:**—કેળવાયેલા યુવકને અમુકજ કન્યા સાથે પરણવાની ફરજ પાડવાથી માતા પીતા અને પુત્ર કેવું દુઃખ ઉઠાવે છે. તેમનો સંસાર કેવા વિષમય બને છે; તેમજ કેવળ લાવણ્ય અને ફેશનથી ભરેલી ઉચ્ચશ્રંખલ અબળા સાથે પરણવાની લાલસા રાખનાર યુવક કેવા દુઃખ ઉઠાવે છે, સ્વાર્થ માટે તે કેટલા નીચ કામ કરે છે કેળવાયેલા યુવકની દુનીયામાં શું ફરજ છે ? તેનું જીવન કેવું હોવું જોઇએ ? વિગેરે અનેક સંસારિક ધટનાઓ તાદૃષ્ય મ્હો આગળ ઉભીજ હોય એમ વર્ણવી છે. સાથે ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપવામાં આવ્યા છે. કાગળ ઉંચા, લાયબ્રેરીને શોભાવે તેવું પાકું પૂઠું છતાં કીં. રૂ. ૧ાા પોસ્ટેજ માફ.

**જીવન શિક્ષા.**—સુપ્રસિદ્ધ અમેરીકન વિદૂદબાઇ મીસીસ ઇ. લીઝાબેથ ટાઉનનાં "લેસન્સ ઇન લીવીંગ" નામનાં ગ્રંથનું આ ભાષાન્તર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, સર્વજ્ઞ શી રીતે થવું. વિગેરે જીવનના ઉંચા સિદ્ધાન્તો ધણા સારા સમજાવ્યા છે. આ પુસ્તકની ઇંગ્રેજીમાં લાખો નકલો ખપી ગઇ છે એજ આ પુસ્તકનું મહત્વ બતાવે છે, મીસીસ ઇલીઝાબેથ ટાઉન "ધી નોટીલસ" નામક સર્વ વિદ્યા પૂર્ણ માસિકનાં સંપાદિકા છે, અને તેની પ્રતીમાસે બે લાખ પ્રતો નીકળે છે. એજ એમની વિદ્વતાની સાક્ષી આપે છે. કાગળ ગ્લેજ ઉંચું પુઠું પાકું લાયબ્રરીમાં રાખવા યોગ્ય છતાં કિ. ૧ાા રૂ. પોસ્ટેજ માફ.

# કંગાલ કેદી

## અથવા

# સ્નેહ-બંધન.

---

## પ્રકરણ ૧ લું.

---

### હતભાગ્ય પથિક.

"જબ આદમી કે હાલ પે આતી હય મુફલિસી,
કિસ કિસ તરહસે ઉસકો સતાતી હય મુફલિસી,
પ્યાસા તમામ રોઝ બીઠાતી હય મુફલિસી,
ભુખા તમામ રાત સુલાતી હય મુફલિસી,
યહ દુઃખ વહ જાને જીસપેકિ આતી હય મુફલિસી,
કિસ કિસ તરહસે ઉસકો સતાતી હય મુફલિસી.—નઝીર.

સંધ્યાકાળના સાત વાગ્યાના અરસ્સામાં એક પથિક ગોવિંદપુર નામક ગામમાં પ્રવેશ કરતો હતો. સૂર્યભગવાન્ પશ્ચિમ દિગ્વધૂને આલિંગન કરવાને માટે અસ્તાચળમાં ઉતરી ગયા હતા. પશ્ચિમસુંદરીએ પણ સૂર્યસ્વામીનું સ્વાગત કરવાને માટે રંગબેરંગી દેખાવ ધારણ કર્યો હતો. સમસ્ત પૃથિવી ઉપર ધીમે ધીમે રાત્રિના ભીષણ અંધકારનો વિસ્તાર થતો હતો. આકાશમાં એક પછી એક ઉજ્વળ તારકો પ્રકાશવા લાગ્યા હતા. મંદ મંદ શીતળ સમીર પુષ્પોની સુગંધ હરી લઇ વિહરતો હતો. પાપી મનુષ્યો ભીષણ કાળરાત્રિમાં પોતાનાં પાપકાર્યો કરવાની તૈયારી કરતા હતા. વ્યભિચારિણી સ્ત્રીઓ આનંદિત થતી જોવામાં આવતી હતી.

પથિકને ગોવિંદપુરમાં કોઇ આશ્રય આપતું નહોતું એમ તેની દીન, હતાશ તથા તથા સંત્રસ્ત મુખમુદ્રા ઉપરથી માલૂમ પડતું હતું. બારણાંઓમાં, ઓટલાઓ પર તેમજ ઓસરીઓમાં ગપ્પાં મારતાં બેઠેલાં નગરજનો તરફ આશાભૂત દૃષ્ટિથી જોતો જોતો તે નિરાશવદને આગળ વધતો હતો. નગરજનો એ પથિકની દૃષ્ટિ જોતાંજ કપાળને

સંકુચિત કરતાં હતાં. અફસોસ, કે આ દીન હીન તેમજ નિરાધાર પથિકની કોઇને દયા આવતી નહોતી. પથિકની ઉંમર લગભગ ૪૫ વર્ષની હતી. આમ છતાં તેનું શરીર ઘણુંજ સુદૃઢ અને ભરાવદાર હતું. તેની ઉંમર લગભગ ૪૫ વર્ષની હોવા છતાં તેનો એક પણ વાળ સફેદ થયો નહોતો. તેની મુખમુદ્રા દૃઢ નિશ્ચયસૂચક, ક્રૂર તેમજ ભયંકર જણાતી હતી; પરંતુ આ સમયે લાંબી મુસાફરીથી કિંવા બાલ્યાવસ્થાથી પ્રૌઢાવસ્થાપર્યંત વેઠેલા અપાર દુઃખને લીધે તે નિ-સ્તેજ અને નમ્ર જણાતી હતી. તેનાં નેત્રોમાં રાક્ષસી તેજ ચમકી રહ્યું હતું. તેના શરીર પરનો પહેરવેષ પણ તદ્દન નીચ પ્રકારનો હતો. માથા પર એક હંગેરિયન જૂની ટોપી હતી, શરીર પર એક જીર્ણ પહેરણુ હતું. આ પહેરણુની બાંહ્યો ફાટેલી હતી. તેણે પહેરેલું ધોતીઉં પણ ઘણું મલિન હોઇ તેની દરિદ્રતાનો ઉત્તમ પ્રકારે પરિચય કરાવતું હતું. પગમાં જનાવરના પગોને પણ દુઃખે એવા કઠિન જોડા હતા ! જમણી બાજુની બગલમાં એક મલિન રુમાલથી બાંધેલી ન્હાની પોટલી હતી. આટલીજ તેની ઐહિક જગતમાંની સમસ્ત સંપત્તિ હતી. તેના અંગ પ્રત્યંગ પર તેમજ કપાળ પર, અતિશય શ્રમને લીધે ઘર્મબિંદુઓ ઉપસી આવ્યાં હતાં. એ ઘર્મબિંદુઓ ઉપર રસ્તાની ધૂળ ઉડીને ચોટી ગયેલી હોવાથી તેની મુખમુદ્રા સવિશેષ ભયંકર દેખાતી હતી.

કોઇ પણ માણસની સાથે આ પથિકની પિછાન નહોતી. જો તે એક પણ નગરવાસીને ઓળખતો હોત તો તે રસ્તે જતાં જતાં નગરવાસીઓ તરફ આટલી બધી દીનતાથી દૃષ્ટિ કરત નહિ. આ નગરમાં તે પહેલ વહેલોજ આવેલો હોવો જોઇએ, અને રાત્રે આ નગરમાં નિવાસ કરી બીજે દિવસે તેનો અન્ય સ્થાને જવાનો વિચાર હોવો જોઇએ એમ લાગતું હતું. તેના શ્રમિત દેહ ઉપરથી, તેમજ તેની ધીમી ચાલ પરથી તેણે આજે આખો દિવસ મુસાફરી કરી હોય એમ લાગતું હતું. આ વાત ખરી હતી. પાસેના ફળિયાની કણબણો-એ તથા નાચતાં કૂદતાં છોકરાંઓએ આ પથિકને કૂવા ઉપર પુષ્કળ પાણી પીતો જોયો હતો. તે અતિશય તૃષાતુર થયેલો હોવો જોઇએ; કેમકે, બીજા ફળિયાના કૂવા પાસે આવીને પણ સૌએ પુનઃ તેને પાણી પીતો જોયો હતો. કેટલીક સ્ત્રીઓએ તો આ પથિકનો રાક્ષસી દેહ, તેજસ્વી નેત્રો અને વિખરાયલા કેશ જોઇને અરસપરસમાં એ-મજ કહેવા માંડ્યું કેઃ—"લક્ષ્મણને માટે સંજીવની લઇ આવવા જતો આ બલભીમ મારુતીજ છે કે શું ? !"

ધીમે ધીમે આપણો પથિક ગોવિંદપુર નગરની પોલિસગેટ પાસે જઇ પહોંચ્યો. ગેટમાં એક કલાક રોકાઇને પુનઃ તે બ્હાર નીકળી પડયો. પોલિસગેટ પર બેઠેલા જમાદારને તેણે અત્યંત નમ્રતાથી સલામ કરીને પુનઃ ચાલવા માંડયું. જમાદારે પથિકની સલામ નહિ ઝીલતાં ખોંખારો કરીને પથિકનો તિરસ્કાર કર્યો. પથિક શરમાઇ જઇને આગળ ચાલવા લાગ્યો. તે દૃષ્ટિમર્યાદા બ્હાર ગયો એટલે જમાદારે પણ ગેટની અંદર પ્રવેશ કર્યો.

ગોવિંદપુર તાલુકાનું ગામ હોઇ ત્યાં કેટલીક વ્યાપારી પેઢીઓ હોવાથી ગામમાં સરકારી નોકર ચાકર, અમલદાર, મ્હોટા મ્હોટા વ્યાપારી, પેઢીવાળા દુકાનદાર અને કારખાનાંવાળાઓની ઘણી વસ્તી હતી. જરુરિયાતો જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેની વ્યવસ્થા પણ વધતી જાય છે. તેથી આજકાલ બીજાં મ્હોટાં ગામોમાં તેમજ શહેરોમાં જોવામાં આવે છે તે પ્રમાણે ગોવિંદપુરમાં પણ ન્હાકૉફીની હૉટલો, અન્નપૂર્ણાગૃહો અને એક બે વસ્તીગૃહો સાથેની ભોજનની દુકાનો (Lodges) પણ હતી. આવાજ પ્રકારના એક સાધારણ પંક્તિના અન્નપૂર્ણાગૃહમાં પથિકે પ્રવેશ કર્યો. પછીથી તેણે અન્નપૂર્ણાગૃહના માલિકને પોતાના ભોજનની વ્યવસ્થા થશે કે કેમ એ સંબંધી પ્રશ્ન પૂછ્યો. આ અન્નપૂર્ણાગૃહના માલિક તેમજ વ્યવસ્થાપકનું નામ કેશવલાલ હતું. તેને પોતાના અન્નપૂર્ણાગૃહની નિપુણતા સંબંધી ઘણું અભિમાન હતું. આ સમયે કેશવલાલ ભોજન કરવા બેઠેલો હોવાથી આપણા પથિકના પ્રશ્નનો કોઇએ ઉત્તર આપ્યો નહિ. પથિક ભયભીત ચિત્તે આગળ વધ્યો અને બોલ્યો:—" મ્હને અન્નપૂર્ણાગૃહના માલિક મળી શકશે કે ? "

બરાબર આ સમયેજ કેશવલાલ બ્હાર આવ્યો. તેણે કહ્યું:—" તમે કોણ છો ? તમારે શું જોઇએ છીએ ? "

આ સમયે કેશવલાલનાં નેત્રો ધુમાડાથી નિસ્તેજ થઈ ગયાં હતાં યા તો દિવાલ સાથે ટાંગેલી બત્તીનો પ્રકાશ પથિકની મુખમુદ્રા ઉપર પડયો નહોતો તેથી કેશવલાલ પથિકની દરિદ્રતાનું દર્શન કરી શકયો નહિ. પોતાને કોઇ સારું ઘરાક મળી આવ્યું છે એમજ તે સમજ્યો. તેણે કહ્યું:—"મહાશય ! માત્ર જમવાની તો શું; પરંતુ આપની ઇચ્છા હશે તો રહેવાની સુવ્યવસ્થા પણ એકાદ રાજરજવાડાના જેવીજ થશે. મ્હારા અન્નપૂર્ણાગૃહનો ખોરાક એક વખત આપ જમશો એટલે વારંવાર આપ અત્રેજ આવશો. "

આમ કહી કેશવલાલે પોતાના એક નોકરને ઉદ્દેશીને કહ્યું:-"અરે હરિયા ! જા, આ શેઠની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી આપ."

પથિકે બ્હીતાં બ્હીતાં પૂછ્યું:—"આપનો રિવાજ પૈસા અગાઉથી લેવાનો છે કે ? જો એવો રિવાજ હોય તો હું અગાઉથી પૈસા આપવા તૈયાર છું."

કેશવલાલ:-કાંઇ નહિ, મહાશય ! કાલે સહવારે આપશો તોપણ હરકત નથી.

"ઠીક." કહીને પથિક હરિયા નોકરની પાછળ પાછળ એક ઓરડીમાં ગયો. ઓરડીમાં દીપકનો તીવ્ર પ્રકાશ પડેલો હતો. એ પ્રકાશમાં પથિકનો વિચિત્ર વેષ જોતાંજ હરિયો ચમકી ઉઠયો, તથા ઉતાવળથી તેણે પોતાના માલિક પાસે જઇને કહ્યું:-"શેઠજી ! આ નવો માણસ તો કેદમાંથી નાશી છુટેલો કેદી છે."

આ વાક્ય સાંભળતાંજ કેશવલાવ ક્રોધથી કંપી ઉઠયો. તેણે એક કાગળ લઇ તેમાં હરિયાએ જે હકીકત કહી તે લખી પછીથી એ કાગળ હરિયાને આપીને કહ્યું:-"જલદી પાછો આવજે. મ્હારા સદ્ભાગ્યેજ આજનો શિકાર આણી આપ્યો છે."

આખા દિવસના શ્રમને દૂર કરવાના વિચારથી પથિકે પોતાની પોટલી એક બાજુએ મૂકી, અને પછીથી તે શેતરંજી પર સૂતો. સૂતો સૂતો તે ઓરડીનું નિરીક્ષણ કરવા લાગ્યો. એવામાં તેણે કેશવલાલને પોતાની પાસે આવતો જોઇને વિચાર્યું કે, અન્નપૂર્ણાગૃહનો માલિક પોતાને જમવા બોલાવવાને આવે છે. આથી તેણે કહ્યું:-"જમવાની તૈયારી થઇ ગઇ કે શું ?"

"ના, હમણાંજ થશે." કેશવલાલે તિરસ્કારસૂચક ઉત્તર આપ્યો. પરંતુ તેની ક્રોધપૂર્ણ દષ્ટિ પથિકના જોવામાં આવી નહિ.

"આજે આખા દિવસની મુસાફરીથી હું ઘણો થાકી ગયેલો હોઇ મ્હને ઘણી ક્ષુધા લાગી છે. તેથી જમવાની વ્યવસ્થા જેટલી સત્વર થશે તેટલો હું આપનો મ્હારા પર વિશેષ ઉપકાર થયો સમજીશ." પથિકે કહ્યું.

આ સમયે હરિયો તેના માલિકના પત્રનો ઉત્તર લઇ પાછો આવી પહોંચ્યો. ક્ષણ માત્રમાં કેશવલાલે ઉત્તર ઉપર દષ્ટિ ફેરવી જોઇ; પછીથી પથિક પાસે આવી પહોંચીને તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:—"ત્હારા ભોજનની વ્યવસ્થા અહિં થઇ શકશે નહિ !"

પથિકે આશ્ચર્યચકિત થઇ જઇ, શેતરંજી ઉપર બેઠા થઇને

કહ્યું:–" તમે શું કહ્યું ? તમારે અગાઉથી પૈસા જોઇએ છીએ ? મ્હારી પાસે પુષ્કળ પૈસા છે ! "

" પૈસાનો પ્રશ્ન નથી ! "

" ત્યારે ? "

" ત્હારી વ્યવસ્થા થાય એવી ઓરડી મ્હારે ત્યાં નથી. "

" જો વધારે માણસો આવ્યાં હોય તો હું ઓસરીમાં યા તો ઓટલા ઉપર રહી શકીશ. પછી તો કાંઇ હરકત નથી ને ? "

" એમાંની કશી વ્યવસ્થા થઇ શકે તેમ નથી. "

" ત્યારે મ્હને પ્રથમ ખાવાનું તો આપો. પછીથી સૂઇ રહેવાની વ્યવસ્થા હું બીજે કોઇ સ્થળે કરી લઇશ. રસ્તા ઉપર સૂઇ રહેવાને પણ મ્હને હરકત નથી ! " પથિકે કહ્યું.

" મ્હારું માથું પકાવ્યા સિવાય તું અહીંથી ઉઠીને સત્વર ચાલ્યો જા. "

પથિકને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે ક્ષણે ક્ષણે ઉગ્ર અને ક્રૂર થતા કેશવલાલ તરફ ટગર ટગર જોઇ રહીને બોલ્યો:–" તમે ઘણો અન્યાય કરો છો. ક્ષુધાથી હું આકુળ વ્યાકુળ બની ગયો છું. હું પૈસા આપું છું એટલે સાર્વજનિક અન્નપૂર્ણાગૃહમાંથી મ્હને ભોજન મળવુંજ જોઇએ. "

" હું તને જમાડીશ નહિ. મ્હારે ત્યાં અન્ન નથી. રસોઈ પણ તૈયાર નથી. " કેશવલાલે પથિકની પાસે આવી વિશેષ રોષમાંજ કહ્યું.

પથિકે પણ સહજ રોષ દર્શાવતાં કહ્યું:—" પચાસ માણસો જમે એટલી રસોઇ તો તૈયાર દેખાય છે. વળી આ લાઇસન્સ મળેલું અન્નપૂર્ણાગૃહ છે. હું દર પ્રમાણે પૈસા આપવા તૈયાર છું. મ્હને અહિં ભોજન મળવુંજ જોઇએ. " આમ કહી પથિક પુનઃ શેતરંજી ઉપર આડો થયો.

નિરુપાયે કેશવલાલે પથિક પાસે બેસી તેના કાનમાં કાંઇ મંત્ર ફુંક્યો. તે સાથેજ પથિક એકદમ ઉઠીને ઉભો થયો. કેશવલાલે કહ્યું:– " કેમ, હજી પણ ત્હારે અહિં રહેવું છે કે ? ચાલ, સત્વર અહિંથી ત્હારૂં કાળું કર ! "

સંજ્ઞાશૂન્ય પથિક કેશવલાલ તરફ જોઈ રહ્યો. તેનામાં કેશવલાલને ઉત્તર આપવાનું કિંવા તેની આજ્ઞા સાંભળવાનું ભાન હતું કે કેમ તે તો પ્રભુ જાણે ! કેશવલાલ કહેવા લાગ્યો:–"હવે સમજીને અહિંથી ચાલ્યો જા. મ્હારા મુખમાંથી ત્હારું નામ બોલાવવાની ત્હારી ઇચ્છા

છે કે શું ? રંગનાથ ! હજી તું કોણ છે તે મ્હારે કહેવું પડશે કે ? તું આવ્યો કે તરતજ મ્હને સંશય ઉપજ્યો હતો, અને તેથી મ્હેં તેજ વખતે પોલિસને ખબર આપી હતી. જો આ પોલિસનો ઉત્તર આવ્યો છે. વાંચ, બરાબર આંખો ફાડીને વાંચ ! ”

પથિકે ચિટ્ઠી લઇને તેનું બરાબર અવલોકન કર્યું એટલે પછી કેશવલાલે કહ્યું:—“ મ્હારે તને ખરાબ શબ્દો ન સંભળાવવા પડે તો સારું. માત્ર તું મ્હારે ત્યાંથી સમજીને ચાલ્યો જા. ”

પથિકે પોતાની ન્હાની પોટલી ઉંચકી લઇ પુનઃ બગલમાં ડાબી, તથા એક પણ અક્ષર નહિ ઉચ્ચારતાં તેણે કેશવલાલના અન્નપૂર્ણા-ગૃહનો ત્યાગ કર્યો. હવે કયાં જવું તેનો તેણે કશો નિશ્ચય કર્યો નહોતો. તેના પગ તેને જ્યાં લઇ જતા હતા ત્યાં તે જતો હતો. જાહિર રસ્તાઓ ઉપર થઇને તે ચાલી શકતો નહોતો યા તો ચાલવાની તેની હિંમત નહોતી. રસ્તાની ગટર પાસે થઇનેજ, નીચું જોતો જોતો તે ચાલતો હતો. જે તરફ પગ વળતા હતા તે તરફ તે જવા લાગ્યો. તેની ચિત્તવૃત્તિ અસ્થિર હોવાથી રસ્તે આવતા જતા માણસો પ્રત્યે પણ તેનું લક્ષ્ય નહોતું. કવચિત્ તે એક બે માણસોની સાથે અથડાઇ પણ ગયો. એ સમયે પણ એ માણસોના અપશબ્દો તરફ લક્ષ્ય આપ્યા સિવાય, યા તો તેમના પ્રત્યે ક્રોધપૂર્ણ કટાક્ષ ફેંક્યા સિવાય તે આગળ ચાલવા લાગ્યો. તેના પોષાક ઉપરથી આવતા જતા માણસોને એક પ્રકારનો સંશય ઉપજતો હતો; તેથી તેઓમાંના કેટલાક તેનાથી દૂર ખસી જઇને ચાલ્યા જતા હતા. આ પ્રકાર પથિકના લક્ષ્યમાં આવ્યો નહિ.

અનેક ગલીઓ કુંચીઓ વટાવીને તે ચાલતો હતો. રસ્તાની દિશાનું તેને જ્ઞાન નહોતું. સમસ્ત દિવસની મુસાફરીથી ઉપજેલા શ્રમને તે તદ્દન ભૂલી ગયો હતો. ઘણો સમય વીત્યા પછી ક્ષુધાથી તેનો જીવ આકુળ વ્યાકુળ થઇ ગયો. સ્હામે દૃષ્ટિ કરતાંજ તેણે એક ચ્હાકૉફીની હૉટલ જોઇ. પથિક આશાપૂર્ણ હૃદયે એ હૉટલમાં પેઠો. એક ખુરસી ઉપર બેસી પોતાના બન્ને હાથમાં માથું દબાવી, બન્ને હાથની કો-ણીઓને ટેબલપર ટેકવી તેણે ક્ષુધાની વેદના દૂર કરવા કેટલાક ખાદ્ય-પદાર્થ મંગાવ્યા. હૉટલમાં ચ્હા, કૉફી તેમજ નાસ્તો કરવા આવેલા માણસો તરફ દૃષ્ટિ ફેંકવાની શક્તિ પણ જાણે કે તેનામાં નહોતી. પથિકે હૉટલમાં પ્રવેશ કર્યો એટલે તેને જોઇને ચ્હાપાન કરનારા બે પુરૂષોનું કપાળ સંકુચિત થયું. તેમણે હૉટલના મેનેજર (વ્યવસ્થાપક)ને બોલાવી તેના કાનમાં કશો મંત્ર ફુંક્યો. એ મંત્ર સાંભળવામાં આ-

વતાંજ હૉટલનો મેનેજર પોતાનાં ઓષ્ઠને દાંતથી પીસવા લાગ્યો. તેણે પથિક પાસે જઇ, તેના ખભા ઉપર પોતાનો હાથ મૂક્યો. આમાંનો કશો પ્રકાર પથિકના જોવામાં આવ્યો નહોતો. પોતાને શું જોઇએ છીએ એ પૂછવાનેજ હૉટલનો મેનેજર આવ્યો હશે વિચારી પથિકે કહ્યું:—"ગમે તે લાવો. પુરી, ભજીઆં, બટાકા જે હોય તે લાવો. મ્હને ઘણી ભૂખ લાગી છે."

"ત્હારા ડોસાએ અહિં કાંઇ ભોજનનો ભંડાર ભરી રાખ્યો નથી. લુચ્ચા! અહિંથી એકદમ ચાલ્યો જા!"

"કેમ?"

"ત્હારી પાસે પેલા બે ગૃહસ્થો કોણ બેઠા છે તે જો જોઇએ! તેમના કહેવા ઉપરથી મ્હને માલૂમ પડ્યું છે કે, તું બદમાશ, લુચ્ચો, ડૅમીસ છે. ત્હારા બે ચાર પૈસાને માટે હું મારી દુકાનને બદનામ નહિ કરું."

પથિકે પાછા ફરીને જોયું તો તેણે બે પોલિસ સિપાહીઓને ચ્હાપાન કરતા જોયા. પથિકે પોતાના કપાળપર હાથ પછાડ્યો. પછીથી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકી, પોતાની પોટલી પુનઃ બગલમાં મારી હૉટલનો ત્યાગ કર્યો. આ વખતે તે ચાલી પણ શકતો નહોતો. તેના બન્ને પગોમાં સહજ પણ શક્તિ નહોતી. શરીરનું બળ પણ તેનાથી સંભાળી શકાતું નહોતું. તેને વિચાર આવ્યો કે, પોલિસ સિપાહીઓ તેને કેદખાનામાં શા માટે પૂરતા નથી? એવામાં આગળ ચાલતાં ચાલતાં એક ગૃહસ્થ માણસની સાથે તે અથડાયો. તે સાથેજ એ ગૃહસ્થ માણસે આપણા પથિકને બે લાત લગાવી ગટરમાં ફેંકી દીધો, તથા બીભત્સ શબ્દોની પુષ્પાંજલિ કરીને તે ચાલ્યો ગયો.

દૈવની નિર્દયતા અપાર છે એમ અસહાય પથિકને લાગ્યું. તેણે ગટરની બ્હાર નીકળી મહા મહેનતે પુનઃ આગળ ચાલવાનો પ્રયત્ન કર્યો. થોડા સમય સુધી ચાલીને તે ફોજદારના મુકામ ઉપર જઇ પહોંચ્યો. ત્યાં જઇ દ્વાર પાસે ઉભા રહીને તેણે કહ્યું:—"ફોજદાર સાહેબ! બારણું ઉઘાડો!"

"કોણ છે, બદમાશ?"

પથિકના સુદૈવે આ પ્રશ્ન પૂછનાર ફોજદારજ હતો. ફોજદારનો પ્રશ્ન સાંભળતાંજ પથિકે ઘણા નમ્ર સ્વરે કહ્યું:—"સરકાર! આપના તાબામાં કેદીઓ રહે છે ને? ત્યારે કૃપા કરીને મ્હને પણ

આજની રાત્રિ કેદમાં રાખી જમાડો અને મ્હને સૂઈ રહેવાની જગ્યા આપો !"

"અરે તું દીવાનો છે કે શું ? બેવકુફની બ્હારમાં તો નથી ને ? દારૂડીઆ ! અહિંથી બારોબાર મૅજીસ્ટ્રેટ સાહેબ પાસે ચાલ્યો જા અને વૉરંટ લઇ આવ એટલે ત્હારી ઇચ્છા હશે તો હું તને જીવન-પર્યંત કેદ કરી રાખીશ ! અરે કોણ છે બ્હાર ? કાઢ સાલાને લાત મારીને !"

આવા નીચ ઠેકાણે પણ પથિકને કોઇએ આશ્રય આપ્યો નહિ. મનુષ્યજાતિએ જાણે કે તેનો ત્યાગજ કર્યો હતો. અન્નહીન તથા આશ્રયહીન થઇને પથિક ચાલ્યો જતો હતો. કમનશીબ પથિકનો દૈવે તિરસ્કાર કર્યો, મનુષ્યજાતિએ તિરસ્કાર કર્યો. હવે સમસ્ત જગતના પાલનકર્ત્તા વિશ્વંભર પોતાને આશ્રય આપશે એવી આશાથી તે શ્રી-લક્ષ્મીનારાયણના મંદિર તરફ જવા લાગ્યો. મંદિરમાં પ્રવેશ કરીને તેણે પોતાનું મસ્તક નમાવી શ્રીલક્ષ્મીનારાયણને પ્રણામ કર્યા, તથા પાસેના એક ઓટલા ઉપર નિરાશ વદને તે બેઠો. આ સમય રાત્રિની આરતીનો હતો. ભક્ત તેમજ પૂજારીમંડળ ભક્તિપૂર્ણ હૃદયે આરતી ગાતું હતું. નગારાનો ધીમો પણ ગંભીર અવાજ આખા દેવળમાં ઘુમતો હતો. ઘંટાનાદ પણ સાંભળવામાં આવતો હતો; પરંતુ પથિકના અંતરની સ્થિતિ એ તરફ લક્ષ્ય આપવાને અસમર્થ હતી. ભૂખથી તેનો જીવ વ્યાકુળ બની ગયો હતો. તેનું મુખ ઘણું વિષણ્ણ જણાતું હતું. વિષણ્ણવદને તે ઓટલા ઉપર આડો પડ્યો હતો. તેને તેના શરીરનું પણ ભાન નહોતું. પોતાનો ડાબો હાથ મસ્તક નીચે મૂક્યો હતો અને જમણો હાથ છાતી પર મૂક્યો હતો. પથિક જાગ્રત સ્થિતિમાં પણ સ્વપ્ન જોતો હોય એવો તેને ભાસ થયો.

દૈવે પોતાને દુઃખ દેવામાં બાકી રાખી નથીઃ પરંતુ પોતે હવે પરમાત્માનો હાથ પકડ્યો છે. ઇશ્વર જાણે કે પોતાને હાથે તેને જમાડે છે. ઇશ્વરના અપૂર્વ તેજ તરફ આંખો ઉઘાડી જોવાનું સાહસ પથિક કરી શકતો નથી; પરમાત્મા અપાર પ્રેમથી તેને જમાડીને સ્વચ્છ, સુંદર પાત્રમાં તેને જાણે કે શીતળ જળ પાય છે. ઇશ્વર ! તમારો ઉપકાર કેવો મહાન્ છે ! તમારી પ્રીતિ કેટલી બધી છે ! તમે ખરેખરા દયાસાગરજ છો ! આખા દિવસમાં આપના સિવાય અનાથ પથિક પ્રત્યે કોઇએ દયામાયા દર્શાવી નથી. પથિકનો કંઠ ભરાઇ આવ્યો. તેનાં બન્ને નેત્રોમાંથી કૃતજ્ઞતાદર્શક અશ્રુધારાઓ

વહેવા લાગી. પરમકૃપાળુ પરમાત્માના ચરણોમાં નમી પડી હમ્મેશાને માટે તેમનો આશ્રય માગવાની પથિકને ઇચ્છા થઇ. સ્વપ્નમાંજ તે પરમાત્માના ચરણો પકડી તેમનો આશ્રય માગવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આવી રીતે પથિક સ્વપ્નમાં પ્રભુના ચરણો પકડી તેમનો આશ્રય માગવાનો પ્રયત્ન કરતો હતો એટલામાં તે ઓટલા ઉપરથી નીચે ગબડી પડયો. તેની સ્વપ્નનિદ્રા ઉડી ગઇ. તે જાગ્રત થયો તો બે માણસોને તેણે પોતાની પાસે ઉભા રહેલા જોયા. એ બન્ને માણસો તેનો તિરસ્કાર કરતા હતા. હજી પણ પોતાનો પગ એક માણસે પકડી રાખ્યો છે એમ પથિકને લાગ્યું. બીજો માણસ હાથમાં ફાનસ ઝાલીને પથિકના મસ્તક પાસે ઉભો રહી પૈશાચિક હાસ્ય કરતો હતો. પોતે પ્રભુના ચરણોમાં પડીને આશ્રય માગતો નથી; પરંતુ પોતાની તંદ્રાવસ્થામાં આ બે માણસોજ પોતાને દુઃખી કરે છે એવી ખાત્રી થયાથી પથિક ઉઠી બેઠો થયો. જે માણસે પથિકનો પગ પકડી રાખ્યો હતો તેણે કર્કશ કંઠે કહ્યું:-"હરામખોર! કોની પરવાનગીથી ત્હેં દેવમંદિરમાં પ્રવેશ કર્યો? આજે મંદિરમાં ચોરી કરવાનો ત્હારો વિચાર છે, કેમ? ગુરૂજી! આ બદમાશને આજની રાત્રિ એક ઓરડીમાં પૂરી રાખો. સ્હવારે એને પાછો પોલીસના તાબામાં સોંપવોજ જોઇએ તથા જીવનપર્યંત એને કેદખાનામાં નખાવવોજ જોઇએ."

પથિકે મહાકષ્ટે કહ્યું:-"ગુરુદેવ મ્હને બેલાશક એક ઓરડીમાં પૂરો. હું આજની રાત્રિ પસાર કરવાને માટેજ આશ્રયસ્થાન શોધું છું! આપ મ્હને પોલિસને સ્વાધીન કરવાની વાત કરો છો; પરંતુ હવે મ્હારા શરીરમાં પોલિસગેટ સુધી ચાલીને જવા જેટલી તાકાત નથી. હું ફોજદાર સાહેબ પાસે ગયો હતો તથા મ્હેં તેમને પુનઃ મ્હને કેદ કરવાની વિનંતિ કરી હતી; પરંતુ તેમણે મ્હારી વિનંતિ નહિ સાંભળતાં મ્હને કાઢી મૂક્યો. તમારે મ્હને બાંધવો હોય તો બાંધો; પરંતુ આજની રાત્રિ મ્હને અત્રેજ પડી રહેવા દો!"

હાથમાં ફાનસ ઝાલીને ઉભા રહેલા માણસે કહ્યું:-"એ કોણ છે? એ શી જાતનો છે? એનો ધર્મ કયો છે?"

"હું અહિં આવતો હતો ત્યારે અન્નપૂર્ણાગૃહના માલિક મ્હને મળ્યા હતા. તેમણે મ્હને આ બદમાશની હકીકત કહી હતી. આના જેવો બદમાશ સમસ્ત જગતમાં બીજો કોઇ નથી. કેમરે ભામટા! તું શી જાતનો છે?"

પથિક સ્તબ્ધજ રહ્યો હતો !

"કેમ બોલતો નથી ? કહે કે તું શી જાતનો છે ?"

"ગુરુજી ! હું બ્રાહ્મણ છું; પરંતુ હવે મ્હારી જાત ક્યાં રહી છે ? મ્હારા એકલાનીજ જાત જૂદીછે. આખી દુનિયાએ મ્હારો ત્યાગ કર્યોછે."

બીજો માણસ બોલી ઉઠયો:–"ગુરુજી, જુઓ સાલો કેવો લુચ્ચો છે ! એને મંદિરમાં રહેવા દેવો શ્રેયસ્કર નથી (પથિકને ઉદ્દેશીને) ચાલ, જલદી અહિંથી ચાલ્યો જા."

આમ કહી આ માણસે તેમજ તેના ગુરુજીએ પથિકનો હાથ પકડી, તેને ઉભો કરી, હડસેલી મારી, મંદિરની બ્હાર કાઢી મૂકયો. પથિક લાચારીથી પુનઃ પોતાની ન્હાની પોટલી બગલમાં મારી ચાલવા લાગ્યો. એવામાં પાસેજ એક ન્હાનો બગીચો તેના જોવામાં આવ્યો. હમણાં ચંદ્રદેવ આકાશમાં ઉદિત થયેલા હોવાથી પથિક બાગમાં બરાબર નજર ફેરવી શકયો. બાગની સંભાળ લેનાર તેમજ પુષ્પલતાઓને પાણી પાનાર કોઇ નહિ હોવાથી બાગની સ્થિતિ મૃતપ્રાયઃ થઇ ગઇ હતી. બાગની ઉત્તર બાજુએ એક ઝુંપડી પથિકની નજરે પડી. એટલામાં કોઇ નથી એવી ખાત્રી કર્યા પછી પથિકે બગીચામાં પ્રવેશ કર્યો અને ધીમે પગલે તે ઝુંપડીમાં જઇ પહોંચ્યો. ઝુંપડીમાં જતાં સુધીમાં કોઇ તેને મળ્યું નહિ યા તો કોઇ જીવતા પ્રાણીએ તેને અટકાવ્યો નહિ. ચંદ્રના મંદ પ્રકાશમાં, ઝુંપડીમાં એક બાજુએ ઘાસ ભરી રાખેલું તેના જોવામાં આવ્યું. આ ઠેકાણે કોઇ પોતાને હરકત કરશે નહિ એમ વિચારી પથિક ઘાસની ઉપર ચઢી સૂવાની તૈયારી કરવા લાગ્યો. થોડું ઘાસ આજુબાજુ કરીને તે સૂઇ જવાની તૈયારી કરતો હતો એટલામાં ઝુંપડીના ખુણામાંથી એક કૂતરો ભસતો ભસતો આગળ આવવા લાગ્યો. પથિકે જોયું તો તેને જણાયું કે એક જંગલી કૂતરો પૂછડી હલાવી ભસતો ભસતો ઝુંપડીના દ્વારમાં જઇ ઉભો રહ્યો છે. કૂતરો ઘણો મ્હોટો અને શક્તિવાન્ હતો. તેની ભયંકર મુદ્રા તેમજ રાતાંચોળ નેત્રો જોવામાં આવતાંજ પથિક કંપી ઉઠયો. ઑલામાંથી નીકળી ચુલ્હામાં પડવા જેવી તેની દશા થઇ. કૂતરો યમનું સ્વરુપ ધારણ કરી ઝુંપડીના દ્વારમાં ઉભો રહીને ભસ્યાજ કરતો હતો. તે ક્યારે તેના દાંત તેમજ નખથી પોતાના શરીરને ફાડી ખાસે તેનો કાંઇ નિયમ નહોતો. કૂતરાથી, પોતાનું સંરક્ષણ કરવાને માટે પથિકની પાસે એક પણ હથિયાર નહોતું. એક લાકડી સુદ્ધાં નહોતી. નિરૂપાયે પથિક ઘાસ પર સૂઇ ગયો અને પોટલીને છાતી સાથે દાબી રાખી તે ઘાસમાંજ વિશેષ

ઉંડે ઉતરીને પોતાનું શરીર છુપાવવાને પ્રયત્ન કરવા લાગ્યો. કૂતરો પણ ઘુરકતો ઘુરકતો ઝુંપડીના દ્વારમાંથી આગળ વધી ઘાસ પાસે આવવા લાગ્યો. પથિક જીવ જવાના ભયથી ઘાસમાં નીચે ઉતરવા લાગ્યો. કૂતરાની હિંમત હુમલો કરવાને ચાલી નહિ. બીજી તરફ પથિકની અસહાય તેમજ શકિતહીન સ્થિતિ હોવાથી તેની ઘાસમાંથી બ્હાર નીકળી કૂતરા ઉપર હુમલો કરવાની હિંમત થતી નહોતી. કૂતરો જેમ જેમ આગળ આવવા લાગ્યો તેમ તેમ પથિક તેની સ્હામે ઘાસનો મ્હોટો ઢગલો કરી પોતે અંદર ઘુસવા લાગ્યો. પોતાનો શિકાર પોતાની દૃષ્ટિને છેતરવાનો પ્રયત્ન કરે છે સમજી કૂતરો પોતાના શિકાર પર કૂદ્યો. હવે જીવ બચાવવાને માટે પથિકને કૂતરા સાથે યુદ્ધ કરવાની જરુર હતી. 'જ્યારે જીવ ઉપર સંકટ આવી પડે છે ત્યારે દુર્બળ માણસ પણ સબળ થાય છે' એવો જગતનો અનુભવ છે. તેજ પ્રમાણે પથિકના અંગમાં પણ શકિતનો સંચાર થયો. પોતાના પર હુમલો કરનાર કૂતરાના ગળામાંની સાંકળી પોતાના હાથમાં પકડી લઇને, પોતાનું સમસ્ત બળ એકત્ર કરી પથિકે કૂતરાને દૂર ફેંકી દીધો. કૂતરો જમીન પર પછડાઇ તરફડાટ કરવા લાગ્યો એટલે આત્મરક્ષણ કરવાને માટે પથિક ઝુંપડીની છાપરી પરથી એક લાકડું ખેંચવા લાગ્યો. બરાબર આ સમયેજ કૂતરાએ પુનઃ તેના પર હુમલો કર્યો. ફરીથી કૂતરાને એક લાત મારી, જમીનદોસ્ત કરી, પથિક ઝુંપડીનો ત્યાગ કરી ઉદ્યાનના પ્રવેશદ્વાર પાસે જઈ પહોંચ્યો. આથી પરાજિત થયેલા કૂતરાએ પણ થોડી ઘણી શાન્તિ ધારણ કરી. કૂતરાને શાન્ત થયેલો જોઇ પથિક પણ હાથમાંની લાકડી ફેંકી દઇ વિચારવા લાગ્યો:—"અરેરે! કૂતરા જેટલી પણ મ્હારી યોગ્યતા નથી ને?" આવા શોકજનક ઉદ્ગાર કાઢી તે બગીચાની બ્હાર નીકળી જે બાજુએ પોતાના પગ લઇ જાય એ બાજુએ જવા લાગ્યો; પરંતુ હવે તેના પગ પણ તેને ક્યાં લઇ જાય? મનુષ્યોએ ત્યાગ કર્યો, દૈવે પણ દુઃખ દેવામાં કમીના રાખી નહિ; મનુષ્ય તેમજ દેવ કરતાં પણ નીચ યોનીએ સુદ્ધાં તેને હાંકી કાઢ્યો! આવા વિચારોમાં ને વિચારોમાં પથિક પોતાની શુદ્ધિ ગુમાવવા લાગ્યો. આ સમયે ગગનમંડળમાં ચંદ્રદેવ પૂર્ણપ્રકાશથી પ્રકાશી રહ્યા હતા. પથિકને એમ લાગ્યું કે, પોતાના દર્શનથી, ચંદ્રબિંબની ચાર કળાઓ ઓછી થઈ! હજારો—અનંત ગાઉની ઉંચાઇએ આવેલા તારાઓ સુદ્ધાં પોતાનું તેમને દર્શન થશે એવા ભયથી વાદળાંઓ નીચે છુપાઇ જવા લાગ્યા!! પોતાનો ભાર

પૃથિવીદેવીથી સહન થતો નથી, કેમકે તે પોતાને જલદી ચલાવતી નથી. પથિક સ્વગત બોલી ઉઠયોઃ-" સમસ્ત જગતેજ જ્યારે મ્હારો ત્યાગ કર્યો ત્યારે મ્હારો પ્રાણ પણ કયાં જશે ? મ્હારા શ્વાસોશ્વાસની ભીતિ રાખનાર આ વાયુ મ્હારા પ્રાણવાયુને પોતાનામાં કેવી રીતે ભેળવી શકશે ? આપતત્વમાં મ્હારું આપતત્વ મળી જશે કે ? મ્હારા હૃદયના પતનથી પૃથિવીદેવીને કાંઇ નુકસાન તો નહિ થાય ને ? અરેરે ! "

અંતરના સંતાપથી તથા શરીરની વ્યાકુળતાથી પથિક હવે એક ડગલું પણ આગળ ભરવાને અશક્ત બની ગયો. તેના બન્ને પગ ધ્રૂજવા લાગ્યા. શરીર જેમ ફાવે તેમ વળી જવા લાગ્યું. પથિક નિરુપાયે રસ્તાની એક બાજુએજ બેસી ગયો;-બેસી ગયો એમ કહેવાને બદલે તેનાથી બેસી જવાયું એમ કહીશું તો તે વધારે ઉચિત ગણાશે. તેને પોતાની પોટલીની શુદ્ધિ નહોતી. મંદિરમાં તે જોડા ભૂલી આવ્યો હતો તેનું તેને ભાન નહોતું. પોતાના શરીરનું પણ તે ભાન ભૂલી ગયો હતો. બેશુદ્ધ બની જઇને તે રસ્તા ઉપર પડયો હતો. આવી સ્થિતિમાં કેટલો સમય પસાર થયો હશે એ કહી શકાય તેમ નથી. એટલામાં હાથમાં ફાનસ લઇને ત્યાંથી એક વૃદ્ધ સ્ત્રી જતી હતી. તેણે પથિકને જોઇ પૂછયું:—" અરે ! આ રસ્તામાં કોણ પડયું છે ? "

પથિકે એક નિશ્વાસ મૂકીને કહ્યું:-" એક કમનશિબ માણસ !"

વૃદ્ધ સ્ત્રીએ પૂછયું:—" અહિં શું કરે છે ? "

પથિકે ઉત્તર આપ્યો:-" હું અહિં સૂઇ રહ્યો છું એ તમે જોઇ શકતાં નથી કે ? "

વૃદ્ધ સ્ત્રીના અંતરમાં દયા ઉપજી. તેણે કહ્યું:-" ભાઇ ! આવા કાંકરાવાળા રસ્તામાં સૂઇ રહેવાથી ત્હારાં હાડકાં નહિ દુઃખે કે ? "

" મ્હારાં હાડકાં આજકાલ કરતાં અઢાર વર્ષની મજુરીથી દુઃખ ભોગવીને કેળવાયલાં છે. આજે માત્ર શેતરંજી નથી એટલોજ મ્હારી સ્થિતિમાં ફર્ક છે ! " પથિકે સહજ કંટાળીનેજ કહ્યું.

" તું સિપાહીની નોકરી કરે છે કે શું ? "

પથિકે કહ્યું:-" હા. "

વૃદ્ધાને ઘણી ધીરજ આવી હતી. તેણે કહ્યું:-" અરે ! ત્યારે તું કોઇ ઓળખીતા માણસને ત્યાં જઇને સૂઇ રહે. તેમ ન બને તો ધરમશાળામાં જા."

" વીશીમાં જવાને પૈસા નથી. વળી હું કોઇને ઓળખતો નથી. હવે કહો જોઇએ કે, હું ક્યાં જઉં ? "

" વીશીમાં જવા જેટલા પૈસા હું તને આપું છું; પછી કાંઇ? "

પથિકે કંટાળીને કહ્યું:—" ઠીક; પરંતુ હું વીશીમાં કદાપિ જતો નથી ! "

વૃદ્ધાએ આ વાક્યનું કારણ પૂછ્યું એટલે સહજ ક્રોધ દર્શાવતાં પથિકે કહ્યું:–" મ્હને કોઇ આશ્રય આપતું નથી. હું જ્યાં જઉં છું ત્યાંથી મ્હને સૌ હાંકી કાઢે છે. "

વૃદ્ધાના અંતરમાં વિશેષ દયા ઉપજી. તેણે પથિકની પાસે જઇને કહ્યું:–" તેઓ શા માટે તને હાંકી કાઢે છે ? "

" મ્હારી કર્મકથા ઘણી લાંબી છે. "

" ઠીક ત્યારે, જો હું મ્હારે ત્યાં ત્હારી જમવા સૂવાની વ્યવસ્થા કરત; પરંતુ પરતંત્રતાને લીધે હું તેમ કરી શકતી નથી; છતાં હું તને એક ઘર બતાવી દઉં છું. ત્યાં ત્હારી સઘળી વ્યવસ્થા થશે. એ ઘરના માલિક મહાન્ ધર્માત્મા છે. તેઓ મ્હારા ગુરુ છે. "

" મહાશયા ! આ જગતમાં મ્હને કોઇ આશ્રય આપે તેમ નથી. એક કૂતરા સુદ્ધાંએ મ્હારા દુઃખમાં વધારો કર્યો છે ! "

" તું મ્હારૂં ડોસીનું કહ્યું સાંભળ. આ સ્હામેજ 'આનંદધામ' નામનો મઠ છે. ત્યાં તું જા. જો ત્યાં ત્હારી વ્યવસ્થા ન થાય તો તું અહિં આવીને પડ્યો રહેજે. "

પથિક ઉઠયો અને આશામાં ને આશામાં તે વૃદ્ધ સ્ત્રીએ દર્શાવેલા 'આનંદધામ' તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

### સ્વામી સ્નેહજ્યોતિ.

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षतेयोगयुक्तात्मा सर्वत्रसमदर्शनः॥ श्रीमद्भगवद्गीता.**

આપણા પથિકને જગતનો જેવો ક્રૂર અનુભવ થયો તેવોજ યાતો

તે કરતાં પણ ભયંકર ક્રૂર અનુભવ બીજાં ઘણાં માણસોને થયો હશે. એટલા ઉપરથી જગતને નીચતાનો દોષ દેવો ઉચિત નથી. જે જગતમાં સ્વાર્થી, પ્રપંચી તેમજ કપટી લોકોનો નિવાસ છે તેજ જગતમાં ઉદારચરિત પુણ્યશાળી તેમજ પરમાર્થી મનુષ્યો પણ છે. જો એમ ન હોય તો જગતનું અસ્તિત્વ હોવું અસંભવ છે. નીચ તેમજ સ્વાર્થી લોકો પોતાનાં નિંદ્ય કાર્યોથી જગતનું નુકસાન કરે છે ત્યારે ઉદારચરિત લોકો જગતના ઉપર ઉપકારો કર્યા કરે છે. વડવાનળ સમુદ્રનું શોષણ કરે છે ત્યારે સદય મેઘ તેનું પોષણ કરે છે. જગતમાં સર્વત્ર સઘળા પ્રકારોમાં આવી ભિન્નતા જોવામાં આવે છે.

આવાજ ઉદારચરિત પુરુષોમાંના એક પુરુષ–મહાત્મા સ્વામી સ્નેહજ્યોતિ હતા. તેઓ સમસ્ત ભૂતમાત્રમાં ઇશ્વરનુંજ દર્શન કરતા હતા. સ્નેહજ્યોતિનું સ્વામી અખિલ જગત હતું અને તેઓ જાતે જગતના એક અલક્ષિત કિંકર હતા. પોતાની નમ્ર સેવા તરફ જગતના સ્વામી જુએ, એવો તેમને કદિ વચાર સુદ્ધાં આવ્યો નહોતો; એટલુંજ નહિ; પરંતુ જો કોઇ તેમની નિંદા કરતું તો તે માટે પણ તેમનું મન દુભાતું નહિ. હર્ષશોકથી તેઓ કદિ વિચળિત થતા નહિ. તેઓ સરળ હૃદયના હોઇ હમ્મેશાં સાદાઇમાં રહેવાનું પસંદ કરતા હતા. પોતાના દેહનો નિર્વાહ કેવી રીતે થશે તેની તેમને સહજ પણ ચિંતા નહોતી; કેમકે સમસ્ત ત્રિભુવનના લોકોની ચિંતા પરમકૃપાળુ પરમાત્માએ ઉપાડી લીધી છે એમ તેઓ કહેતા, તથા વસ્તુસ્થિતિ પણ તેવીજ હતી. તેમના નિષ્કામ, નિર્લોભ તથા નિસ્પૃહ આચરણના આકર્ષણથી ભાવિક પુરુષો તેમને કોઇપણ પ્રકારની અડચણ પડવા દેતા નહોતા. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, જે ધર્મમાં પોતાની મતિ ગતિ રાખે છે, તેનો ધર્મ કદિ ત્યાગ કરતો નથી. પોતાની આજીવિકા કેવી રીતે ચાલે છે તેની સ્વામી સ્નેહજ્યોતિને પણ માહિતી નહોતી.

રાત્રિ ઘણી વીતી ગઇ હતી. સ્વામી સ્નેહજ્યોતિની પાસે તેમનો એક શિષ્ય અને શિષ્યા બેઠાં હતાં. શિષ્યા સ્વામીને ભોજન માટે ઉઠવાનો આગ્રહ કરતી હતી. એટલામાં ત્રિકાળજ્ઞાની મહાત્માએ કહ્યું:— "આજે એક અતિથિ આપણા આશ્રમમાં આવનાર છે. તેની આપણે રાહ જોવાની જરુર છે. જા, તું ત્હારૂં કામકાજ કરી નાખ!"

શિષ્યે કહ્યું:—"ગુરુદેવ! આપણા આશ્રમમાં વારંવાર અસંખ્ય અતિથિઓ આવે છે. જો તેમની પ્રત્યેકની રાહ જોઇને આપ બેસી રહો તો આપને આસન ઉપરથી ઉઠવાનોજ સમય ન મળે."

સ્વામીએ શિષ્યનાં વચનો પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં કહ્યું:—"યોગિનિ! આજે કીર્ત્તિપ્રસાદે દેવપૂજાને માટે બે ચાંદીનાં તરભાણું અને મ્હારે માટે ચાંદીની પાવડીઓ અર્પણ કરી છે તે મ્હને બતાવીશ કે?"

યોગિનીએ કહ્યું:—"પ્રભુ! એ વસ્તુઓ ઘરમાં પડી છે. જો આજ્ઞા હોય તો અહિં લઇ આવું."

સ્વામીએ કહ્યું:—"યોગિની! પત્ર, પુષ્પ, ફળ તેમજ ત્રાંબાના તરભાણાની પૂજાથી પ્રસન્ન થનાર પરમાત્મા એ ચાંદીનાં તરભાણાંની પૂજાથી વિશેષ પ્રસન્ન થશે કે? લાકડાની પાદુકાએ કરતાં ચાંદીની પાદુકાઓ પહેર્યાથી મ્હને વિશેષ સુખ થશે કે? મૃદુતા અને હલકાપણું ચાંદીમાં છે કે? કિર્ત્તિપ્રસાની ભક્તિ લક્ષ્મી ઉપર છે—નિષ્કામતા ઉપર નથી."

આ સમયે આનંદધામના દ્વારને કોઇએ ખડખડાવ્યું. એ અવાજ સાંભળતાંજ યોગિનીએ કહ્યુ:—"જુઓ મહારાજ! ચાર પાંચ વખત કેદખાનામાંથી નાશી છુટેલો બદમાશ કેદી રંગનાથ આજે ગામમાં આવ્યો છે! સઘળા લોકોના ભયનો પાર રહ્યો નથી. આજે કોનું ભાગ્ય ફુટશે તે કોણ જાણે છે! ઉમાપતિ! આશ્રમનાં બારણાં બરાબર બંધ કર્યાં છે ને?"

સ્વામીએ કહ્યું:—"બેટા! જો એ રંગનાથ આપણા આશ્રમમાં આવે તો તેથી આપણને શું નુકસાન થાય તેમ છે?"

યોગિની:—નુકસાન એ થાય કે, આશ્રમમાં જે બે ચાર ફાટેલાં તૂટેલાં વસ્ત્રો છે તે પણ એ લઈ જાય.

સ્વામીએ હસીને કહ્યું:—"બ્હેન! તું સંપૂર્ણ વિચાર કરી જો કે આ જગતમાં ત્હારું શું છે? ત્હારા દેહના અવયવો સુદ્ધાં ત્હારા નથી. બીજાએ આપેલી વસ્તુ પોતાનીજ છે એમ માનવું એ મ્હોટી ભૂલ છે. જે પરમાત્માએ તને દેહ આપ્યો છે તેજ પરમાત્મા જ્યારે ત્હારો દેહ પાછો માગશે ત્યારે ત્હારે તે આપી દેવો પડશે. એ સમયે ત્હારા આત્માને આ પંચભૂતના પૂતળામાંથી ચાલ્યા જવું પડશે, તે તું જાણે છે? વળી તું જાતેજ કોણ છે? તને રંગ નથી તેમ રુપ પણ નથી! જગતમાં તું નથી તેમ હું પણ નથી! પછી અમુક વસ્તુ ત્હારી શાની અને મ્હારી શાની? ઠીક, પણ એ વસ્તુઓ એક વખત મ્હને જોવા દે! કીર્ત્તિપ્રસાદની લક્ષ્મીભક્તિનું મ્હને અવલોકન કરવા દે!"

સ્વામીજીનાં વચનો પ્રત્યે દુર્લક્ષ્ય કરી યોગિનીએ કહ્યું:—"ભાઈ

ઉમાપતિ ! જા, બારણાં બરાબર બંધ કરેલાં છે કે નહિ તે જોઇ આવ."

આ સમયેજ પાછાં બારણાં ખડખડયાં સ્વામીજી બોલી ઉઠયાઃ—"આવ્યો આવ્યો—વિલંબ થયો છે એ માટે ક્ષમા કરો. આપને બ્હાર ઉભા રાખવાની મ્હારી ઇચ્છા નથી."

ઉમાપતિએ કહ્યુંઃ—"મહારાજ ! હુંજ બારણાં ઉઘાડીને જોઇ આવું છું કે, કોણ આવ્યું છે ? આપ શા માટે શ્રમ લ્યો છો ?"

સ્વામીજીઃ—માત્ર જોઇ આવીશ નહિ; પરંતુ જે કોઇ આવ્યું હોય તેને માનસહ આશ્રમમાં લઇ આવ. એજ આપણો અતિથિ છે.

સ્વામીજીનું વાકય પૂરૂં થતાંમાંજ યોગિની ઘરમાંથી ચાંદીનાં બે તરભાણાં અને પાદુકાઓ લઇ આવી તથા બારણાં ઉઘાડનાર ઉમાપતિના તરફ સહજ સભયદૃષ્ટિથી જોઇ રહી.

પરંતુ આ સમયે તેની નજરે કોણ પડયું ? આશ્રયને માટે આપણો પથિકજ તેની નજરે પડયો. અતિશય પ્રવાસ કર્યાથી ક્ષીણ થયેલી પથિકની મૂર્તિ દીપકના મંદ પ્રકાશમાં તેની નજરે પડી. પથિક શરીરે તો ઉંચોજ હતો. તેમાં વળી પ્રકાશ તેમજ અંધકારના વિરલ પડદામાં તે ઉપસ્થિત થયો તેથી વિશેષ ઉંચો દેખાયો. કોઇ રાક્ષસજ પ્રકટ થયો છે વિચારી યોગિની એક વખત કંપી ઉઠી. તેણે ચાંદીના તરભાણાં અને પાદુકાઓ પોતાના ભગવા વસ્ત્રમાં છુપાવી દીધી. યોગિનીની આવી સ્થિતિ જોઇ સ્વામીજીને સહજ હસવું આવ્યું; પરંતુ પોતાનો આવો ભાવ છુપાવીને તેમણે ગંભીર સ્વરે કહ્યુંઃ—"વત્સ ! પરમાત્મા ત્હારું કલ્યાણ કરો. શાન્તિથી આવ ને આસન પર બેસ."

આમ છતાં પણ પથિક આગળ આવ્યો નહિ. તેણે દૂર ઉભા નમ્રસ્વરે કહ્યુંઃ—"સાંભળો, આજકાલ કરતાં અઢાર વર્ષ કેદખાનામાં વીતાડી આજે ચાર દિવસથી હું છુટો થયો છું. બે દિવસથી હું પગે ચાલીને સતત મુસાફરી કરું છું; પરંતુ જ્યાં જઉં છું ત્યાં મ્હારા દુર્ભાગ્યે મ્હને આશ્રય મળતો નથી. હું એક અન્નપૂર્ણાગૃહમાં ગયો તો ત્યાંથી મ્હને હાંકી કાઢયો. હૉટલમાં પણ મ્હને કોઇએ ખાવાનું આપ્યું નહિ. આજની રાત્રિ મ્હને કેદખાનાંમાં પડી રહેવા દેવાની મ્હેં ફોજદાર સાહેબને પ્રાર્થના કરી; પરંતુ તેમણે મ્હારી પ્રાર્થના સાંભળી નહિ અને ઇનામમાં મ્હને ચરણપ્રહારની પ્રસાદી મળી ! મનુષ્યો તો શું પરંતુ પશુજાતિ સુદ્ધાં મ્હારો તિરસ્કાર કરે છે. મ્હારી જાત નથી, ધર્મ નથી—કાંઈ નથી. આ શરીરને માત્ર સૌ રંગનાથના

નામથી ઓળખે છે. બ્હેન! તમે ભય પામશો નહિ. આખું ગામ મ્હારું નામ સાંભળીને તમારી માફક ભય પામે છે—જાણે કે હું એક રાક્ષસ છું—અરે નરક છું! લોકો નરકની દુર્ગંધ વેઠી શકે છે; પરંતુ મ્હારી વેઠી શકતા નથી. આવો હું નરાધમ છું!—નીચ છું! માટે જો મ્હને પ્રથમ બોલાવી પાછો હાંકી ન કાઢો તોજ હું તમારી પાસે આવું. મ્હારી પાસે પંદર વીસ રૂપિયા છે. જો પૈસા લઇને તમે મ્હારા ભોજન તેમજ શયનની વ્યવસ્થા કરશો તો પણ મ્હને હરકત નથી. જો અગાઉથી પૈસા જોઇતા હોય તો પણ હું આપવાને તૈયાર છું; પરંતુ આશા આપીને પછીથી મ્હને નિરાશ કરશો નહિ, એટલીજ મ્હારી નમ્ર પ્રાર્થના છે. કહો, હવે હું આવું કે?"

સ્વામીજીનું હૃદય ઘણું દ્રવિત થયું. તેમણે આસન પરથી ઉઠી, યોગિની પાસે જઇને કહ્યું:—" બેટા! આમ સ્તબ્ધ શા માટે બની ગઈ છે? જો જો, આ બિચારો કેટલો બધો દુઃખી છે? જા, હાથ પગ ધોવાનું પાણી લઈ આવ. (રંગનાથને ઉદ્દેશીને) આવ ભાઇ! આવ, આ આશ્રમ ત્હારોજ છે."

પથિકે આગળ વધતાં કહ્યું:—" મ્હેં શું કહ્યું તે સાંભળ્યું કે? મ્હેં જે કાંઈ કહ્યું છે, એ હકીકતનો પ્રથમ વિચાર કરી જુઓ! હું સમાજની દૃષ્ટિથી ચ્યુત છું. ધર્મદૃષ્ટિથી રાક્ષસ છું. યમના રાજ્યનું દૃશ્ય ચિત્ર—કેદખાનું પણ મ્હને ખુલ્લા અંતઃકરણથી રહેવા દેતું નથી એટલો હું અધમ છું. હું કેદખાનામાંથી છુટયો છું તેનો આ દાખલો જુઓ. એમાં " પાંચ વર્ષ સુધી પોલિસમાં હાજરી આપ્યા કરવી." એવી કલમ લખેલી છે. આવા હલકટ નરાધમ રંગનાથને તમે આશ્રય આપવાને તૈયાર છો કે? આપ પૈસા લઇને મ્હને અન્ન તથા જગ્યા આપશો કે?"

પથિકનાં વચનોનો સરળ ઉત્તર નહિ આપતાં સ્વામીએ કહ્યું:— " વત્સ ઉમાપતિ! જલદી કર, આ મહાભાગ્યની અલભ્ય પંક્તિનો લાભ આપણને મળનાર છે. આજે હું કૃતકાર્ય થયો. આવ, રંગનાથ! આવ. ઇશ્વરને પણ કેદખાનામાં નથી રહેવું પડયું કે? ભાઇ! આ વિશ્વ એક કેદખાનુંજ છે, તથા આપણો દેહ એ અજસ્ર તુરંગમાંની કોટડી છે. જેનામાં ઇશ્વરી અંશ વિશેષ ઉન્નત થયેલો છે તેજ આ વિશ્વરુપી તુરંગના દરવાજા તોડી નાખી બ્હાર જઈ શકે છે. કેદખાનામાંથી છુટેલો કેદી વ્યક્તિના સંબંધથી જેવી રીતે તેના કામદારોની સમતાનો થાય છે તેવીજ રીતે વિશ્વરૂપી કેદખાનામાંથી છુટેલો

કેદી સંતસાધુ-પરમેશ્વરની સમાન થાય છે. ત્હેં ચાર પાંચ વખત માનવી કેદખાનું ફોડ્યું છે તેથી તું આ પરમેશ્વરી કેદખાનું પણ ફોડી શકીશ એ માટે સહજ પણ સંશય નથી. આવ, તું ત્હારી પંક્તિનો અમને અલભ્ય લાભ આપી પાવન કર !"

સ્વામીનાં દયા તેમજ પ્રેમપૂર્ણ વચનો સાંભળવામાં આવતાંજ પથિક અતિ આનંદિત થયો. તે આનંદઘેલો બની જઇને બોલ્યોઃ- "શું હું મહાભાગ્ય છું ? મહાભાગ્ય સમજીને આપ મ્હારૂં સંમાન કરો છો ? 'પાજી-બદમાશ-હરામખોર-લુચ્ચો-ગધેડો' એજ શબ્દો અઢાર વર્ષ સુધી મ્હારા સંમાનના સંબોધનો હતાં. 'મહાભાગ્ય' શબ્દ આજ સુધી કોઇએ મ્હને ઉદ્દેશીને કહ્યો નથી ! આજે મ્હને ભ્રમ તો નથી થયો ને ? હું સ્વપ્નમાં તો નથી ને ? શું 'મહાભાગ્ય' શબ્દજ નિંદાને ધોઈ નાખે છે ? જેના દર્શન માત્રથી ઘણું પાપ લાગે છે તે નરાધમ-પાપીની પંક્તિના લાભને આપ અલભ્ય લાભ સમજો છો ? આ શું ખરું છે ?" એકાએક કાંઇ જૂદો જ વિચાર આવતાં પથિકનું વદન ચિંતામગ્ન બની ગયું. તેણે કહ્યુંઃ-"નહિ નહિ, તમે મ્હારી ઠઠ્ઠા મશ્કરીજ કરો છો ! અરેરે !—"

સ્વામીજીએ પથિકને આગળ બોલવા દીધો નહિ. તેમણે પથિકનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—"વત્સ ! મહાભાગ્ય શબ્દ સાંભળવાને યોગ્ય માત્ર તું એકલોજ છે. અરે, જેણે ઐહિક કેદખાનાની બેડીઓ તોડી નાખી તે પરમેશ્વરી કેદખાનાની સંસારરૂપી ત્રિવિધતાપની પ્રચંડ બેડીઓ તોડી નાખશે એમાં શું આશ્ચર્ય છે ? આવા વીર અતિથિના સહવાસનો લાભ મળવાથી હું કૃતકાર્ય નથી થયો કે ?"

આમ કહી સ્વામીજીએ તેનો હાથ પકડી પુનઃ કહ્યું:—"હવે ત્હારાથી બોલી પણ શકાતું નથી. ચાલ, ત્હારી ભગિનીએ ભોજન પીરસી રાખ્યું છે. પ્રથમ ત્હારા અવસન્ન થઇ ગયેલા દેહ અને મનને ભોજન કરી લઇ સ્થિર તેમજ શાન્ત થવા દે. પછીથી ત્હારે જે કાંઇ કહેવું હોય તે કહેજે ! હું ત્હારી સેવામાં તત્પર રહીશ."

પથિકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મંદિરમાં જેવું સુખસ્વપ્ન જોયું હતું તેવુંજ સુખસ્વપ્ન પોતે અહિં જુએ છે એમ તેને લાગ્યું. મંદિરમાંના સ્વપ્નનો અંત જેવો દુઃખજનક આવ્યો હતો તેવો દુઃખજનક અંત આ સુખસ્વપ્નનો તો નહિ આવે ને ? તેણે સ્તબ્ધ થઈ ભ્રમિત દૃષ્ટિથી સ્વામીના તેજસ્વી વદનમંડળ તરફ જોઇને કહ્યું:— "પ્રભુ ! આપ કોણ છો ? આપનું નામ શું છે ? આપની શી જાતિ છે ? આપ શો ધંધો કરો છો ?"

સ્મિત હાસ્ય કરતાં સ્વામીજીએ કહ્યું:—"વત્સ! લૌકિક જનો મ્હને સ્નેહજ્યોતિ કહે છે. હું પણ ત્હારા જેવોજ નામરૂપહીન છું; પછી મ્હારો શો ધંધો હોય? અને જાત પણ શી હોય? હું માત્ર એટલું સમજું છું કે, સમસ્ત ત્રિભુવન મ્હારી જાતિનું છે!"

પથિકે કહ્યું:-"પિતા! આપ કહો છો એ ઉપરથી હું કાંઇ સમજી શકતો નથી. તમે કૃપાળુ છો. તમારા રોમે રોમમાંથી દયાની ધારાઓ વહે છે એ નિ:સ્સંદેહ છે. ત્યારે તમે મ્હારા અન્ન તેમજ આશ્રયની વ્યવસ્થા કાંઇ લીધા સિવાય કરશો?"

પથિકની પોટલી પોતાના હાથમાં લઇને સ્વામીજીએ કહ્યું:—"હા, આ આશ્રમ ત્હારોજ છે!" આમ કહીને સ્વામીજીએ પોતાના શિષ્યનાં કેટલાંક સ્વચ્છ કપડાં મંગાવી, રંગનાથનાં જીર્ણ કપડાં કઢાવી નખાવી તેને એ સ્વચ્છ કપડાં પહેરાવ્યાં. રંગનાથે પોતાનું શરીર જળથી ધોઇ નાખ્યું એટલે તેની અંગકાન્તિ ચમકવા લાગી. તેની મુખમુદ્રા આનંદિત બની ગયેલી હોવાથી પ્રથમ જણાતી ભયંકરતાનો નાશ થયો હતો. સ્વામીજીના પ્રેમપૂર્ણ માયાળુ વ્યવહારથી તેનું અંતઃકરણ પ્રસન્ન થયું હતું. આ સમયે તેને જે અનિર્વચનીય આનંદ થતો હતો એવો આનંદ તેને અઢાર વર્ષ દરમ્યાન કદિ થયો નહોતો.

સ્વામીજી, ઉમાપતિ અને પથિક ત્રણે જણા જમવા બેઠા. ભોજન સાદું હતું; પરંતુ તે પ્રેમના પદાર્થોથી તૈયાર કરેલું હોવાથી પથિકે પુષ્કળ ભોજનને પેટમાં પધરાવી દીધું. સ્વામીજી પથિકને વારંવાર પરિતૃપ્તિ થાય ત્યાં સુધી ભોજન કરવાનો આગ્રહ કરતા હતા. અનેક વર્ષોથી પથિકને આવું સ્વચ્છ અને સ્વાદિષ્ટ ભોજન મળ્યું નહોતું. ભોજન કરતાં કરતાં તેણે સ્વામીજીને કહ્યું:-"પ્રભુ! આવું અમૃતતુલ્ય ભોજન આજે મ્હને લગભગ અઢાર-વીસ વર્ષને અંતરે મળે છે. બ્હેન પણ રસોઇ બનાવવામાં સૈરંધ્રી જણાય છે!"

સ્વામીજીએ દુ:ખિત થઇને કહ્યું:-"ભાઈ! ત્હારે પુષ્કળ દુઃખ ભોગવવું પડયું હશે; પરંતુ વત્સ! ધૈર્યનો ત્યાગ કરીશ નહિ. સમસ્ત જગતને છોડી દે. આ જગતમા મ્હને કોઈ આશ્રય આપશો કે? એવી યાચના કરીશ નહિ. તું જગતના સ્વામી સચ્ચિદાનંદને શરણે જવાનો પ્રયત્ન કર. એ તને સહાયતા કરશે અને આશ્રય આપશે. તેમણે પોતાને મુખે સ્પષ્ટતાથી એમ કહ્યું છે કે:-"જો કોઇ માણસ દુરાચારી હશે અને મ્હને તે એકાગ્રતાથી ભજશે તો તે દુરાચારીને બદલે ધર્માત્મા થઈ જશે તથા તેને શાશ્વત શાન્તિસુખ પ્રાપ્ત થશે." ભગવાનનાં

વચનો કદિ ખોટાં ઠરતાં નથી. તું ત્હારા મનમાંથી અસત્ વિચારો કાઢી નાખ. સઘળી મનુષ્યજાતિને ત્હારે માટે જે તિરસ્કાર ઉપજયો છે તે તું પુણ્ય, પ્રેમ તેમજ દયાથી દૂર કરી નાખ. પ્રેમના આકર્ષણથી પ્રેમ પ્રાપ્ત થાય છે. દયાથીજ દયા ઉપજે છે. સત્ય અને દયાભૂત ધર્મજ ધર્મ છે. મ્હારે ત્યાં આવ્યાથી જો ત્હારા મનમાં સદ્વિચાર, શાન્તિ, દયા તેમજ સાર્વજનિક પ્રેમ ઉત્પન્ન થશે તો હું ખરેખર કૃતકાર્ય થયો છું એમ સમજીશ—આજ સુધીની મ્હારી તપશ્ચર્યા ફળિભૂત થઇ છે એમ સમજીશ."

પથિક સ્તબ્ધજ રહ્યો. તેણે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. વચ્ચે વચ્ચે તે પોતાના મુખમાં કોળિઓ મૂકતાં મૂકતાં સ્વામીજીના મુખમંડળ તરફ જોતો હતો.

ભોજન થઈ ગયું. હાથ મ્હોં ધોઈ રહ્યા પછી સ્વામીજીએ રંગનાથનો હાથ પકડીને પુનઃ પ્રેમપૂર્વક કહ્યું:—" મહાભાગ્ય ! તું ઘણો થાકી ગયેલો જણાય છે. ત્હારે માટે જે શય્યા તૈયાર કરવામાં આવી છે તેના પર તું સૂઇ જા. પરમકૃપાળુ પરમાત્મા તને સુખ તેમજ શાન્તિદાયિની નિદ્રા આપી ત્હારા સકળ દુઃખને દૂર કરશે."

સ્વામીજી તરફ જોઇ, ભીષણ હાસ્ય કરતાં રંગનાથે કહ્યું:— "હું આપના આશ્રમમાં સૂઈ રહીશ તેથી આપનો જીવ ચિંતાતુર તો નહિ થાયને ?"

સ્વામીજીએ ચાંદીની પાવડીઓ પગમાં પહેરી કહ્યું:—" ચિંતાતુર શા માટે થાય ? ઉલટો આજે તો મ્હને અપાર આનંદ થયો છે."

આમ કહીને સ્વામીજી રંગનાથને તેને માટે જે ઓરડીમાં શય્યા તૈયાર કરાવી હતી તે ઓરડીમાં લઇ ગયા. રંગનાથે સહજ હસીને પૂછયું:—"મહારાજ ! આ પાવડીઓ આપનીજ છે કે ?"

સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું:—"જે વસ્તુનો ક્રય વિક્રય થાય છે—જે વસ્તુની લેવડ દેવડ થાય છે તે વાસ્તવિક રીતે કોઇની માલકીની હોતી નથી. આ પાવડીઓ ઉપર ત્હારો જેટલો અધિકાર હશે તેટલો કદાચ મ્હારો અધિકાર નહિ હોય ! તને આ પાવડીઓ ગમે છે ? જો ગમતી હોય તો એ ત્હારીજ છે. હું અને તું જૂદ નથી ! હવે આ શય્યામાં તું શાન્તિથી સૂઈ જા. જો, અહિં એક સ્વચ્છ જળથી ભરેલું પાત્ર પડેલું છે. તૃષા લાગે તો તેમાંથી પાણી પીજે." આમ કહીને સ્વામીજીએ રંગનાથના મસ્તક પર હાથ મૂક્યો.

વીસ વર્ષમાં કદાપિ સ્વપ્નમાં પણ ન અનુભવી હોય એવી સુખ-

શય્યામાં રંગનાથ સૂઈ ગયો. પછીથી સ્વામીજી બારણું ખાલી અડકાવીને ત્યાંથી ચાલ્યા ગયા. સ્વામીજી રંગનાથની ઓરડીમાંજ ચાંદીની પાદુકાઓ રાખી ગયા. પ્રથમ થોડા સમય સુધી રંગનાથનો જીવ એ પાદુકાઓમાં હતો; પરંતુ એ દિવસના અસાધારણ શ્રમથી તે શ્રમિત થઇ ગયેલો હોવાથી અલ્પકાળમાંજ તે નિદ્રાધીન થયો; પરંતુ તે કેટલા સમય સુધી નિદ્રાનો આસ્વાદ લઈ શકયો ?

---

## પ્રકરણ ૩ જું.

---

### રંગનાથનો પૂર્વપરિચય.

---

" લે મુફલિસ ઔર ફકીરસેતા શાહ ઔર વજીર,
કૌડી વોહ દિલરૂબા હય કે હય સબકે દિલ પજીર;
દેતે હય જાન કૌડીપે તિફલો જવાનો પીર,
કૌડી અજબ હી ચીજ હય મંય કયા કહું નજીર;
કૌડીકે સબ જહાનમેં નકશો નગીન હંય,
કૌડી ન હો તો કૌડી કે ફિર તીન તીન હંય. "

પર્વત પરથી ગબડી પડતો પ્રચંડ પત્થર જમીન સુધી પહોંચતાં સુધીમાં જેવી રીતે ભાંગી તૂટીને છેક ન્હાનો થઈ જાય છે તેજ પ્રમાણે રંગનાથનું કુળ આબરૂદાર તેમજ ઉચ્ચ હતું તો પણ કાળના મસ્તક પરથી ગબડીને અંતે હીન સ્થિતિમાં આવી પહોંચ્યું હતું. રંગનાથના પૂર્વજો ખેતીવાડી કરીને પોતાના કુટુંબનો નિર્વાહ સારી રીતે ચલાવતા હતા, પરંતુ કાળક્રમે સરકારને જમીનનો કર વધારે ભરવાનો વખત આવી પહોંચ્યો. એક પછી એક વર્ષો પણ ખરાબ આવવાં લાગ્યાં. છપનીઆ જેવા એક ભયંકર દુષ્કાળે દેખાવ દીધો. તેમજ બીજા એવા કેટલાક બનાવો બન્યાથી રંગનાથના પિતાના સમયમાં ખેતીવાડીનું ઉત્પન્ન ઘણું ઓછું થઇ ગયું. સઘળી ખેતીવાડી કેટલાક શાહુકારોએ લખાવી લીધી હતી. આથી રંગનાથના પિતાના શિર પર જેટલા કેશ નહોતા એટલું રૂણ થવાથી રંગનાથની બાલ્યાવસ્થા પણ દુઃખમાં પસાર થઇ હતી. આમ છતાં રંગનાથને તેના પિતાએ ગુજરાતી છઠ્ઠા ધોરણનો તેમજ ઇંગ્રેજી એક બે ચોપડીઓનો અભ્યાસ કરાવ્યો હતો. રંગનાથ શરીરે બળવાન, હૃદયનો નિખાલસ, બુદ્ધિનો ચપળ અને અંતઃકરણનો પ્રેમળ હતો. બીજાઓનું દુઃખ જોવામાં આવતાં

તે દુઃખિત બની જતો હતો. રંગનાથ ઉંમર લાયક થયો ત્યાં સુધી જો તેના પિતા જીવતા રહ્યા હોત તો રંગનાથની ચપળ બુદ્ધિ પ્રકાશી નીકળી હોત; પરંતુ તેના દુર્દૈવે તેની માત્ર બાર વર્ષની ઉંમરે તેના પિતા સ્વર્ગવાસી થયા. પિતાની પાછળ એક મહીને રંગનાથની માતા પણ દુઃખાવેગથી આ ફાની સંસારનો ત્યાગ કરી સ્વર્ગસ્થ સ્વામી પાસે ચાલી ગઇ. રંગનાથ ન્હાનો બાળક યાતો ખિલતું પુષ્પ હતો. તેને જગતનો સહજ પણ અનુભવ નહોતો. માબાપનો સ્વર્ગવાસ થયા પછી તે નિરાધાર તથા નિરાશ્રિત થયો. તેની માત્ર એક મ્હોટી બેન હતી તથા તે એકલીજ રંગનાથનો આધાર, દુઃખીનો વિસામો અને સંકટના સાથીસ્વરૂપા હતી. તે વિધવા હતી. તેને પાંચ છ છોકરાંઓ હતાં. તેનો પતિ પોતાની પાછળ પોતાની પત્નીનું ગુજરાન ચાલી શકે એટલી રકમ યાતો માલમિલકત મૂકી ગયેલો નહોતો; તેથી વિધવા બ્હેને પોતાનાં બાળ બચ્ચાંસહ પોતાના ન્હાના ભાઇ પાસે આશ્રય મેળવ્યો હતો. રંગનાથે પોતાની મ્હોટી બ્હેનને ઘણાજ આનંદથી પોતાને ત્યાં આશ્રય આપ્યો. તે આખો દિવસ સતત શ્રમ કરીને જે નજીવી રકમ પેદા કરતો હતો તેમાંથી તેમનું સંસારખર્ચ મહાકષ્ટે નભતું હતું; આમ છતાં " જ્યારે દુઃખ આવે છે ત્યારે સામટુંજ આવે છે, " એ સૂત્ર અનુસાર, શાહુકારોને રંગનાથની આવી શોચનીય સ્થિતિ માટે સહજ પણ દયા યા તો સહાનુભૂતિ ઉપજી નહિ. એ વર્ષમાંજ, ન્યાયમંદિરની સહાયતાથી શાહુકારોએ રંગનાથનું મકાન-તેનો માત્ર એકનો એક આધાર-પોતાને કબજે કરી લીધો. હવે પોતાનું તેમજ પોતાની બ્હેન તથા તેના કુટુંબનું કેવી રીતે પ્રતિપાલન કરવું તેની મ્હોટી ફિકરમાં રંગનાથ પડયો. અંતે તેણે પોતાના ચપળ બુદ્ધિથી એક ગૃહસ્થને ત્યાં માસિક દશ રૂપિયાની નોકરી મેળવી. પાછાં બીજાં બે વર્ષ સુખ દુઃખમાં પસાર થઈ ગયાં; પરંતુ દિવસે દિવસે મોંઘવારી થતી જવાથી સાત આઠ માણસોનું ખર્ચ દશ રૂપિયામાં નભવા લાગ્યું નહિ. આથી રાત્રિને સમયે રંગનાથે બીજા કેટલાક દુકાનદારોનું નામું લખીને માસિક બીજા દશ રૂપિયાની આવક ઉભી કરી. વીસ રૂપિયાની આવક હોવા છતાં સંસારખર્ચ ચલાવવામાં પડતી મુસ્કેલીઓ ઓછી થઇ નહિ. કેમકે, બ્હેનનાં બાળબચ્ચાંઓ દિવસે દિવસે મ્હોટાં થતાં જતાં હતાં. તેમને માટે કપડાંલત્તાં, દૂધ વગેરે લેવું પડતું હતું.

ખિન્ન અંતઃકરણે રંગનાથ કામ પરવારીને ઘેર આવતો હતો. બ્હેન જે કાંઇ ખાવાનું આપતી તે નીચી નજરે ખાઇ લેતો હતો

કામની બક્ષિસ તરીકે કોઇ તેને શાકભાજી, કોઇ ફળ ફળાદિ તથા કોઇ વસ્ત્રાદિ આપતું હતું. રંગનાથ એ વસ્તુઓનો ઉપયોગ પોતાને માટે નહિ કરતાં ઘેર લાવતો હતો. પેટનાં છોકરાં પ્રત્યે માયા વધારે હોય છે તેથી અગર તો કૃપણ મનુષ્ય નિષ્ઠુર થાય છે તેથી રંગનાથની બ્હેન, રંગનાથ જે જે વસ્તુઓ બ્હારથી લાવતો હતો, તે વસ્તુઓનો ઉપયોગ પોતાનાં બાળકોને માટે કરતી હતી. એકાદ સારો કોટ આવ્યો હોય અને જો પોતાના બાળકને મ્હોટો પડે તેમ હોય તો પણ તે રંગનાથને પહેરવા નહિ આપતાં, તેને દોરા ભરી ટૂંકો કરી પોતાના બાળકનેજ પહેરાવતી હતી. પછી ભલેને તેની પાસે બીજા બે કોટ હોય! કોઇ દિવસે તે રંગનાથને "ભાઈ! ત્હારો કોટ ફાટી ગયો છે, માટે તુંજ આ કોટ પહેર." એમ કહેતી નહિ. જે ફળો રંગનાથ બજારમાંથી ઘેર લાવતો હતો તેનો યત્કિંચિત્ પ્રસાદ પણ તે પામતો નહિ. આવી પરિસ્થિતિ હોવા છતાં, ઉદાર અંતઃકરણનો રંગનાથ પોતાની સ્થિતિમાં સમાધાન માનતો હતો. પરંતુ નિર્દય દૈવથી તેનું આવું સુખ સુદ્ધાં જોઇ શકાયું નહિ. તેજ વર્ષે ભયંકર દુષ્કાળ પડ્યો. ચોમાસામાં વર્ષાદનું એક પણ ઝાપટું પડ્યું નહિ. અસંખ્ય દીન દરિદ્ર લોકો અન્નના અભાવે પ્રાણનો ત્યાગ કરવા લાગ્યા. શાહુકારોએ તેમજ જમીનદારોએ પોતાના નોકર ચાકરોને કાઢી મૂક્યા. બિચારા રંગનાથની નોકરી પણ છુટી ગઇ. જો રંગનાથને માત્ર પોતાની જાતનોજ નિર્વાહ કરવાનો હોત તો તે મહાકષ્ટે પણ કરી શકત; પરંતુ તેની પાછળ મ્હોટો પરિવાર હતો. હવે એ પરિવારનો જીવ કેવી રીતે બચી શકશે એ ગંભીર પ્રશ્ન રંગનાથના મનમાં ઉપસ્થિત થયો. કામ મેળવવા માટે તે આખો દિવસ રખડ્યો; પરંતુ કોઇ પણ ઠેકાણે કામ મળ્યું નહિ. નિરાશ વદને જેવો તેણે ઘરમાં પગ મૂક્યો કે તરતજ "મામા! મ્હારે ખાવું છે!—મામા! મ્હને ખાવાનું આપો!" એવા પોકાર તેના સાંભળવામાં આવ્યા. પડસાળમાં તેણે પોતાની બ્હેનને બેશુદ્ધાવસ્થામાં પડી રહેલી જોઇ. આ સમયનો દેખાવ ઘણોજ ભયંકર હતો. ગમે તેવું પાષાણહૃદય આ દેખાવ જોઇ દ્રવિભૂત થાય તેમ હતું. રંગનાથનું મસ્તક ભમવા લાગ્યું; છતાં તેણે પોતાની જાતને સંભાળીને કહ્યું:—" બચ્ચાંઓ! હું તમારે માટે ખાવાનું લાવવું ભૂલી ગયો છું! થોડો સમય શાન્ત રહો. હું હમણાંજ તમારે માટે ખાવાનું લઇ આવું છું."

એક અજ્ઞાન બાળકે કહ્યું:—" મામા! હું તમારી સાથે આવું

છું—તમે મ્હને વધારે ખાવાનું આપશો કે ?"

"ભાઈ! રાત્રિનો વખત છે. આવા વખતે ન્હાનાં છોકરાંએ ઘરની બ્હાર નીકળવું જોઇએ નહિ. હું જલદીથી પાછો આવીશ, હોં!" આમ કહીને રંગનાથ ઘરની બ્હાર નીકળ્યો અને પોતાના શેઠને ત્યાં જઇ પહોંચ્યો. એ દિવસે તેના શેઠને ત્યાં તેમની લાડકી કન્યાના પતિરાજ પધાર્યા હતા. જમાઇરાજ કેટલાક યુવકમંડળ સાથે હાસ્ય વિનોદ કરી રહ્યા હતા. રંગનાથ બહુ સુશિક્ષિત નહોતો તોપણ 'એક ઠેકાણે મિષ્ટ ભોજનોનો ભાર પૃથિવી વેઠી શકતી નથી ત્યારે બીજે ઠેકાણે શાકભાજી પણ મળતી નથી, તેથી આ સંસાર અમૃત મય છે કે વિષમય?' એવા ભર્તૃહરીના ઉદ્‌ગાર સહજ અનુભવથી તેના મુખમાંથી બ્હાર નીકળી પડયા. રંગનાથે સત્વર પોતાના શેઠ પાસે જઇ, શેઠના ચરણોમાં પ્રણામ કરી નમ્ર તેમજ હૃદયભેદક સ્વરે કહ્યું:-"શેઠજી! મ્હારી મ્હોટી બ્હેન અને તેનાં બાળ બચ્ચાંઓ આજકાલ કરતાં ચાર દિવસથી ભૂખ્યાં છે. ભૂખના દુઃખથી તેઓ તરફડયા કરે છે. મ્હને બંટી, બાજરી, કોદરા-જે હોય તે આપો અને મ્હારી પાસે ગુલામની માફક કામ લઇ આપના પૈસા વાળી લ્યો!"

શેઠે નિર્દયતાથી રંગનાથનો તિરસ્કાર કરતાં કહ્યું:-"જા જા, મ્હારી પાસે દાણા શાના માગે છે? વળી ત્હારી પાસેથી પૈસા વસુલ પણ કેવી રીતે કરવા?!"

"જો આપની મરજી હોય તો હું એક વર્ષ સુધી આપની નોકરી કરવાનો કરાર લખી આપું! એક વર્ષ તો શું; પરંતુ પાંચ વર્ષ સુધી હું આપની ગુલામી કરીશ-મ્હારી બ્હેન અને મ્હારાં ભાણેજો આપની સેવા કરશે-જોડા ઉંચકશે, પણ દયા લાવી આપ અમને ભૂખે મરવા દેશો નહિ. આપના ઉપકારનો બદલો અમે અવશ્ય વાળીશું!" પોતાના બન્ને હાથ જોડીને રંગનાથે કહ્યું. આ સમયે રંગનાથની મૂર્ત્તિ કરૂણાની જાણેકે પ્રતિમૂર્ત્તિજ હતી.

"તેને હું શું કરું? ત્હારે આવા દુષ્કાળમાં ત્હારી બ્હેન તેમજ તેનાં કચ્ચાં બચ્ચાંનું પોષણ શા માટે કરવું જોઇએ? આટલા દિવસથી જો ત્હેં એમના પોષણનો ભાર ત્હારે માથે ન લીધો હોત તો આજે ત્હારે પણ ભૂખે મરવાનો વખત આવત નહિ. દુષ્કાળના વખતમાં માતા પુત્રની ફિકર રાખતી નથી; છતાં તું જાણી જોઇને શા માટે દુઃખી થયો છે ને થાય છે? તેમને માટે ત્હારે તરફડવાનું શું કારણ છે? તું તેમને જહન્નમમાં જવા દે!"

શેઠનાં આ વચનોનું ઉદાર હૃદયના રંગનાથના મન ઉપર કેવું પરિણામ થયું હશે ? તેની મનોવૃત્તિ કેટલી બધી દુઃખિત થઇ હશે ? પરંતુ શો ઉપાય? બાળબચ્ચાંને મરવા દેવાય કે ? રંગનાથે કરગરી પડીને કહ્યું:–"શેઠજી ! માત્ર આજનો દિવસ ચાલે એટલું અનાજ તો આપો ! "

શેઠે રંગનાથને લાત મારી નિષ્ઠુરતાથી કહ્યું:–"ત્હારા બાપદાદાએ અહિં અનાજની કોઠીઓ ભરી રાખી હશે, કેમ ? હરામખોર ! ફોકટ અનાજ ખાવું છે, કેમ ? "

આ સમયે શેઠની એક પુત્રી નીચેની તકરારની હકીકત ઉપર લઇ આવી, અને રડતાં રડતાં બોલી:–"બાપા ! મ્હને બ્હેન એંઠી થાળીમાં પીરસેલું ખાવાનું કહે છે, તે હું નહિ ખાઉં."

પુત્રીને પ્રેમથી ચુંબન કરી તેના પિતાએ કહ્યું:–"ઠીક, હું આવીને તને ચોખ્ખી થાળીમાં ખાવાનું અપાવું છું. એંઠી થાળીમાંનું ખાવાનું કૂતરાને ખવડાવી દઇશું, પછી કાંઇ ? "

બાળિકા હર્ષાવેશમાં આવી જઇ ત્યાંથી ચાલી ગઇ. રંગનાથ અદ્યાપિ ત્યાં હાજર હતો. તેણે પુનઃ કરગરીને કહ્યું:–"શેઠજી ! આ એંઠી થાળીમાંનું ખાવાનું આપ કૂતરાને નાખી દેશો તે કરતાં કૃપા કરીને મ્હનેજ આપોને. આજના દિવસને માટે તો મ્હને અન્નદાન આપો. આપને કોટિયજ્ઞનું ફળ મળશે ! "

"બેવકૂફ ગદ્ધા ! હજી પણ અહિંજ ઉભો રહ્યો છે કે ? ચાલ્યો જા, બદમાશ ! ત્હારા બાપે અહિં અન્નક્ષેત્ર શુરૂ કર્યું હશે કેમ ? (દ્વાર તરફ દૃષ્ટિ કરી) અરે જીભાઇ ! આ લુચ્ચાને લાત મારી હાંકી કાઢ."

અરેરે ! જગતમાં સઘળા શ્રીમંતો ગરીબ લોકોના કાળજ છે કે શું ? બિચારો રંગનાથ નીચે ઉતર્યો; પરંતુ તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. તે ઓષ્ઠ સાથે દાંત પીસતો હતો. ક્ષણ પૂર્વેની તેની કરૂણા–દયાની મૂર્ત્તિ હમણાં ઉગ્ર તેમજ કઠોર બની ગઇ હતી. દાદર ઉતર્યા પછી, આગળ પાછળનો વિચાર કર્યા સિવાય રસોડામાં જ્યાં સૌ જમવા બેઠાં હતાં ત્યાં તે ગયો અને પહેલાજ ભાણા ઉપર બેઠેલા શેઠજીના જમાઇરાજને ધક્કો મારી, સર્વ પ્રકારની ભોજન સામગ્રીથી ભરેલી ચાંદીની થાળી લઇ, થાળી ધોતીઆમાં ખાલી કરી, ખાલી થાળી ત્યાંજ ફેંકી દઈ તે પાછો ફર્યો. તે આવેશમાં આવી ગયેલો હોવાથી પોતાની સ્હામે કોણ આવે છે તેનું તેને ગ્નાન નહોતું–તેની તે તરફ દૃષ્ટિજ નહોતી. સ્હામેથી શેઠાણી એક તાટમાં કેશરી ભાત

લઇને આવતી હતી. રંગનાથ અને શેઠાણી સ્હામ સ્હામાં અથડાયાં તેથી શેઠાણીના હાથમાંનો તાટ, તેના હાથની બંગડીઓ ફોડી નાખીને નીચે પડયો. શેઠાણીનાં કપડાં પર પણ થોડો ઘણો કેશરી ભાત વેરાયો. રંગનાથ આ પ્રકારની પરવાહ કર્યા સિવાય તીરવેગે નાઠો, તથા જેવો તે મુખ્ય રસ્તા પર જઇ પહોંચ્યો કે તરતજ આઠ દશ માણસોએ તેના પર હુમલો કરી તેને ઘેરી લીધો.

શ્રીમંત અને તે પણ વળી ઑનરરી મૅજીસ્ટ્રેટને ઘેર કરેલી લૂંટ કેવી રીતે પચે? વિશ્વામિત્રે પણ દુષ્કાળના સમયમાં કસાઇને ઘેર લૂંટ કરી હતી એવી હકિકત ભારતના ઇતિહાસમાં જણાવેલી હોઇ, એ લૂંટ અનીતિની નહિ, પરંતુ નીતિ તેમજ ધર્મની ઠરાવેલી છે. એ લૂંટ વિશ્વામિત્રે ગરીબને ત્યાં કરી હતી; પરંતુ પ્રસ્તુત ઠેકાણે ગરીબે શ્રીમંતને ત્યાં લૂંટ કરેલી હોવાથી તે તેને કેવી રીતે પચે? વિશ્વામિત્રે ખાટકીને જેવી નીતિ કહી છે તેવી નીતિ જો એ પ્રસંગે રંગનાથ મૅજીસ્ટ્રેટ સાહેબને કહેવાને જાત તો તેને ઉલટો અત્યાચારી ઠરાવવામાં આવત. લૂંટ યા તો ચોરી કરવાનો જે હેતુ વિશ્વામિત્રનો હતો તેજ હેતુ, કિંબહુના તેના કરતાં પણ વિશેષ ઉદાત્ત હેતુ બિચારા રંગનાથનો હતો. કાયદામાં હેતુને મુખ્ય ગણવામાં આવે છે. બિચારા રંગનાથના હેતુ પ્રત્યે કોણ લક્ષ્ય આપે? કાયદાના મુસદ્દામાં દર્શાવેલા અર્થ પ્રમાણે રંગનાથ ગુન્હેગાર ઠરશે, પણ જે નીતિથી વિશ્વામિત્રનું કૃત્ય ધર્મયુક્ત ઠર્યું તેજ નીતિ સમાજમાં ધર્મયુક્ત કેમ ઠરતી નથી? રંગનાથનો હેતુ માત્ર ભૂખથી તડફડતાં–મરણપ્રાયઃ બાળકોનો જીવ બચાવવાનો હતો. તેને મૅજીસ્ટ્રેટ સાહેબને ત્યાંની દૌલત જોઇતી નહોતી. જો તેની એવી અધમ ઇચ્છા હોત તો હાથમાં આવેલી ચાંદીની થાળી તે પાછી ફેંકી દેત નહિ. કાયદો 'સ્વાતંત્ય સંવર્ધન તથા રક્ષણ કરનાર' હોય છે; તે જ્યારે પ્રાણસંરક્ષણ કરવાને સમર્થ થાય નહિ ત્યારે મનુષ્યપ્રાણીએ શું કરવું? ભિક્ષા માગી જોઇ, યાચના કરી જોઇ, દેહવિક્રય કરવાને પણ તૈયાર થયો; પરંતુ કાયદાએજ તેને ના પાડી. પછી તેણે શું કરવું? કાયદો સંરક્ષણ ન કરી શક્યો, ઉલટો જીવ લેવા લાગ્યો—તો પણ તેને તે પાળવો કે? સુધરેલી અત્યંત ઉચ્ચતમ ઉદાત્તતાને પહોંચી જોનારી સુધારણામાં કોઈ કોઈ સમયે આવા પ્રકારની અસભ્યતા–જંગલીપણું જોવામાં આવે છે. આવા કાયદા કોઈ કોઈ સમયે ન્યાયી તેમજ સુશીલ વ્યકિતને પણ નિરાશ્રિત તથા નિરાધાર કરે છે, એટલુંજ નહિ પરંતુ એવી વ્યક્તિને સમાજથી અલગ કરી

નાખે છે. જગતનાં તિરસ્કારરૂપી વિષદગ્ધ બાણોનું એ વ્યક્તિ લક્ષ્ય થઈ પડે છે. રંગનાથની પણ આવી શોચનીય સ્થિતિ થઇ, તથા અંતે ન્યાયમંદિરના નિષ્ઠુર ન્યાયથી, બીજાં માણસોને ન્યાયનો ભય રહે એટલા માટે, તેને બે વર્ષની સખ્ત કેદ સાથે મજુરીની સજા થઇ.

રંગનાથની કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પના પણ કરી શકાય તેમ છે કે? બાળકોને ભોજન લાવી આપવાનો દિલાસો આપી તે પોતાના ઘરની બ્હાર નીકળ્યો હતો. પછીથી તેનાથી ઘેર જઇ શકાયું નહોતું. તેથી તેની બ્હેનની તેમજ તેનાં બાળબચ્ચાંની કેવી દશા થઈ હશે? રંગનાથ ધીમે ધીમે પાગલ—ઉન્મત્ત બની જવા લાગ્યો. તેની ઇંદ્રિયો સંજ્ઞાશૂન્ય બની જઇને પોતાનું કામ કરતી હતી. જે સમયે તેને કેદખાનામાં પહોંચાડવામાં આવ્યો તે સમયની તેની આકૃતિની હકીકત, જેલર પોતાના એક મિત્રના પત્રમાં આ પ્રમાણે લખે છે:—

"રંગનાથ કેદખાનામાં એક ખુણામાં પગ ઉપર માથું મૂકીને બેસી રહ્યો હતો; પરંતુ તેના શરીરમાં સહજ પણ ચૈતન્ય યા તો શુદ્ધિ હોય એમ જણાતું નહોતું. અજ્ઞાની મનુષ્ય પોતાની કલ્પનાથીજ એકાદ ભયંકર ચિત્ર પોતાના અંતરપટ પર ચિતરે છે, તથા તે ચિત્ર તરફ ટગર ટગર જોઇને ધ્રૂજ્યા કરે છે તેવીજ રીતે તે ધ્રજતો હતો. તે ઘણો બળવાન્ અને સશક્ત હોવા છતાં જ્યારે તેના પગમાં બેડીઓ નાખવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેનાથી ઉભા પણ રહી શકાતું નહોતું. તે મહામુશિબતે ઉઠી ઉભો થયો; પરંતુ તરતજ તેનાથી પાછું નીચે બેસી જવાયું. સિપાહીએ આ પ્રકાર જોઈ, હસીને તેનો તિરસ્કાર કરતાં કહ્યું કે:—"લુચ્ચા! ઉઠ બેસ કેમ કરે છે? ચોરી કરતી વખતે ત્હારા હાથપગ કેમ લુલા નહોતા થઇ ગયા?" એ સમયનો દેખાવ ઘણો હૃદયદ્રાવક હતો. અમારાં અંતઃકરણો આવા અનેક પ્રકારો જોઇ ઘણાં કઠોર બની ગયેલાં હોય છે; છતાં હું રંગનાથની હૃદયવિદારક સ્થિતિ જોઇ શક્યો નહિ. "જમાદારસાહેબ! મ્હારા પોતાના પેટ માટે મ્હેં આવું સાહસિક કાર્ય કર્યું નથી. ભૂખના દુઃખથી મરણતોલ થઇ ગયેલાં મ્હારાં તડફડતાં બાળકોને માટે મ્હારે આ કાર્ય કરવું પડયું છે!" અંતઃકરણને ભેદી નાખનારાં રંગનાથનાં આ વચનો સાંભળવામાં આવતાં મ્હારાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું—મ્હારો કંઠ પણ ભરાઇ આવ્યો. રંગનાથનો તિરસ્કાર કરનાર તેમજ તેને વારંવાર ડંડાનો પ્રહાર કરનાર નિર્દય સિપાહી ઉપર મ્હને ક્રોધ ઉપજ્યો. મ્હેં એ સિપાહીની પાસે જઇ તેને ધિક્કાર્યો, તથા બેડીવાળાને મ્હેં રંગનાથની પાસે જવાની આજ્ઞા કરી. હું નજરે પડયો એટલે રંગનાથે નીચું જોયું.

મ્હારા અધિકારના ભયથી તેના અંતઃકરણમાં ઉછાળા મારતો દુઃખ-પ્રવાહ નેત્રોદ્વારા બ્હાર નહિ નીકળતાં, તેના અંતરને વિશેષ બેચેન તેમજ દુઃખી બનાવવા લાગ્યો. બેડી પહેરવાને માટે તેણે પોતાનો પગ આગળ ધર્યો હતો. બેડી પગમાં પડતાંજ " હાય ! હાય ! " એવા ઉદ્ગાર તેના મુખમાંથી બ્હાર નીકળી પડયા, તથા તે બેશુદ્ધ બની જઇ પૃથિવી પર ઢળી પડયો. મ્હારી આટલાં વર્ષની નોકરીમાં આવો દયાજનક દેખાવ કદિ મ્હારા જોવામાં આવ્યો નથી. એણે એવી તે શી મ્હોટી ચોરી કરી હતી કે જે ગુન્હા બદલ તેને બે વર્ષની સખ્ત શિક્ષા કરવામાં આવી ? આ જગતના ન્યાયમંદિરમાંથી મળેલા અન્યાયની દાદ માત્ર એક પરમાત્મા સિવાય બીજું કોણ લે તેમ છે ?"

રંગનાથનું સ્વરુપ હવે તદ્દન બદલાઇ ગયું. તેનું તેજસ્વી મુખ-મંડળ, ભીષણ તેમજ ક્રૂર દેખાવા લાગ્યું. કપાળ રાત્રિદિવસ સંકુચિત રહેવા લાગ્યું, અવાજ કર્ણકઠોર બની ગયો, દૃષ્ટિ તિરછી તથા નિષ્ઠુર થઇ ગઇ; માત્ર રંગરુપ તો શું પરંતુ તેનું નામ સુદ્ધાં બદલાઇ ગયું. હવે તે રંગનાથ નહોતો; પરંતુ ૧૮૧૫ ની સંજ્ઞાથી તે ઓળખાતો હતો. સઘળું જગત્ તેને ભૂલી ગયું હતું; પરંતુ તેની ભગિની તેને ભૂલી ગઇ હતી કે શું ? બિચારાં બાળકોની કેવી શોચનીય સ્થિતિ થઇ હશે ? હવે તે ભયંકર વિચાર શા માટે કરવો જોઇએ ? ભાગ્યમાં જેમ નિર્માણ થયું હતું તેમ થયું. જ્યારે વૃક્ષનું મૂળજ કાપી નાખવામાં આવ્યું ત્યારે પછી તેની ડાળીઓના શા સમાચાર લેવાના રહ્યા ? તેમની કુશળતા પૂછવાની ક્યાં રહી ? વનમાં ખિલતાં પુષ્પો ક્યારે ખિલે છે ને ક્યારે કરમાઇ જાય છે તેની સંભાળ કોણ રાખે છે ? તેજ પ્રમાણે એ દીન અને આશ્રયહીન બાળકો પોતાની માતા સાથે ખિલ્યાં તેમજ કરમાઇ ગયાં. એ માટે કોઇને દુઃખ થયું નહિ. તેમના આત્મા ઉપર કોઇએ નયાનાશ્રુઓ વર્ષાવ્યાં નહિ. ઉલટું તેઓ મરી ગયાં તેથી મ્યુનિસિપાલિટીના નોકરોને ક્રોધ ઉપજ્યો, અને તે ક્રોધ તેમણે સંજ્ઞાશૂન્ય દેહોની દુર્દશા કરીને શાન્ત કર્યો. રંગનાથ આ સમાચાર કોઇ પણ રીતે જાણી શકે તેમ નહોતો ! થોડા કાળ સુધી ચિંતામગ્ન રહીને અંતે તે પોતાનાં કચ્ચાંબચ્ચાંને છેક ભૂલી ગયો. તેના મનપર સખ્ત આઘાત થયો હતો. કેટલાક કાળને અંતરે એ જખમ રુઝાઇ ગયો; પરંતુ એ આઘાતનું ચિન્હ કાયમ રહ્યું !

દોઢ વર્ષ પસાર થઇ ગયું; પરંતુ એ અરસામાં રંગનાથમાં કેટલો બધો ફેરફાર થયો હતો ? જે રંગનાથ નિખાલસ હૃદયનો તેમજ પ્રેમાળ મનનો

હતો તેજ રંગનાથ કેદખાનાનું દુઃખ ભોગવીને કપટી, હઠીલો અને ક્રૂર બન્યો હતો. પ્રત્યેક્ મનુષ્યપ્રાણીને માટે તેના રોમે રોમમાં તિરસ્કાર ભરેલો હતો. તેની વૃત્તિ ઉદ્દામ અને ઉચ્છ્રૃંખલ થવા લાગી. તે ભયંકર સાહસી અને નિશ્ચયી થયો. તેના અંતરમાં ભીષણ વિચાર આવ્યો ને તે પાર પાડવાનો તેણે સંકલ્પ કર્યો. પોતાના જેવાજ સાત આઠ કેદીની સહાયતાથી જબરદસ્તીથી તેણે કેદખાનામાંથી નાશી છુટી સ્વતંત્રતા મેળવી; પરંતુ આવી સ્વતંત્રતા વધારે સમય સુધી રહેતી નથી! પોતે આગળ ચાલતો હતો; પરંતુ આજુબાજુમાં સહજ ખડખડાટ થતાં વાતો વાયુથી વૃક્ષોની ડાળીઓ હાલતાં પોતાને કેદ પકડવા કોઈ આવે છે કે શું? એવા ભયથી તે પાછી દૃષ્ટિ ફેરવી જોતો હતો. આવી સ્વતંત્રતાને સ્વતંત્રતા કહી શકાય કે ? ! અરેરે!

બીજે દિવસે સંધ્યાકાળેજ રંગનાથને પકડવામાં આવ્યો. ફરીથી રંગનાથ પાછો બે વર્ષ કેદમાં જઇ આવ્યો. પહેલી કેદનાં બે વર્ષ મળી ચાર વર્ષ થયાં. ચોથા વર્ષની શુરૂઆતમાં પાછું કેદખાનામાંથી નાશી છુટવાનું ગાંડપણ તેણે કર્યું અને માત્ર આઠ દિવસ સુધી રઝળીને ઉદરનિર્વાહ માટે એક ઠેકાણે ચોરી કરી પુનઃ તે કેદ પકડાયો. આ પ્રસંગે પોલિસોએ જ્યારે તેને પકડયો ત્યારે તેણે તેમને એટલો તો સખ્ત માર માર્યો કે, તેને સાત વર્ષ સુધી કાળાપાણીની સજા થઇ. પ્રથમનાં ચાર અને આ સાત મળી એકંદરે અગીઆર વર્ષ થયાં. સાત વર્ષની સજાના કેદીને આંદામાન મોકલવામાં આવતો નહિ હોવાથી રંગનાથને ત્યાંજ રાખવામાં આવ્યો હતો; પરંતુ ત્રીજી વખતે પણ રંગનાથ કેદમાંથી મારામારી કરીને પલાયન કરી ગયો. અને વળી પાછો માત્ર ચોવીસ કલાકમાંજ તે પોતાની કેદખાનામાંની કોટડીમાં પૂરાયો! આ વખતે પણ તેને સાત વર્ષની કેદ સાથે સખ્ત મજુરીની સજા થઇ.

અધર્મી તેમજ અનીતિવાન્ લોકોને કેદખાનામાં પૂરવામાં આવે છે; પરંતુ કેદખાનામાં અધર્મી તથા અનીતિવાન્ લોકો સુધરવાને બદલે ઉલટા વિશેષ બગડે છે એવો અનુભવ સર્વત્ર જોવામાં આવે છે. કાયદાની કદર બેસે, કાયદો તોડવાથી ભોગવવા પડતા દુઃખના દર્શનથી અને અનુભવથી શાસનભંગની જબરદસ્ત ધાસ્તી બેસે તેથીજ નીતિ અને શાસનનું અનુકરણ કરવું, એવું જે કેદખાનાનું ધ્યેય હોય છે તે એક બાજુએ રહીને, કેદખાનામાં ગયેલો ગુન્હેગાર કેદખાનામાં વિશેષ સાહસિક, હઠાગ્રહી, નીચ તેમજ અત્યાચારી થાય છે. તે ગુન્હેગાર પુનઃ જાણી જોઇને અનીતિ કરે છે, તથા સરકારના શાસ-

નની જાણી જોઇને પાયમાલી કરવાનો પ્રયત્ન કરે છે. સેંકડે પચાસ વિશેષ ગુન્હેગારો ફરી ફરીને કેદખાનામાં જાય છે! કેદખાનામાં પણ એ કેદીઓ ચોરી કરે છે, તથા બીજાઓ પાસે કરાવે છે. રંગનાથનું પણ તેમજ થયું. રંગનાથની પ્રથમની સદ્વૃત્તિનું, નિખાલસતાનું, પ્રેમાળપણાનું તથા ધર્મભીરૂતાનું બીજ નષ્ટ થયું, તથા તેને બદલે દુષ્કૃત્યો તરફજ તેની પ્રવૃત્તિ થઇ. પોતાનો છળ કરનારી માનવજાતિનો સંહાર કરીને પોતાના વૈરની વસુલાત લેવાનાજ વિચારો તે કરવા લાગ્યો.

છેવટનાં આઠ વર્ષ પસાર થયાં. પોતાનો એક બે દિવસમાં છુટકારો થશે તેનું રંગનાથને જ્ઞાન નહોતું. છુટકારાને દિવસે સ્હવારે, તેના પગમાં આઠ વર્ષથી પડી રહેલી, ચિરસહવાસિની બેડી જ્યારે તૂટવા લાગી ત્યારે તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. બેડી જુની થઇ ગઇ છે તેથી બીજી ઘાલવામાં આવતી હશે એમ સમજી બેડી તોડનાર સિપાહી તરફ જોઇને, તિરસ્કારથી તે હસવા લાગ્યો. પછીથી કેદખાનાના જેલર તથા સુપ્રિન્ટેન્ડેન્ટે તેને એક ઓરડીમાં લઇ જઈ નગ્ન કર્યો, તથા તેની પૂરતી તપાસ કરીને તેને બીજાં કપડાં આપવાની સિપાહીને આજ્ઞા કરી. આવો પ્રકાર જોઈ રંગનાથ ઘણા આશ્ચર્યમાં પડી ગયો. એટલામાં જેલરે તેના હાથમાં તેને છુટો કર્યા સંબંધીનો દાખલો આપીને કહ્યું:—"રંગનાથ! આજથી તું હવે મુક્ત થયો છે. તને મુક્ત કર્યા સંબંધીનો આ દાખલો આપવામાં આવે છે. આજે નામદાર સરકારે દયા લાવી તને છોડયો છે; માટે હવે તું ત્હારૂં બાકીનું જીવન સદાચરણમાં પસાર કરજે!"

"શું હું મુક્ત થયો? મ્હારી શિક્ષા પૂરી થઇ? મ્હને સ્વતંત્રતા મળી?" રંગનાથે એક સાથે ત્રણ પ્રશ્નો પૂછ્યા. આ પ્રશ્નો પૂછીને તે જેલર તરફ આગળ વધવા લાગ્યો. જેલર પણ ભય પામીને બે ચાર ડગલાં પાછાં હઠી ગયો, તથા તેણે કહ્યું:–"દરવાન્! આને હાંકી કાઢો!"

જેલરનો હુકમ તરતજ અમલમાં મૂકાયો એ કહેવાની જરુર નથી. ગામની ફોજદારી કચેરીમાં પુનઃ એક વખત અંગુઠાની છાપ લીધા પછી રંગનાથને જગતમાં છુટો કરવામાં આવ્યો. રંગનાથ પોતાના અંગ તરફ જોઇને સ્વગત બોલ્યો:–"આજકાલ કરતાં અઢાર વર્ષ સુધી મ્હને કેદ કરી રાખવામાં આવ્યો હતો, તો પછી આજે મ્હને છુટો શા માટે કર્યો?" આમ બોલીને તે પોતાના પગ જે તરફ જાય તે તરફ જવા લાગ્યો. પોતાને ક્યાં જવું છે તેનો તેણે કશો વિચાર કર્યો નહોતો.

પરંતુ જેવી રીતે સમય જાય છે તેવીજ રીતે રંગનાથ જતો હતો. જેવી રીતે સૂર્યદેવે રાત્રિના સમયે એક ઠેકાણે વિશ્રામ લીધો તેવી રીતે તેણે પણ લીધો. સૂર્ય પ્રવાસે નીકળ્યો એટલે પાછો રંગનાથ પણ પ્રવાસે નીકળ્યો. બપોરના સમયે તે એક સ્ટેશન પાસે જઈ પહોંચ્યો. એ સમયે સ્ટેશન તરફને ધક્કે કશી ગડબડ થતી તેના જોવામાં આવી; તેથી તે સહજ ત્યાં ઉભો રહ્યો. સ્ટેશન પર ગુડસ ટ્રેઇનમાં એક વ્યાપારીનો માલ ભરાઇને આવ્યો હતો. એ માલ ડબ્બામાંથી ઉતરાવવાને માટે વ્યાપારી મજુરો શોધતો હતો. એટલામાં રંગનાથે ત્યાં જઈ એ કામની માગણી કરી. કામ જરુરનું હોવાથી રંગનાથે ત્રણ ડબ્બા ખાલી કરવાના નવ રુપિયા ઠરાવ્યા. રંગનાથે તરતજ કામની શુરુઆત કરી. તેની ભીમના જેવી શક્તિ, તથા ચપળતા જોઇ ગુડસ માસ્તર અને વ્યાપારીશેઠ ઘણા ખુસી થયા, અને તેમણે રંગનાથને જમાડયો. રંગનાથની રાક્ષસી શક્તિએ ચાર કલાકમાંજ બે ડબ્બા ખાલી કરી નાખ્યા. સંધ્યાકાળ સમયે ત્રીજો ડબ્બો માત્ર અડધો ખાલી કરવો બાકી હતો. એ ખાલી કરવાનું કામ પણ ઝપાટાબંધ ચાલી રહ્યું હતું; એવામાં સ્ટેશન ઉપર આવેલી પેસેન્જર ટ્રેનમાંથી એક પોલિસ ટુકડી નીચે ઉતરી; એ ટુકડીમાં હિરાલાલ નામનો ફોજદાર પણ હતો. રંગનાથ સહજ ફોજદારની નજરે પડયો. ફોજદારે તેના તરફ સંશયી દષ્ટિથી જોઇ, તેની તપાસ કરવા માંડી. રંગનાથને પણ અપાર દુઃખ થયું; કિન્તુ તે કરે શું ? રાજસત્તાને નમવુંજ જોઇએ. ફોજદારે અધિકારની ઉન્મત્તતામાં તેને કામ પર પાછા જવાનું ફરમાવ્યું તથા જે શેઠનો માલ હતો તે શેઠને બોલાવી ફોજદારે તેના કાનમાં જહર રેડી પોતાનો રસ્તો માપ્યો. ફોજદાર દષ્ટિથી દૂર થયો એટલે શેઠે રંગનાથને પોતાની પાસે બોલાવીને તેને કામ બંધ કરવાની આજ્ઞા કરી, તથા તેના હાથમાં પાંચ રુપિયા મૂકીને કહ્યું:–" જા જા, જલદી ચાલ્યો જા, મ્હારું કામ બાકી રહ્યું છે તેની મ્હને કાંઈ ચિંતા નથી ! "

દુઃખ તથા શરમનો એક દીર્ઘ નિશ્વાસ મૂકીને રંગનાથે કહ્યું:– "શેઠજી ! જેવી આપની મરજી; પરંતુ મ્હને મ્હારા કામના પૂરતા પૈસા તો આપો ! "

શેઠે બેફિકરાઇથી કહ્યું:–" પૈસા આપ્યા તે કેવા ? વધારે ડાહ્યો થવા જઇશ તો પસ્તાઇશ, સમજ્યો ? "

" શેઠજી ! ત્રીજા ડબ્બાનો માત્ર પા ભાગનો માલ ઉતારવો બાકી રહ્યો છે. તેના બાર આના કાપી લઇ મ્હને સવા આઠ રુપિયા આપો !

અને જો આપની મરજી હોય તો હું માત્ર અડધા કલાકમાં બાકી રહેલો માલ ઉતારી નાખું.”

“તું તો ઉતારી નાખે; પરંતુ હવે મ્હારે તારી પાસે કામ કરાવવું નથી. તને જે પૈસા આપ્યા છે તે વ્યાજબીજ આપ્યા છે. વધારે ત્રણ પાંચ કરીશ તો ફરીથી કેદખાનું જોવું પડશે, સમજ્યો ?”

“પરંતુ મ્હારી મજુરી તો પૂરી આપો. ત્રીજા ડબ્બાનું કાંઇ ન આપો તો બે ડબ્બાના ૭ રુપિયા તો આપો!” રંગનાથે નમ્રતાથી કહ્યું.

એટલામાં એક ફોરમેને આવીને કહ્યું:-“બાપાનું ખાવાનું મફત ખાઇ ગયો હોઇશ, કેમ ? જલદીથી ચાલ્યો જા નહિ તો અહિં ને અહિં પોલિસને સ્વાધીન કરી દઇશું.”

“આ ન્યાય કહેવાય નહિ. પેટ ઉપર મારવા કરતાં બરડા ઉપર મારો. જમવાના બે રુપિયા કાપી લ્યો, પછી શું ?”

“જો તું ન્યાયી હોત–સત્યવાદી હોત તો અઢાર વર્ષ—”

પરંતુ રંગનાથ આ વાક્ય પૂરું સાંભળવા ત્યાં ઉભો રહ્યો નહિ. આ સમયે તેને એમ લાગ્યું કે, તેને સમાજે લૂંટયો છે–છેતર્યો છે. સમાજે કબૂલ કરેલા પૈસા નહિ આપી પોતાની સાથે લુચ્ચાઇ કરી છે. જ્યારે જગતના લોકો આવા છે ત્યારે તેમને ત્યાં ચોરી કરવામાં શું પાપ છે? આવા વિચારો કરતો કરતો રંગનાથ બે દિવસથી અન્નજળ સિવાય ભટકતો ભટકતો ત્રીજે દિવસે સંધ્યાકાળે ગોવિંદપુરમાં દાખલ થયો. ગોવિંદપુરમાં શું બન્યું એ હકીકત અમે પહેલા પ્રકરણમાં વર્ણવી ચુકયા છીએ.

સ્વામી સ્નેહજ્યોતિને ત્યાં રંગનાથ શય્યામાં સૂઇ રહ્યો હતો; પરંતુ તે કેટલા વખતને માટે ?

---

# પ્રકરણ ૪ થું.

## પાપી અને પુણ્યાત્મા.

**कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।**
**तथाऽपि सुधिया भाव्यं सुविचार्यैवकुर्वता ॥**

(ભાવાર્થ:—માણુસને આ જગતમાં તેના કર્મ અનુસાર ફળ મળે છે ને તેની બુદ્ધિ પણ તેનાં કરેલાં કાર્યોનેજ અનુસરતી હોય છે. તો પણ સમજુએ બરાબર વિચાર કરીને કામ કરવું જોઇએ.)

રંગનાથ શય્યામાં સૂઈ રહી માત્ર ત્રણ કલાકજ ઉંઘી શક્યો ! ગામની કચેરીમાંના પહેરગીરોએ કાંસાના ઘડીઆળ પર ત્રણ ટકોરા મારી, ત્રણ પ્રહર રાત્રિ પસાર થઈ એવું જાહિર કર્યું. આ ટકોરા સાંભળતાંજ રંગનાથ જાગી ઉઠ્યો. સ્વાદિષ્ટ ભોજન તથા મૃદુ શય્યા મળેલી હોવા છતાં રંગનાથ કેમ જાગી ઉઠ્યો ? અઢાર વર્ષ દરમ્યાન રંગનાથને આવી મૃદુ શય્યા મળી નહોતી. ત્યારે આ મૃદુ શય્યાએ તો એની ઉંઘ નહિ ઉડાવી દીધી હોય ? લગભગ ત્રણ કલાક સુધી નિદ્રાસુખ મેળવ્યા પછી રંગનાથનો સઘળો શ્રમ દૂર થઈ ગયો, અને તેની ઇંદ્રિયો પુનઃ કાર્યક્ષમ થઈ. તેણે પોતાની આંખો ઉઘાડી, અને પુષ્કળ અંધકાર હોવા છતાં ચોતરફ પોતાની દૃષ્ટિ ફેરવી. પછીથી પાછા ઉંઘી જવાના વિચારથી તેણે પોતાનાં નેત્રો મીંચ્યાં. મનની સ્થિતિ ગમે એટલી અસ્થિર હોય છે અગર તો મન ગમે તેટલું ચિંતાતુર હોય છે તો પણ મનુષ્યને પહેલી નિદ્રા સત્વર આવે છે; પરંતુ એક વખત તે જાગી ઉઠે છે એટલે પછી તે પુનઃ નિદ્રાધીન થવાનો પ્રયત્ન કરે છે તો પણ તેને નિદ્રા આવતી નથી એવો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત રંગનાથને માટે પણ ખરો થયો. તેને ફરીથી નિદ્રા આવી નહિ તેથી તેના મનમાં અવનવા વિચારો ઉપજવા લાગ્યા.

શાન્ત સમયે મનના વિચારોનું પ્રાબલ્ય વશેષ હોય છે. રંગનાથના મનમાં વિવિધ પ્રકારના વિચારો ઉત્પન્ન થયા, અને પાછા વિરામી ગયા. પોતાની ભગિની તેમજ તેનાં બાળબચ્ચાંની સ્મૃતિ, જે કાર્યથી પોતાને ભીષણ કેદખાનામાં અપાર દુઃખમાં ચૌદ વર્ષ પસાર કરવાં પડયાં તે કાર્યની સ્મૃતિ તથા આજે બપોરે સ્ટેશન ઉપર બનેલી હકીકત તેને યાદ આવી. આકાશ મંડળમાં મેઘ પ્રથમ સાધારણ સ્થિતિમાં જોવામાં આવે છે; પરંતુ અલ્પકાળમાંજ તે ગગનના ઘણાખરા ભાગને ઢાંકી દે છે. વાયુના પ્રચંડ સપાટાનો ભોગ થઇ પડી, પછી તેના અસંખ્ય ટુકડાઓ થઈ જઈ આકાશરુપી મયદાનમાં આમતેમ નાસતા જણાય છે, તથા અંતે કેટલાક સમય પછી તેનો નાશ થાય છે, તેવીજ રીતે રંગનાથના મનરુપી આકાશમાં ઉપજનારા વિચારોની એકત્રતા થતી હતી. એક એક સ્મૃતિ ઉત્પન્ન થઇને તથા ધીમે ધીમે ફેલાવો પામીને તેના મનરુપી આકાશનો ઘણો ખરો ભાગ ઢાંકી દેતી હતી; પરંતુ પુનઃ પાછી તેજ સ્મૃતિના ટુકડા થઇ જઇને, સ્મૃતિનો નાશ થઇ જતો હતો. તેના અંતઃકરણમાં અસંખ્ય વિચારો ઉછળતા હતા. એ વિચારો પૈકીના એક વિચારનું પ્રાબલ્ય વિશેષ

હોવાથી તેણે અન્ય વિચારોને દબાવી દીધા હતા. રંગનાથે સ્વામી સ્નેહજ્યોતિને ત્યાં પગ મૂકતાંની સાથેજ એ ચાંદીનાં તરભાણું જોયાં હતાં. તે સિવાય સ્વામીના પગમાં શોભનારી તથા લટપટ અવાજ કરનારી ચાંદીની પાવડીઓ પણ તેણે જોઇ હતી. ચાંદીનાં તરભાણું જોઇ તેના મ્હોંમાં પાણી છૂટી આવ્યું હતું. પાવડીઓના પ્રકાશે તથા અવાજે તેનાં નેત્રોને આકર્ષ્યાં અને કાનને બ્હેરા કરી નાખ્યા હતા. રંગનાથે પોતાના જીવનમાં આટલી સંપત્તિ કદાપિ જોઇ નહોતી. પોતાની પાસેના પાંચ દશ રુપિયા કરતાં એ તરભાણુંની અને પાવડીઓની કિંમત વધારે હશેજ! ચાર ઘણી-પાંચ ઘણી અને કદાચ આઠ ઘણી પણ હશે. પછી શું જોઇએ? રંગનાથ વિચારવા લાગ્યોઃ-"એ તરભાણું અને પાવડીઓ ચોરી લઇ હું પલાયન કરી જઉં કે? લોકો મ્હને સતાવે છે તો હું લોકોને કેમ ન સતાવું? લોકો જ્યારે મ્હને ધિક્કારે છે, અને મ્હારી છળના કરે છે ત્યારે હું પણ તેમને ધિક્કારીને તેમની છળના શા માટે ન કરું? પરંતુ આ વામીએ તો મ્હારા પ્રત્યે સહજ પણ તિરસ્કાર દર્શાવ્યો નથી. મ્હને કોઇ પોતાના બારણામાં ઉભો રહેવા દેતું નહોતું, છતાં આ સ્વામીજીએ મ્હારી એક રાજાના જેવી અતિથિપરિચર્યા કરી છે. પછી હું તેમના ઉપકારનો બદલો અપકારથી શા માટે વાળું? એ સારૂં કહેવાય કે? પરંતુ એમાં શું ખોટું છે? સ્વામીનો સમાવેશ પણ લુચ્ચા સમાજમાંજ થાય છે ને? મ્હને છેતરવાના હેતુથીજ તેમણે કદાચ આશ્રય આપ્યો હશે તો?"

આવા વિચારોમાં રંગનાથનો એક કલાક પસાર થઇ ગયો. પહેરેગીરે ત્રણ વગાડ્યા. રંગનાથે પુનઃ એક પ્રકારનો નિશ્ચય કર્યો. ત્રણના ટકોરા સાંભળવામાં આવતાંજ 'ત્રણ વખત સત્ય છે.' એવા નિશ્ચયાત્મક શબ્દો બોલીને તે પોતાની શય્યામાં ઉઠીને બેઠો થયો. એક વખત આળસ મરડીને તેમજ હાથ પગ લાંબા કરીને તેણે બાકી રહેલી સુસ્તીને જાણે કે હાંકી કાઢી. બે હાથ પાછળ ગોઠવી, તેના પર બરડો ટેકાવી, પગ લાંબા કરી, અંધકારમાં ઉંચી દૃષ્ટિ કરી રંગનાથ પુનઃ વિચારમગ્ન થયો. એ સમયે ઉતાવળથી ચાલતો તેનો શ્વાસોશ્વાસ જો કોઇના સાંભળવામાં આવ્યો હોત તો સાંભળનાર વ્યક્તિ ગભરાઇને ત્યાંથી ગચ્છંતિ કરી ગઇ હોત. આવી સ્થિતિમાં પુનઃ તેણે અંગ મરડીને હાડકાંના કડાકા બોલાવ્યા. પછીથી પગ પાસે ખેંચી લઇ તે વિચારવા લાગ્યો; કિન્તુ આવી સ્થિતિ ઘણા સમય

સુધી ટકી નહિ. તે ઝડપથી ઉઠી ઉભો થયો. ધોતીઆને મજબુતાઇથી પહેરી લીધું. પછી નીચે બેસીને તે પોતાનાં જીર્ણ કપડાં બરાબર તપાસવા લાગ્યો. એ કપડાં નજરે પડતાંજ તેની વિચારમાળા પુનઃ ગુંથાવા લાગી; પરંતુ એ સમય દરમ્યાન "મ્યાઁઉ-મ્યાઁઉ" અવાજ કાને પડતાંજ તે શુદ્ધિમાં આવ્યો, તથા સ્વગત બોલ્યોઃ-"પશુઓ પણ પોતાના જીવને માટે વિવિધ પ્રકારની ખટપટ કરે છે. બિલાડીઓ પણ સ્વાર્થ સાધવાને માટે પોતાનાં કુટુંબીઓનો દ્વેષ કરે છે! સઘળી બાબતોનો પૂર્ણ વિચાર કરનાર બુદ્ધિશાળી મનુષ્યો પણ કેટલીક વખતે તકરાર કરે છે—બીજાંઓને છેતરે છે. ત્યારે પછી હું સ્વસ્થતાથી શા માટે બેસી રહું ?"

સ્વગત આમ બોલી રંગનાથ ઉઠી ઉભો થયો. જલદીથી તે દ્વાર પાસે ગયો, તથા સહજ પણ અવાજ થવા નહિ દેતાં-ઘણીજ સાવધાનતાથી તેણે દ્વાર ઉઘાડયું. આકાશમાં મનોહર ચાંદની પ્રકાશી રહી હતી. ચદ્રના પ્રશાંત, ગંભીર અને સુધાધવલ પ્રકાશની વૃષ્ટિ પૃથ્વી પર થતી હતી. પરંતુ એ પ્રાકૃતિક શોભા-સૌન્દર્ય તરફ રંગનાથનું લક્ષ્ય નહોતું. આકાશમાં પૂર્ણ તેજથી પ્રકાશી રહેલા ઉજ્વળતાપૂર્ણ તારકો તરફ દૃષ્ટિ ફેંકવાની તેને આવશ્યકતા નહોતી. તે કવિ નહોતો. કાવ્યની તેને માહિતી નહોતી, તથા તેની તેને જરૂર પણ નહોતી. દ્વાર ઉઘાડતાં પોતાની સ્હામેના પ્રદેશ તરફ તેણે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી. ચંદ્રપ્રકાશમાં તેણે દ્વાર સ્હામેની એક ઓરડી, તેની પાછળ આવેલી જીર્ણ પુષ્પવાટિકા તથા તેની સીમા સુદ્ધાં તેના જોવામાં આવી. એ પુષ્પવાટિકાની સીમા પાસેજ વિશાળ તેમજ ઉચ્ચ વૃક્ષોની હારમાળા તેના જોવામાં આવી, તેથી ત્યાં આગળ જાહિર રસ્તો હશે એમ રંગનાથે વિચાર્યું. પછી પોતે જે ઓરડીમાં સૂઇ રહ્યો હતો એ ઓરડીનું દ્વાર તેણે બંધ કરી દીધું. પોતાની પોટલી બગલમાં મારીને તે પોતાનો દુષ્ટ હેતુ પાર પાડવાને અગ્રેસર થયો. હાથમાં સ્વજીવનનું સંરક્ષણ કરવાને માટે અને સ્વામીના અમર પ્રાણ હરી લેવાને માટે તેણે સ્વામી સ્નેહજ્યોતિનીજ મજબુત લાકડી પકડી લીધી હતી. એ લાકડીને ટેકીને ચાલવાથી અવાજ થશે વિચારી તે તેણે અદ્ધરજ ઝાલી રાખી હતી. પોતાના હૃદયના સખ્ત ધબકારા સાંભળીને કદાચ સ્વામી સ્નેહજ્યોતિ અને તેમનો શિષ્ય શિષ્યા જાગી ઉઠશે એવા ભયથી તેણે પોતાના હૃદય ઉપર હાથ દબાવી રાખ્યો હતો. અંતે એક વિશાળ ઓરડા પાસે જઈ પહોંચી રંગનાથે ઘણી સાવધાનતાથી એ ઓરડાનું દ્વાર ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો.

જે ઓરડામાં રંગનાથે પ્રવેશ કર્યો તે ઓરડાની ડાબી બાજુએ આવેલી એક ન્હાની ઓરડીમાં સ્વામી સ્નેહજ્યોતિ સૂઇ રહ્યા હતા, તથા એ ઓરડીમાં દૃષ્ટિને લલચાવનારાં પેલાં બે ચાંદીનાં તરભાણાં પડયાં હતાં. એ તરભાણાં યોગિનીએ ત્યાં મૂકયાં ત્યારે રંગનાથના જોવામાં આવ્યાં હતાં. રંગનાથે એ ઓરડીની પાસે જઇ પહોંચી તેના દ્વારને હસ્તસ્પર્શ કર્યો. દ્વાર ખાલી વાસેલાં હતાં. રંગનાથના હસ્તનો સ્પર્શ થતાંજ દ્વાર સહજ ખસ્યું અને વચ્ચે ફાટ પડી, તથા ઓરડીમાં સળગતા દીપકની જ્યોતિ રંગનાથના મ્હોં ઉપર આવીને પડી. રંગનાથ ચમકીને સહજ પાછો ખસી ગયો. તેને એમજ લાગ્યું કે, સ્વામી સ્નેહજ્યોતિનું સંરક્ષણ કરનાર સુદર્શનચક્રેજ પોતાને દર્શન દીધું ! પણ આ વિચાર ક્ષણકાળમાંજ દૂર થયો. તેની નીચ વૃત્તિ પાછી ઉત્તેજિત થઇ, અને તેનું અંગ પાછું એ ઓરડી તરફ ધસ્યું.

એક સાદા મૃગચર્મ ઉપર સ્વામી સ્નેહજ્યોતિ સૂઇ રહ્યા હતા. સ્વામીજી જાગે છે કે, ઉંઘે છે તે જોવાના હેતુથી રંગનાથે એક વખત દ્વારમાં પડેલી ફાટમાંથી સ્વામીજીનું દર્શન કર્યું. ઓરડીમાં સળગતા દીપકનાં કિરણો જેવી રીતે રંગનાથના શરીર પર પડયાં હતાં તેવીજ રીતે સ્વામીજીના અગ ઉપર પણ પડયાં હતાં. એક ક્ષણને માટે રંગનાથને એમ લાગ્યું કે, વામકિરણ હસ્તથી આ દીપક પોતાને થોભાવી રાખીને જમણા હાથથી સ્વામીજીને જાગ્રત કરે છે ! આ સમયે રંગનાથ દીપક પર ઘણો ક્રોધે ભરાયો. જો સમસ્ત જગતમાંના તેજનો સંહાર થયો હોત તો રંગનાથને કેટલો બધો આનંદ થાત ? કદાચ આ દીપકનાં સૂક્ષ્મગામી કિરણો, પાંપણોનો ભેદ કરીને સ્વામીજીને જગાડશે અને પછીથી એ દુષ્ટ દીપક સઘળો પ્રકાશ પોતાના ઉપરજ ફેંકીને પોતાને સ્વામીજીની દૃષ્ટિથી છુપાવા દેશે નહિ તો ?! રંગનાથ એક બાજુએ ઉભો રહી, સ્વામીજીના શરીરમાં કાંઇ ચળવિચળ થાય છે કે કેમ તે જોવા લાગ્યો. ભીંતને ટેકતાંજ ભીંત જાણે કે હાલી ઉઠી ! ભીંત શા માટે હાલી ? શું તેને ભય લાગ્યો ? નિર્જીવ વસ્તુ પણ પાપથી બ્હીએ છે કે શું ? ભીંત કંપીને સ્વામીજીને જગાડવાનો પ્રયત્ન કરે છે કે શું ? છેવટની કલ્પનાજ રંગનાથને ખરી લાગી. કદાચ સ્વામીજી જાગી ઉઠયા હશે વિચારી તે થોડા સમય સુધી ભીંતની સાથે લપાઈ ઉભો રહ્યો. જો આવી સ્થિતિમાં તે કદાચ યોગિનીની નજરે પડયો હોત તો તે તેને કોઇ પિશાચજ ધારત ! પરંતુ યોગિની કે ઉમાપતિ એટલામાં નહોતાં, અને તેઓ ત્યાં આવી પહોંચે એવો સંભવ પણ નહોતો એમ રંગનાથ જાણતો હતો.

ઓરડીમાંથી કશી હિલચાલનો કે દીર્ઘ ઉચ્છ્વાસનો અવાજ પણ રંગનાથના સાંભળવામાં આવ્યો નહિ. મન સ્વસ્થ થતાંજ તે પુનઃ દ્વાર પાસે આવ્યો. સાહસ એકઠું કરીને તે સ્વામીજીના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો. આ સમયે તેના કાન એટલા બધા તીક્ષ્ણ થયા હતા કે, સ્વામીજીનો ઘણો ધીમેથી ચાલતો શ્વાસોચ્છ્વાસનો અવાજ પણ તે સાંભળી શકતો હતો. સ્વામીજીના ઉપર નિદ્રાદેવીએ પોતાનો સંપૂર્ણ અધિકાર બેસાડયો હતો. તેમની અંતરવૃતિ અંતરંગમાં પૂર્ણ વિલીન થઈ હતી. રંગનાથ તેમના વદન પર પૂર્ણ શાંતિ અને આનંદનું નૃત્ય થતું જોઈ શક્યો ! એ શાંતિ અને આનંદ જોવામાં આવતાં પુનઃ તેના અંતરમાં ભય ઉપજ્યો. તેણે હાથમાંની લાકડી મજબુતાઇથી પકડી રાખીને ઓરડીમાં પગ મૂક્યો. ઓરડીમાં બે ચાર ધર્મગ્રંથો, પૂજાપાત્રો, એક જળપાત્ર અને કેટલાંક ભગવાં વસ્ત્રો જોવામાં આવતાં હતાં. આ સરસામાન અવ્યવસ્થિત રીતે પડેલો હતો તેથી તેને ઠોકર ન વાગે એ તરફ રંગનાથનું પૂર્ણ લક્ષ્ય હતું. રસ્તો સુગમ કરવાના હેતુથી એક પુસ્તક ઉંચકી બીજી બાજુએ મુકવા જેવો રંગનાથ વાંકો વળ્યો કે તરતજ દીવાનો પ્રકાશ ધ્રુજવા લાગ્યો. રંગનાથને એમ લાગ્યું કે, દીવો તેને ધમકાવવાનો પ્રયત્ન કરે છે. કેવો ઘાતકી દીવો ! માનવી સમાજ પોતાને લૂંટે તેજ પ્રમાણે આ અજ્ઞાની, નિર્જીવ દીવો પણ પોતાના પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે કે શું ! એવો રંગનાથને વિચાર આવ્યો.

પુસ્તક જ્યાં પડયું હતું ત્યાંજ રહેવા દઇ તેને ઓળંગીને રંગનાથ જે તાકામાં ચાંદીના તરભાણું મૂકેલાં હતાં તે તાકા પાસે ગયો. યાંત્રિક કામ પ્રમાણે તેનો હાથ એ તાકું ઉઘાડવાને ઉંચો થયો. હિમ્મતથી તેણે તાકું ઉઘાડયું. બારણું પણ સહજ ખખડયું, આવી પરિસ્થિતિમાં નિર્જીવ પદાર્થો પણ વાચાળ બની જઇને ઇમાની કૂતરાની માફક પોતાના માલિકને જગાડવાને માટે ભૂંકવા લાગે છે એમ તેને લાગ્યું. કદાચ સ્વામીજી જાગી ઉઠશે તો પોતે પકડાઈ જશે એવા ભયથી તેણે હાથમાંની લાકડી સ્વામીજીના મસ્તક ઉપરજ ધરી રાખી ! તેની આંખો અને જમણો હાથ નિર્જીવ સ્થિતિમાંથી સજીવ સ્થિતિમાં આવનારા સ્વામીજીનું નિરીક્ષણ કરતો હતો અને ડાબો હાથ તાકામાં કામ કરતો હતો. ક્ષણ માત્ર દૃષ્ટિ દ્વાર તરફ જઇને પુનઃ સ્વામીજી તરફ વળી. એવામાં રંગનાથના દુર્દૈવે કે કોણ જાણે શાથી દીવો તડતડાટ કરવા લાગ્યો. રંગનાથને એમ લાગ્યું કે, સ્વામીજી જાગી

ઉઠયા. વળી જો કદાચ તેઓ નહિ જાગ્યા હોય તો આ દુષ્ટ દીવો અને અજ્ઞાની કબાટનું બારણું તેમને અવશ્ય જગાડશે. હવે શો વિચાર કરવાનો રહ્યો? લાકડીથી રસ્તો સાફ કરી નાખવો કે? લાકડી ચલાવવા કરતાં હવે પોતાનું કાર્ય સત્વર આટોપી લઈ પલાયન કરી જવાનુંજ રંગનાથે વિશેષ શ્રેયષ્કર વિચાર્યું. ઘણીજ ચપળતાથી તેણે તાકામાંથી તરભાણું ઉપાડી લીધાં. તરભાણું ઉપાડી લઈ તે ક્ષણભર તેના તરફ ટગર ટગર જોઇ રહ્યો. બિચારાં તરભાણાં ગુપચૂપ તેને સ્વાધીન થઈ ગયાં! હવે સ્વામીજીને જ્યેષ્ટિકા(લાકડી)ની પ્રસાદી આપવાની જરૂર નથી વિચારી, રંગનાથ તરભાણાં લઇ સત્વર એ ઓરડીમાંથી બ્હાર નીકળી ગયો. પછી તે પોતાની ઓરડીમાં ગયો, અને બન્ને તરભાણાંને પોતાની પોટલીમાં બાંધી દઇ સત્વર આશ્રમનો ત્યાગ કરી રસ્તા ઉપર જઈ પહોંચ્યો. આ સમયે કાંઈ યાદ આવતાંજ તે સ્વગત બોલ્યોઃ—" પેલી ચાંદીની પાદુકાઓ તો રહી ગઈ! હશે! હવે સાહસ કરવાની કાંઇ જરૂર નથી!" આમ બોલી તે પોતાને રસ્તે આગળ વધ્યો.



## પ્રકરણ ૫ મું.



### સ્વામીજીનો વરદહસ્ત
### અને
### જીવનનું પરિવર્ત્તન.

**पद्माकरं दिनकरो विकचीकरोति ।**
**चन्द्रो विकासयति कैरवचक्रवालम् ॥**
**नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति ।**
**सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥**

(**ભાવાર્થઃ**—સૂર્યનારાયણ પદ્મને ખિલવે છે,—ને ચંદ્ર કુમુદના સમુહને પ્રફુલ્લિત કરે છે, વગર માગ્યે વાદળાં—મેઘ વર્ષે છે તેમ સત્પુરુષો પોતાની મેળેજ પરોપકાર કરવાને માટે નિરંતર પ્રયત્નશીલ રહે છે.)

અવશેષ રાત્રિએ રંગનાથને પોતાના કાળા અંધકારમાં છુપાવી ઘણે દૂર પહોંચાડી દીધો. રાત્રિએ જો કે તેને આશ્રય આપ્યો ખરો;

પરંતુ દિવસે પોતાનો પૂર્ણ પ્રકાશ તેના પર ફેંકીને 'આ ચોર!' આ ચોર!' એવી લોકવાયકા સાથે, સૌને તેને ઓળખાવ્યો. જેવી રીતે સૂર્યે રંગનાથને ચોર તરીકે જાહિર કર્યો તેવીજ રીતે સ્વામી સ્નેહ-જ્યોતિના આશ્રમનાં મનુષ્યોએ પણ 'રંગનાથ ચોરી કરીને નાશી ગયો' એમ બોલવા માંડયું. યોગિનીનું મ્હોં તો બંધ થતુંજ નહોતું. તેના કપાળ પર પસીનાનાં બિંદુઓ ઉપસી આવ્યાં હતાં. સ્વામીજી પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થઇ ઓટલા પર બેઠા હતા. આસપાસ બેઠેલા શિષ્યવર્ગ સાથે તેમના પ્રશ્નોત્તરો થતા હતા. એ સમય દરમ્યાન યોગિનીની ગભરાયલી મૂર્ત્તિ ત્યાં પ્રકટ થઇ. સ્વામીજી તેના તરફ એવી ચમત્કારિક દૃષ્ટિથી જોઇ રહ્યા કે પ્રથમ તો તે ગભરાઇ ગઇ. સ્વામીજીએ હસીને પૂછ્યું:—"બ્હેન! આટલી ગભરાઈ કેમ ગઇ છે?"

પોતાની ગભરામણમાં, યોગિની જે વાત સ્વામીજીને કહેવા આવી હતી તે ભૂલી ગઈ. તેણે કહ્યું:—"ગઇ કાલનો અતિથિ આપનાં દર્શન કર્યા સિવાય ગુપચૂપ ચાલ્યો ગયો છે!"

સ્વામીજીએ હસીને કહ્યું:—"ગયો તો છો ગયો. દર્શન કરવા આવવું હશે તો પુનઃ નહિ આવે કે?" આટલું બોલીને સ્વામીજી ઉઠયા અને પુષ્પવાટિકામાં ગયા. પુષ્પવાટિકામાં ફરતાં ફરતાં તેઓ એક સુમધુર, કર્ણપ્રિય ભક્તિરસપૂર્ણ સંગીત ગાવા લાગ્યા. સંગીત ગાઇ રહ્યા પછી તેઓ સ્મિતમુખે એક મોગરાના છોડ પાસે ઉભા રહ્યા. એટલામાં યોગિની, ઉમાપતિને સાથે લઈ પુષ્પવાટિકામાં સ્વામીજી પાસે આવી પહોંચી, તથા તેણે કહ્યું:—"મહારાજ! અતિથિ આપણે ત્યાં ગઇ રાત્રે ચોરી કરી ગચ્છંતિ કરી ગયો છે!"

ઉમાપતિ બોલી ઉઠયો:—"મહારાજ! કેવો અન્યાય કહેવાય? હું હમણાંજ જઈને આ હકીકત ફોજદારને સંભળાવી આવું છું."

યોગિની:—ખરૂં છે, ગાંડાઓને જેવી રીતે હૉસ્પિટલમાં રાખે છે તેજ પ્રમાણે સઘળા ચોર લોકોને હમ્મેશાંને માટે કેદખાનામાં પૂરી રાખવા જોઇએ. જો એ કાલે ભૂખે મરી ગયો હોત તો જગતની એક પીડા દૂર થાત!

ઉમાપતિ:—બ્હેન! ગભરાઇશ નહિ. અમૃતનું ઝેર કરનાર એ અધમ માણસને કેદ પકડી લાવવા માટે હું હિરાલાલ ફોજદારને કહી આવું છું. ગુરૂજી! હું જઉં કે?

સ્વામીજીએ પૂછ્યું:—"શામાટે?"

ઉમાપતિ:—"કાલે એ ચાંદીનાં બે તરભાણાં ચોરી ગયો છે તેથી."

સ્નેહજ્યોતિઃ—એ તરભાણું કોનાં હતાં ?

ઉમાપતિઃ—કીર્ત્તિપ્રસાદ શેઠેજ આપણને કાલે સ્હવારે એ તરભાણું મોકલ્યાં હતાં.

સ્નેહજ્યોતિઃ- ત્યારે હવે કહે કે, એ તરભાણું કોનાં હતાં? મ્હારાં, ત્હારાં કે ઇશ્વરનાં ?

આ પ્રશ્ન સાંભળી યોગિની અને ઉમાપતિ ડરી ગયાં. ઉમાપતિ તો ઓશિયાળા જેવો બની ગયો. તે નીચું જોઇને ઉભો રહ્યો. યોગિનીએ કહ્યું:—"ઇશ્વરનાં તો ખરાં; પરંતુ ઇશ્વરનું પૂજાસાહિત્ય હવે શામાં રાખીશું ?"

"આપણાં જુનાં તાંબાનાં તરભાણાંમાં."

"એ તરભાણું તો આ નવાં આવ્યાં પછી ધર્મશંકર ભટ્ટને આપી દીધાં છે."

"ત્યારે હવે આપણે નારિયેળની કાચલીઓમાં પૂજા સામગ્રી રાખીશું."

યોગિનીએ સહજ ગુસ્સામાંજ કહ્યું:—" એમ તે વળી થાય કે?"

" એમાં શી હરકત છે ? ઇશ્વરને તેમાંની સામગ્રીની પૂજા નહિ ગમે કે ? જો ઇશ્વર ચાંદીનાં તરભાણાં સિવાય નજ પ્રસન્ન થતા હોય તો તેમણે આ વૃક્ષલતા તેમજ પાષાણ-મૃતિકા શા માટે ઉત્પન્ન કરી છે ?"

" મ્હને કાંઇ ચાંદી સોનાની હોંશ નથી; પરંતુ આપણે ત્યાં જો કોઇ આબરૂદાર અતિથિ આવે ને તેને આપણે સારા પાત્રમાં ભોજન પીરસીને જમાડીએ તો તે સંતુષ્ટ થાય."

"જ્યારે આપણે ત્યાં આવનાર આબરૂદાર અતિથિઓને ચાંદીનાં પાત્રોમાં જમાડવાનોજ ઇશ્વિરનોજ વિચાર હોત તેઓ રંગનાથને ગઈ કાલે આપણા આશ્રમમાં આવવાની પ્રેરણા શા માટે કરત ? ગઇ કાલેજ ચાંદીનાં તરભાણું આવ્યાં અને આજે જતાં રહ્યાં. તે ઉપરથી પરમેશ્વરનો હેતુ તમે લોભ તેમજ અહંકારમાં ન પડો એવોજ છે. પરમેશ્વરે, દુઃખી રંગનાથને ત્હારા હાથમાંથી એ તરભાણું અપાવ્યાં એમાં તેમનો હેતુ ઘણો ઉત્તમ છે. રૌપ્યદાનનું શ્રેય તેમણે કીર્ત્તિપ્રસાદને નહિ આપતાં તને આપ્યું છે. તું કેવી ભાગ્યશાળી છે ! સત્પાત્રનેજ પાત્રદાન થયેલું જોઇ તું આનંદિત થા !"

સ્વામી સ્નેહજ્યોતિનાં સ્મિતહાસ્યપૂર્ણ મધુર વચનો સાંભળી યોગિની અને ઉમાપતિ સ્થિર થઇ ગયાં. સ્વામીજીની અલૌકિક

નિઃસ્વાર્થતા અને નિર્લોભતા જોઇ તેમનો ઉભયનો કંઠ ભરાઇ આવ્યો. ઉમાપતિએ હાથ જોડીને અનન્ય શરણુતાથી કહ્યું:-"પરંતુ મહારાજ! ઇશ્વિરે કીર્ત્તિપ્રસાદને દાનના અધિકારી નહિ કરતાં આપનેજ કેમ કર્યા ?"

સ્વામીજીએ કહ્યું:-" ઉમાપતિ ! ત્હારો પ્રશ્ન અતિ ઉત્તમ છે. દૈવની અગાધ લીલા પૈકી એક લીલાનો છે. રંગનાથ ઘણી અડચણુમાં છે. તે જો કીર્ત્તિપ્રસાદ પાસે જાત તો તેઓ તેને આટલું કિંમતી દાન આપત કે? કીર્ત્તિપ્રસાદની ભક્તિ સ્વાર્થી છે. મ્હને અર્પણુ કરેલી વસ્તુનો મોબદલો બમણા નફાથી મળશે એવી તેમની ભાવના છે. ભોજરાજાની માફક તેમનું દાન સ્વમહિમાપ્રતિષ્ઠાપનાર્થે અર્થાત્ રાજસ છે. રાજસ દાનમાં સ્વાર્થનો અંશ હોય છે. જો એ દાન તેમણે ગરીબ બિચારા રંગનાથને આપ્યું હોત તો તેમની કીર્ત્તિ વધત નહિ, તેમજ બમણો નફો મળવાની એ ઠેકાણે ભાવના પણુ નહોતી. તેથી ઇશ્વિરે બન્નેનાં કાર્યો પાર પાડવાને માટે પોતાની ઇચ્છા આવી રીતે અમલમાં મૂકી છે. અર્જુન પ્રમાણે તમે બન્ને આ દાનનાં નિમિત્ત માત્ર થયાં છો."

એટલામાં એક પોલિસ સિપાહી દોડતો આવ્યો, તથા સ્વામીજીને ઘણીજ નમ્રતાથી પ્રણામ કરીને તેણે કહ્યુંઃ-" મહારાજ! હિરાલાલ ફોજદાર આપનાં દર્શન કરવાને આવ્યા છે."

સ્વામીજી બોલ્યાઃ-" કોણુ હિરાલાલ ફોજદાર ! આજે વળી તેનાં પગલાં અહિં કયાંથી ? બેલાશક, તેને લઇ આવ."

સિપાહી ચાલ્યો ગયો એટલે સ્વામીજીએ ઉમાપતિ અને યોગિની તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું—" લોષ્ઠ-અશ્મ અને કાંચન અક્રૂરને સમાન હતાં, ઉદ્ધવને સમાન હતાં, તથા પ્રત્યેક્ સાધુને તે સમાનજ હોય છે. આપણુમાં અદ્યાપિ ખરૂં સાધુત્વ આવ્યું નથી. સંત જગદ્‌ગુરૂ છે. શ્રી કૃષ્ણુની ભાષામાં તે શ્રેષ્ઠ છે. જેવી રીતે શ્રેષ્ઠ વર્તે તેવીજ રીતે આપણે વર્તવું જોઇએ. તેથી આપણે સમરસ થઇએ છીએ. ચાંદીનાં તરભાણાં કાંઇ મ્હારાં કે તમારાં નહોતાં; એટલે તમારે શા માટે તેની ચિંતા કરવી જોઇએ ? આવો ગેરવ્યાજબી લોભ શા માટે રાખવો જોઈએ ? જો કદાચ એ તરભાણાં કીર્ત્તિપ્રસાદે આપણુને આપ્યાં ન હોત અગર તો રંગનાથજ તે કીર્ત્તિપ્રસાદને ત્યાંથી લઇ ગયો હોત તો તમને ચિંતા થાત કે ? એક દિવસની સંગતિથી આટલી આસક્તિ ? જો આટલી આસક્તિ ઇશ્વિર-ચરણુમાં લગાડશો તો ક્ષણુ માત્રમાં કૃતકાર્ય થઇ જશો !" સ્વામીજી આ પ્રમાણે બોલતા હતા એવામાં

તેમણે ફોજદાર હિરાલાલને ઘણી નમ્રતાથી પોતાની પાસે આવતો જોયો; પરંતુ તેના તરફ જોયા સિવાય તેઓ કહેવા લાગ્યાઃ-"વળી એજ તરભાણું ચોરી ગયો છે એમ તમે શા ઉપરથી કહો છો? એક સાધુ સંતપર વિના અપરાધે આળ કેમ મૂકો છો? મ્હેં મ્હારે હાથેજ તેને તરભાણાં આપ્યાં છે; પછી તેણે ચોર્યા કેવી રીતે? (ફોજદાર તરફ જોઇને) કેમ હિરાલાલ! તું ફોજદાર છે. પોલિસના ન્હાના ન્હાના ચોરી લુચ્ચાઈના કેસ તું ચલાવે છે. હવે તુંજ કહે કે, અમુક ઇસમે એક બીજા અમુક ઇસમને પોતાની ઇચ્છાથી કેટલીક વસ્તુઓ ભેટ આપી, તો તેને ચોરી કહી શકાય કે? 'તે ચોરી છે' એવું કહેનારને માટે ત્હારો શો કાયદો છે?"

"મહારાજના મુખમાંથી હું સાંસારિક વાત આજેજ સાંભળું છું." આવતાંની સાથેજ ભાકતપૂર્વક મહારાજના ચરણોમાં માથું નમાવીને ફોજદાર હિરાલાલે કહ્યું.

"પરંતુ એ માટે ત્હારો કાયદો શું કહે છે તે તો કહે!"

"પોતાની રાજી ખુસીથી વસ્તુ આપીને 'ચોરી કરી છે' એમ કહેનાર ખોટો ફરિયાદી ગણાય છે."

આવી રીતે મહારાજ સ્નેહજ્યોતિ અને ફોજદાર હિરાલાલ વચ્ચે વાતચિત ચાલતી હતી એટલામાં એક જમાદાર બે ચાર સિપાહીઓની સાથે એક ઇસમને ધક્કામુક્કી મારતો મારતો બાગમાં લઇ આવતો જોવામાં આવ્યો. જે ઇસમને ધક્કામુક્કી મારીને બાગમાં લાવવામાં આવતો હતો એ ઇસમના બન્ને હાથ એક મજબુત દોરડાથી બાંધી દીધેલા હતા. જમાદાર તથા સિપાહીઓએ ફોજદાર હિરાલાલને સલામ ભરી. ફોજદારે પણ પોતાના અધિકારને છાજે એવી સાદાઇથી તેમની સૌની સલામ સ્વીકારી. પછીથી હિરાલાલે પૂછ્યું:-"શું છે? કોણ રંગનાથ કે? કેદમાંથી છુટયાને તને અઠવાડીઉં તો થયું નથી ને વળી આ નવો શો ઘોટાળો છે?"

"હું કેદીઓને પહોંચાડીને પાછો ફરતો હતો એવામાં રંગનાથ મ્હારી નજરે પડયો મ્હને તેમજ મ્હારી સાથેના પોલિસોને જોઇ તે નાશી જવા લાગ્યો. એ રંગનાથ છે એમ અમે સત્વર સમજી ગયા અમે ચોતરફથી તેને ઘેરી લઇ તેની જડતી લીધી તો તેની પાસેથી બે ચાંદીનાં તરભાણાં મળી આવ્યાં. આથી એને પકડીને અમે ગેટ પર લઇ જતા હતા; પરંતુ આપ અહિં આવેલા છો એવી ખબર મળવાથી અમે એને અત્રે પકડી લાવ્યા છીએ." જમાદારે કહ્યું.

"જમાદાર! તમે મૂર્ખ છો. સાધુસંતને ત્યાં આવા પાપી નરાધમ કેદીઓનો ગડબડાટ શા માટે લાવવો જોઇએ? તેને કેદમાં પૂરી રાખો. હું હમણાં આવું છું (રંગનાથ તરફ જોઇ) કેમરે, આ તરભાણાં કોનાં છે?"

શૂન્ય તેમજ ચિંતાપૂર્ણ મુખથી રંગનાથ એક વખત સ્વામીજી તરફ અને એક વખત ફોજદાર તરફ જોવા લાગ્યો. તેના મુખમાંથી એક પણ અક્ષર નીકળ્યો નહિ. છેવટે જમાદારે કહ્યું:—"સાહેબ! રંગનાથ એમ કહે કે, એ તરભાણાં સ્વામીજીએજ તેને આપ્યાં છે!"

સ્વામીજીએ અગ્રેસર થઇ હિરાલાલનો હાથ પકડીને કહ્યું:— "બેટા હિરાલાલ! રંગનાથે જમાદારને એક પણ અક્ષર ખોટો કહ્યો નથી. મ્હેંજ તેને એ તરભાણાં આપ્યાં છે—અરે તેની પોટલીમાં બાંધી આપ્યાં છે! ગઇ રાત્રે તે મ્હારા આશ્રમમાંજ રહ્યો હતો. "આજથી હું મ્હારૂં આયુષ્ય સદાચરણમાં પસાર કરીશ" એવી તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવીનેજ મ્હેં તેને ચાંદીનાં બન્ને તરભાણાં ભેટ તરીકે આપ્યાં છે. મ્હારી પાસે તેને આપવા જેવી બીજી કોઇ વસ્તુ નહિ હોવાથી મ્હેં એજ તેને આપ્યાં છે. હું એણે ચોરી કરી છે એમ કહું તો ખોટો ફરિયાદી ગણાઉં, તથા એ પાપનું પ્રાયશ્ચિત્ત મ્હારે ભોગવવું પડે."

સંસારી—સ્વાર્થી હિરાલાલ આશ્ચર્યમાં પડી ગયો. તેણે સ્વામીજીના તેજસ્વી વદનમંડળ તરફ ટગર ટગર જોઇ રહીને કહ્યું:—"આપે આ તરભાણાં એને ભેટ તરીકે આપ્યાં છે?"

"હા, ભેટ તરીકેજ આપ્યાં છે, એટલુંજ નહિ; પરંતુ મ્હારી ચાંદીની પાદુકાઓ સુદ્ધાં મ્હેં તેને આપી છે. (રંગનાથ તરફ જોઇ) વત્સ રંગનાથ! મ્હારે લીધે ત્હારે આ લોકોનો ત્રાસ અને તિરસ્કાર વેઠવો પડયો છે એ માટે તું ક્રોધે ભરાઇશ નહિ. હિરાલાલ! એ નિરપરાધીને હજી શા માટે બાંધી રાખ્યો છે? તેના હાથ સાથે બાંધેલું દોરડું છોડી નખાવ."

હિરાલાલે જમાદારને સંકેત કર્યો; એટલે જમાદારે રંગનાથના હાથે બાંધેલું દોરડું છોડી નાખ્યું. સ્વામીજીએ પૂછ્યું:—"પણ પાદુકાઓ ક્યાં છે?"

યોગિનીએ ઉત્તર આપ્યો:—"પાદુકાઓ એણે લીધી નથી. એ તેની ઓરડીમાંજ પડી રહેલી છે."

સ્વામીજીઃ—અરેરે! માત્ર તરભાણાંને માટેજ એની આટલી

બધી દુર્દશા થઇ ? જો તે સાથે પાદુકાઓ પણ હોત તો એને કેટલું બધું દુઃખ વેઠવું પડત ? (હિરાલાલ તરફ જોઇને) ચોરીનો પૂરાવો નથી. માલનો માલક, એ દાન આપેલું છે એમ સ્પષ્ટ કહે છે–પ્રતિજ્ઞા ઉપર એમ કહે છે; પછી એને અટકાવી રાખવાની શી જરૂર છે ? એ તરભાણું તેમજ પાદુકાઓ ઉપર તે પ્રમાણિકતાથી પોતાના ઉદરનો નિર્વાહ કરી શકશે. બેટા રંગનાથ ! ત્હારી પાદુકાઓ પણ તું લેતો જા."

"ત્યારે શું હું મુક્ત છું? મ્હને કેદ કરવામાં નહિ આવે ?"

"અરેરે ! અઢાર વર્ષના અસહ્ય દુર્દૈવથી તેને કેદ તેમજ મુક્તિનો પણ ભ્રમ થાય છે ! હરિ ! હરિ !" સમવેદના દર્શાવતાં સ્વામીજીએ કહ્યું:–"રંગનાથ ! બેટા ! તું મુક્ત છે ! હિરાલાલ તેમજ મ્હારી માફક તું મુક્ત તેમજ સ્વતંત્ર છે. હિરાલાલ ! તું એને આ બાબત કહીને એની ખાત્રી કર."

હિરાલાલે કહ્યું:–"રંગનાથ ! તું છુટો છે. અમે તને કેદ કરવાના નથી. તું ગુન્હેગાર નથી."

સ્વામીજીએ કહ્યું:–"રંગનાથ ! ચાલ, ત્હારી પાદુકાઓ રહી ગઇ છે તે સૌના દેખતાં હું તને આપું છું. હિરાલાલ ! તું પણ સાથે ચાલ."

ગભરાઇ ગયેલા રંગનાથનો પ્રેમપૂર્વક હાથ પકડી સ્વામી સ્નેહ-જ્યોતિ આશ્રમમાં જવા લાગ્યા. તેમની પાછળ ફોજદાર હિરાલાલ પણ જવા લાગ્યો. જતાં જતાં સ્વામીજીએ રંગનાથને કહ્યું:–"રંગનાથ ! હવે મ્હારી તને એવી આજ્ઞા છે કે, આજથી તું ત્હારો સઘળો દુરાચાર છોડી દે. આજે મ્હેં ત્હારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો વાળવાની જો ત્હારી વૃત્તિ હોય તો તું આજથી સદાચારથી વર્તવાની મ્હારી સમક્ષ પ્રતિજ્ઞા કર. હવે ત્હારા આત્મા ઉપર ત્હારો હક્ક નથી. ત્હારો આત્મા હવે મ્હારો થયો છે. હું કહું છું તે પ્રમાણે ત્હારે વર્તવુંજ જોઇએ. તું ત્હારી દુર્વૃત્તિ કાઢી નાખ. એટલે ક્ષણ માત્રમાંજ તું મહાત્મા થઇશ."

હિરાલાલ ફોજદાર સિપાહીઓને વિદાય કરી આશ્રમમાં આવ્યો. રંગનાથને એક ઠેકાણે બેસાડી સ્વામીજી અંદર ગયા હતા. જ્યારે હિરાલાલ અંદર આવ્યો ત્યારે એક પિશાચની માફક શૂન્યદષ્ટિથી રંગનાથ જે ઠેકાણે બેઠો હતો તે ઠેકાણાને જોયા કરતો હતો. તે શું જોતો હતો એ ઇશ્વર જાણે ?

સ્વામીજી ચાંદીની પાદુકાઓ લઇ આવ્યા. પછી તેમણે પાદુકાઓ રંગનાથના હાથમાં મૂકીને કહ્યું:–"વત્સ ! તું જે પાદુકાઓ ભૂલી




"વત્સ! તું જે પાદુકાઓ ભૂલી ગયો છે તે લેતો જા."

પૃષ્ઠ ૪૪.

ગયો છે તે લેતો જા. યોગિની અને ઉમાપાત! તમે અહિં આવી રંગનાથને ઇશ્વરની પ્રસાદી આપો રંગનાથ! સાંભળ, જે નારિયેળનું છોડું કઠણ છે તેનીજ અંદરનો ભાગ અમૃત જેવી મધુરતાથી ભરેલો છે. પ્રત્યેક્ વસ્તુનું એમ હોવું જોઇએ. તું હવે ત્હારે જ્યાં જવું હોય ત્યાં જા. તું ત્હારા સત્ ધ્યેયને ત્હારી દૃષ્ટિ સમક્ષ રાખજે, અને મ્હેં જે ઉપદેશ આપ્યો છે તે કદિ ભૂલી જઇશ નહિ."

આમ કહી સ્વામીજીએ પોતાના બન્ને હાથ રંગનાથના મસ્તક પર મૂકયા. રંગનાથે કોપરાનો પ્રસાદ તથા પાદુકાઓ હાથમાં લઇને કહ્યું:—"મહારાજ! આ પાદુકાઓ મ્હને આપી દીધી ને? હવે મ્હને જવાની રજા છે?"

સ્મિત હાસ્ય કરી સ્વામીજીએ કહ્યું:—"હા, એ પાદુકાઓ ત્હારી-જ છે. ત્હારા સિવાય બીજું કોઇ એનું માલિક નથી. (હિરાલાલ તરફ જોઇને) હિરાલાલ! હવે તું એને સમજાવીને વિદાય કર."

કપાળને સંકુચિત કરી કર્કશ સ્વરે હિરાલાલે કહ્યું:—"કેમરે, મહારાજે કહ્યું તે સાંભળ્યું ને? હવે ત્હારે પાતાળમાં જવું હોય તો પણ અમારી રજા છે!"

પરંતુ હિરાલાલનું વાકય પૂર્ણ થતાં પહેલાંજ રંગનાથ ઉઠી ઉભો થયો અને પાદુકાઓ પોટલીમાં બાંધી તીરની માફક ત્યાંથી ચાલ્યો ગયો. રસ્તે તે અનેક ખાડા ખેતરો ઓળંગતો જે તરફ પગ ખેંચી જાય તે તરફ જવા લાગ્યો. કયાં જવું છે તેનો તેણે કશો વિચાર કર્યો નહોતો તે ભ્રમિત થઈ ગયો હતો. મધ્યાન્હકાળ હોવાથી સખ્ત તાપ પડતો હતો; છતાં રંગનાથને ક્ષુધા લાગી નહિ, અન્નની સ્મૃતિ સુદ્ધાં તેને થઇ નહિ. તેના અંતરમાં અદ્વિતીય નવીન ભાવના ઉત્પન્ન થઈ હતી. તેથી તે પોતાને ભૂખ લાગી છે કે કેમ એ પણ સમજી શકયો નહિ. અલ્પકાળને માટે તેનું મન અત્યંત કોમળ અને સ્નિગ્ધ થતું હતું; પરંતુ એ કોમળતા અઢાર વર્ષની તીવ્રતમ છળનાની સ્મૃતિ નીચે દબાયલી હોવાથી તેના મનની સ્થિતિ વજ્ર કરતાં પણ કઠોર થતી હતી. ક્વચિત્ તેનું મન અત્યંત શાન્ત અને સંકલ્પશૂન્ય બની જતું હતું તો ક્વચિત્ તેના મનમાં અત્યંત કલ્પનાઓ અને અનંત સ્ફુર્તિ આવતી હતી. જ્યારે સંકલ્પશૂન્ય સ્થિતિ થઇ જતી ત્યારે તેને તેનો પોતાનોજ ભય લાગતો હતો; પરંતુ પુનઃ કલ્પનાનું પ્રાબલ્ય વધી પડતાં તે પાગલ બની જતો હતો. જે પ્રકાર બન્યો તે સારો બન્યો નહિ, એના કરતાં તો પુનઃ કેદખાનામાં જવું પડયું હોત

તો ઠીક એમ તેને લાગ્યું; કેમકે કેદખાના સાથે તેનો ઘણાં સમયથી સહવાસ થઇ ગયો હતો. પોતાને કેદખાનામાં જવું પડયું હોત તો પોતાનું મન આવું અસ્વસ્થ—અશાન્ત બની જાત નહિ. સ્વામી સ્નેહજ્યોતિની ઉદારતાથી તે જાણે કે મૃતપ્રાયઃ થઇ ગયો. એટલુંજ નહિ પણ અઢાર વર્ષની સતત તેમજ ક્રૂર તપશ્ચર્યાથી જે વૃત્તિનો તેણે પોતે જાણી જોઇને નાશ કર્યો હતો તે વૃત્તિ એકાએક વિરાટ સ્વરૂપ ધારણ કરીને તેના હૃદયક્ષેત્ર પર ઉપસ્થિત થઇ. રંગનાથથી સદસત્ બુદ્ધિનો ઠપકો વેઠી શકાયો નહિ. એક ઝરા પાસે તે સ્વસ્થતાથી બેઠો.

સૂર્યભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડતા હતા. ભીષણ અંધકારનું સામ્રાજ્ય પૃથિવી દેવી ઉપર ફેલાવા લાગ્યું હતું. દક્ષિણોત્તર ક્ષિતિજ નીચેનો અંધકાર પોતાનું ભીષણરૂપ દર્શાવતો પર્વતસ્વરૂપે ઉંચો ચઢતો હતો. રંગનાથનું એ તરફ બિલકુલ લક્ષ્ય નહોતું. અઢાર વર્ષમાં કદિ નહિ ઉપજેલા વિચારો આજે તેના અંતરમાં ઉપજતા હતા.

રંગનાથ આવા વિચારોમાં તલ્લીન બની ગયો હતો એવામાં પાસેથીજ એક પ્રકારનો મધુર કલરવ તેના સાંભળવામાં આવ્યો. એ કલરવ ઘણો આનંદી તેમજ ઘણો પ્રેમાળ હતો. રંગનાથે જે તરફથી એ હાસ્યધ્વનિ આવતો હતો તે તરફ સહજ પોતાની દૃષ્ટિ ફેરવી. આ સમયે રંગનાથે એક દશ બાર વર્ષના બાળકને નાચતો કૂદતો પોતાના તરફ આવતો જોયો. ચિંતાશૂન્ય—આનંદી બાળકને જોઇ રંગનાથ પોતાના મન સાથેજ સહજ હસ્યો. એ હાસ્ય કેવા ભાવનું હતું એ સમજી શકવાનું કાર્ય કઠિન હતું. બાળકના હાથમાં એક છત્રી હતી. એ છત્રીના નીચેના છેડા ઉપર કાંઇ વસ્તુને મૂકી તે એ વસ્તુને ઉંચી ઉછાળતો હતો, અને પાછી ઝીલી લેતો હતો. તેનું ઉછાળવા ઝીલવાનું કાર્ય ચાલતુંજ હતું. તે જે વસ્તુ ઉછાળતો હતો તે જ્યારે હાથમાં નહિ ઝીલાતાં પૃથિવી ઉપર પડી જતી ત્યારે તેનો ‘ઝણણણ’ અવાજ થતો હતો. એ અવાજ સાંભળી બાળક પણ આનંદથી હસી પડતો હતો. આવી લીલામાં બાળક લીન બની ગયો હતો. તેણે રંગનાથને જોયો નહોતો; પરંતુ રંગનાથ તો એ બાળક તરફ ટગર ટગર જોઇ રહ્યો હતો. ‘ખણણણ’ અવાજ કરનાર એ વસ્તુ એક અડધો હતો. પોતાના તાનમાં ને તાનમાંજ બાળકે છત્રીના છેડા ઉપર એ અડધો મૂકીને ઉંચો ઉછાળ્યો. પછી તે એને ઝીલી લેવાના ગડબડાટમાં હતો. એવામાં રંગનાથની ક્રોધમૂર્ત્તિ પોતાની પાસેજ ઉભી રહેલી બાળકે જોઇ. બાળક સહજ ગભરાયો અને તેથી ઉછાળેલો

અડધો તેના હાથમાં નહિ ઝીલાતાં રંગનાથના પગ પાસે જઇને પડ્યો. રંગનાથે પોતાનું રાક્ષસી પગલું એ અડધા ઉપર મૂકી અડધાને દબાવી દીધો. અડધાને પોતાની પાસે આવી ઉભેલા અજાણ્યા ક્રૂર માણસના પગ તળે દબાતો બાળકે જોયો હતો. બાળક ગભરાયો હતો ખરો; પરંતુ તે કાંઇ ભય પામ્યો નહોતો. મનુષ્યજીવનમાં ખરો આનંદ, ખરી નિર્ભયતા અને ખરૂં સુખ બાલ્યાવસ્થામાંજ હોય છે. બાળક પોતાની જરીથી ભરેલી ટોપી ઉંચી ઉછાળીને તેને ઝીલતો રંગનાથ પાસે આવ્યો. આ સમયે સૂર્યનાં તેજોમય કિરણો બાળકના વદનમંડળ પર આવી પડયાથી તેનું મુખ ઘણું સુંદર દેખાતું હતું.

સરળતાથી હસતાં હસતાં બાળકે રંગનાથ પાસે આવીને કહ્યું:– “ ભાઇ! મ્હારો અડધો આપો ! ”

રંગનાથે પૂછ્યું:—“ તું કોણ છે ? ”

બાળકે ઉત્તર આપ્યો:—“મ્હને સૌ માધવ કહે છે ! ”

રંગનાથે કહ્યું:—“ જા જા, તું ત્હારે રસ્તે ચાલ્યો જા !”

બાળક બોલ્યો:—“ હું ચાલ્યો જઉં છું;–પણ મ્હારો અડધો તમે આપો છો ને ? ”

રંગનાથ બાળકને કશો ઉત્તર નહિ આપતાં નીચું જોઈ રહ્યો હતો. બાળકનો “ મ્હારો અડધો આપો—મ્હારો અડધો આપો ! ” એવો તગાદો ચાલુ થયો. તે પોતાના બાળ સ્વભાવને અનુસરી રંગનાથના હાથ પકડી ખેંચવા લાગ્યો. રંગનાથ તેને દૂર ખસેડવા લાગ્યો. જો એકાદ ચિત્રકાર ત્યાં હાજર હોત તો તેને ભીમગર્વહરણનો પ્રકાર અવશ્ય યાદ આવ્યો હોત. ભીમ ગર્વિષ્ઠ હતો અને આ ઠેકાણે બાળક ગર્વશૂન્ય હતો. રંગનાથના અચળ અને સ્થિર ચરણો ઉંચા કરવાનો પ્રયત્ન કરવો એ રાવણના કૈલાસને ઉંચકવાનો પ્રયત્ન કરવા જેવો નિષ્ફળ અને અંતે રૂદનમાં પર્યવસાન થાય એવો પ્રયત્ન હતો. બાળકનું પણ તેમજ થયું. રંગનાથ હજી સુધી પોતાની પૂર્વસ્થિતિમાં જ હતો. છેવટે બાળકે જ્યારે બૂમરાણ કરવા માંડયું ત્યારે તેણે તેના તરફ ઉંચું જોયું. બાળક પ્રમાણે તેનાં નેત્રોમાં પણ જળ ભરાઇ આવ્યું હતું; કિન્તુ એ જળ રૂદનનું નહોતું—અનિમિષ દષ્ટિના આકર્ષણ તેમજ ક્રોધનું હતું. પોતાની લાકડી હલાવીને રંગનાથે કહ્યું:—“ કોણ છે ? શું છે ?”

બાળકે ગદ્‌ગદ કંઠે કહ્યું:—“હું માધવપ્રસાદ છું ! મ્હારો અડધો આંપો. મ્હારા પૈસા આપો. તમારો પગ ઉંચો કરો ! ઉં–ઉં–ઉં–ઉં—”

"કોણ, તુંજ છે કે ?" આમ કહીને રંગનાથે પુનઃ નીચે બેસી જઇ પોતાનો પગ અડધા ઉપરજ દાબી રાખ્યો. પછીથી તેણે પોતાની લાકડી ઉંચી કરીને કહ્યું:—"ચાલ, અહિંથી ચાલ્યો જાય છે કે નહિ ?"

બાળક રંગનાથનું ઉગ્રસ્વરૂપ જોઇ ગભરાયો–ભયભીત બની ગયો. થોડે દૂર જઇને તે રડવા લાગ્યો. આથી રંગનાથ વિશેષ ક્રોધે ભરાયો. તેણે દાંતથી ઓષ્ઠ પીસતાં બાળક તરફ જોવા માંડયું. બિચારો બાળક એ વિરાટ સ્વરૂપ જોતાંજ ભયભીત બની જઇને રડતો રડતો નાસવા લાગ્યો. રંગનાથ પોતાની જગ્યાએ સ્થિરતાથી બેસી રહીને બાળક તરફ જોઇ રહ્યો હતો. પહેલી દોટ પૂરી થતાં બાળક દમ લેવાને ઉભો રહ્યો. એટલે અંતરેથી પણ તેનો રૂદનધ્વનિ રંગનાથ સાંભળી શકતો હતો.

થોડા સમયમાંજ સૂર્યભગવાન્ પશ્ચિમાકાશમાં ડૂબી ગયા. સેનાધિપતિ સૈન્યમાંથી ગૂમ થતાં સૈનિકો જેવી રીતે નાશ ભાગ કરે, તથા વિજયી શત્રુ પોતાની બહાદુર સેના સહિત શત્રુ સૈન્યની પૂંઠ પકડે તે રીતે અવશિષ્ટ રહેલાં સૂર્યકિરણો નાશ ભાગ કરતાં ગૂમ થઇ જતાં હતાં, અને ભીષણ અંધકાર અગ્રેસર થતો હતો. કિરણો અદ્રશ્ય થઇ ગયાં. પ્રથમનો રંગબેરંગી પ્રકાશ પણ વિલીન થઇ ગયો. ગગનમંડળ તેમજ સમસ્ત પૃથિવીપર અંધકાર દેખાવા લાગ્યો. રંગનાથની આસપાસ પણ ભીષણ અંધકાર ફેલાઇ ગયો.

રંગનાથે આખા દિવસમાં કશું ખાધું નહોતું. કદાચ તેને તાવ આવ્યો હશે અને તાવથી તેની ભૂખ મરી ગઇ હશે ! બાળક નાશી ગયો એ સમયે તે જે પ્રમાણે બેઠો હતો તેજ પ્રમાણે હમણાં પણ બેઠો હતો. જે દિશા તરફ બાળક પલાયન કરી ગયો તે તરફ હજી સુધી એ ટગર ટગર જોઇ રહ્યો હતો. તેની દૃષ્ટિ સહજ પણ ફરી નહોતી. તેણે પોતાની પાંપણ સુદ્ધાં હલાવી નહોતી. બાળકને છુપાવવાને માટે તે દિશાએ અંધકારના એક ઉપર એક પડદામાં પોતાનું અંગ ઢાંકવા માંડયું હતું તેજ પ્રમાણે રંગનાથની દૃષ્ટિ સ્હામે પણ અંધકારના પડદા પડતા હતા. થોડા સમય પછી તે એકદમ ઉઠી ઉભો થયો. પછીથી જેવો તે લાકડી લેવાને માટે નીચે વળ્યો કે, તેની નજરે બાળકનો અડધો પડયો. એ અડધો નજરે પડતાંજ તેનું સર્વાંગ કંપી ઉઠયું. તે ઘણા સમય સુધી એ અડધા તરફ ટગર ટગર જોઇ રહ્યો. એ નિર્જીવ અડધો, સ્મશાનમાં સળગતી ચિતા પ્રમાણે તેના

અંતરને તેમજ નેત્રોને બાળી નાખવા લાગ્યો ! રંગનાથે એક ગાઢ નિશ્વાસ મૂકી સભય અંતઃકરણે એ અડધો ઉંચકી લીધો, અને પછી લાંબો હાથ કરી તે એક વિષમય અને ભયંકર પદાર્થ હોય એવી રીતે તેના તરફ જોવા લાગ્યો.

પરંતુ રાત્રિના અંધકારમાં એ નિર્જીવ અડધામાં તે શું જોઇ શકે ? કિન્તુ એજ અડધામાં તેના ભવિષ્યના જીવન પ્રવાહને જૂદી દિશામાં પ્રવાહિત કરવાનું સામર્થ્ય હતું. પોતાની પોટલી બગલમાં મારી, અડધાવાળો હાથ લાંબોજ રાખી તે જે દિશા તરફ બાળક રડતો રડતો ચાલ્યો ગયો હતો તે દિશા તરફ જવા લાગ્યો. ત્રીસ ચાળીસ પગલાં ગયા પછી તે એક ઠેકાણે ઉભો રહ્યો, અને ક્ષણે ક્ષણે ભીષણ સ્વરૂપ ધારણ કરતા અંધકાર તરફ જોઇ રહ્યો; પરંતુ તે કાંઇ જોઇ શક્યો નહિ. રંગનાથ નિરૂપાય થયો. તેણે 'માધવ—માધવપ્રસાદ' કહીને બૂમ મારી. સ્તબ્ધ બનીને ક્ષણપર્યંત તેણે ઉત્તર પ્રાપ્ત કરવાની રાહ જોઇ; પરંતુ ઉત્તર આવ્યો નહિ. એ જંગલે માત્ર તેની બૂમોનો પડઘો પાડયો. એ નિર્જન જંગલમાં રંગનાથ એકલોજ હતો. અંધકાર સિવાય ત્યાં બીજી એક વસ્તુ હતી—એ વસ્તુ ધ્વનિનું બળિદાન લેનારી ઘોર શાન્તિજ હતી. રંગનાથે પોતાની ચોતરફ જોયું. તેને એમ લાગ્યું કે, તેને ચારે તરફથી કેદ કરવાને માટે વિશાળ, ઉચ્ચ વૃક્ષો તેના તરફ ધસી આવે છે, તથા પોતાની શાખાઓરૂપી અનંત હાથ તેના તરફ લાંબા કરે છે.

રંગનાથને ભય લાગ્યો. તે નાસવા લાગ્યો. વચ્ચે વચ્ચે શ્વાસ મૂકીને તે "માધવ—માધવપ્રસાદ." કહીને બૂમો મારવા લાગ્યો; પરંતુ વાચાહીન અરણ્યમાંથી તેને કશો ઉત્તર મળયો નહિ. જો બાળક એ જંગલમાં કદાચ હોત તો તેણે "ઓ" કહ્યું હોત કે કેમ તે તો ઇશ્વર જાણે ! પરંતુ તે નહોતો. રંગનાથ પુનઃ ચાલવા લાગ્યો; એટલામાં તે ઘોડાની ખરીઓનો અવાજ સાંભળી શક્યો. રંગનાથ ઉભો રહી જે દિશાએથી એ અવાજ આવતો હતો તે દિશા તરફ જોવા લાગ્યો. તેને આવી રીતે વધારે સમય સુખી ઉભા રહેવું પડયું નહિ. કેમકે એક ઘોડેસ્વાર સત્વર તેની પાસે આવી પહોંચ્યો. ઘોડેસ્વારને થોભાવીને રંગનાથે પૂછ્યું:—"ભાઇ તમે માધવ—માધવપ્રસાદને જોયો છે કે ?"

આવા ભીષણ જંગલમાં અજાણ્યો માણસ મળતાંજ ઘોડેસ્વાર ચમક્યો તેમજ ભય પણ પામ્યો તેનાથી ઉત્તર સુદ્ધાં આપી શકાયો

નહિ. રંગનાથે તેને ધીરજ આપવાના હેતુથી કહ્યું:-" ભાઇ ! ગભરાશો નહિ. હું એક ગરીબ માણસ છું. તમે આ તરફથી મ્હારા માધવને જતો જોયો છે કે ? "

બ્હીતાં બ્હીતાં ઘોડેસ્વારે કહ્યું:-" ના "

" તેના માથા પર જરીથી ભરેલી ટોપી છે ને હાથમાં છત્રી છે."

" મ્હને રસ્તામાં કોઇ મળયું નથી. "

" તમારા પહેરવેષ ઉપરથી તમે ઘણા ગરીબ બ્રાહ્મણ હો એમ લાગે છે. " પોતાના ખિસ્સામાંથી પાંચ રૂપિયા કાઢી રંગનાથે કહ્યું:-" તમારૂં કુટુંબ મ્હોટું હશે તેથી આ પાંચ રૂપિયા લ્યો, તમારાં બાળબચ્ચાંને ખાવાનું લઇ આપજો. હવે આટલામાં આવેલા કોઇ ગામડામાં મ્હારો માધવપ્રસાદ રહે છે કે નહિ તે મ્હને કહો ! "

ઘોડા ઉપર સ્વાર થયેલો માણુસ એક ગરીબ બ્રાહ્મણજ હતો. તેણે પાંચ રૂપિયા પોતાના ખિસ્સામાં નાખીને કહ્યું:—" ભાઇ ! મ્હારા જાણવા પ્રમાણે તો માધવપ્રસાદ નામનો કોઇ છોકરો આ પ્રદેશમાં રહેતો નથી. કદાચ કોઇને ત્યાં પરોણા તરીકે આવ્યો હોય તો પ્રભુ જાણે ! "

ક્ષણપર્યંત સ્તબ્ધ રહ્યા પાછી એકદમ ઘોડાની લગામ પકડીને રંગનાથે કહ્યું:-" હે ઇશ્વર ! હું ચોર છું-નરાધમ છું. મ્હને તમે કેદ કરો ! કેદખાનામાં પહોંચાડી દો ! "

આ વાકયો સાંભળી ઘોડેસ્વાર બ્રાહ્મણ તો ભયથી અસ્થિર બની ગયો. તેણે રંગનાથના હાથમાંથી ઘોડાની લગામ ખેંચી લઇ, ઘોડાને એડી મારી દોડાવી મૂકયો. ઘોડો દૃષ્ટિથી દૂર થાય ત્યાં સુધી રંગનાથ તેના તરફ જોઇ રહ્યો. પછી રંગનાથ પાછો જે તરફ જતો હતો તે તરફ જવા લાગ્યો, અને " માધવ-માધવપ્રસાદ " કહીને તે નિર્જન જંગલમાં હાંકો મારવા લાગ્યો.

ઘણા સમય પછી ગગનમંડળમાં ચંદ્રદેવ ઉદિત થયા. આ સમયે રંગનાથ જે ઠેકાણે જઇ પહોંચ્યો તે ઠેકાણેથી એક બીજો રસ્તો પણ જતો હતો. એ ઠેકાણે ઉભા રહીને રંગનાથે પાછી માધવનું નામ દઇને બે ત્રણ બૂમ મારી. તેની બૂમો એ ગંભીર શાન્તિમાં એટલી જલદીથી વિલીન થઇ ગઇ કે, તેનો પ્રતિધ્વનિ સુદ્ધાં સંભળાયો નહિ. પુનઃ રંગનાથે પોતાનું સઘળું બળ એકઠું કરીને બૂમ મારી; પરંતુ એ બૂમ પહેલી બૂમોના જેવી તીવ્ર નહોતી. એટલુંજ નહિ પણ તે એટલી સુક્ષ્મ હતી કે, રંગનાથના પોતાનાથી પણ એ બૂમ

સંભળાઇ હશે કે કેમ તે એ જાણે! વળી બાળકને મારેલી તે છેલ્લી-જ બૂમ હતી. રંગનાથથી હવે બૂમ પાડી શકાતી નહોતી. તેની સઘળી શક્તિ જતી રહી હતી. તેના મનમાં અસંખ્ય સારા ખોટા વિચારો ઉપજતા હતા. તે જે ઠેકાણે ઉભો રહ્યો હતો તે ઠેકાણેજ બેસી ગયો. આ સમયે તેને ઘણો પશ્ચાત્તાપ થતો હતો. વારંવાર "હું નરાધમ છું—નરાધમ છું." એમ તે બોલ્યા કરતો હતો. આ સમય ઘણો દુઃખદાયક હતો! મનુષ્ય તેના પાપમય જીવનનાં અસંખ્ય પાપોનું સ્મરણ કરીને ક્ષણ માત્રમાં અવસન્ન બની જાય છે. પાપમય જીવનના ભયંકર અગ્નિમાં એક કલાકમાંજ બળી ભસ્મ થઇ જાય છે. સઘળાં પાપોનું તીવ્ર હળાહળ એક ક્ષણમાં પી જઇને અસ્થિર બની જાય છે! એ શુભ મુહૂર્ત ક્યારે આવે છે તે કોઇ જાણતું નથી; જ્યારે આવે છે ત્યારે મનુષ્ય બળીને પવિત્ર થાય છે. એ અગ્નિને—'દિવ્ય—અગ્નિ' કહેવાય છે!"

રંગનાથ પશ્ચાત્તાપના અસહ્ય દુઃખથી એક ન્હાના બાળકની માફક રડવા લાગ્યો!

સ્હવારે રંગનાથ સ્વામીજી પાસેથી નીકળ્યો હતો ત્યારથી તેના અંતરમાં અઢાર વર્ષની કલ્પનામાં નહિ આવેલા એવા વિચારો આ-વવા લાગ્યા હતા. પણ એ વિચારો કેવા સ્વરૂપના હતા એ તે સમજી શકતો નહોતો. "હવે મ્હારા આત્મા પર મ્હારો હક્ક નથી. મ્હારો આત્મા હવે સ્વામીજીનો છે." એવા શબ્દો વારંવાર તેના ઓઠ પર આવતા હતા. આ શબ્દોને દાબી દેવાનો રંગનાથ પ્રયત્ન કરતો હતો; પરંતુ તે દબાતા નહોતા સ્વામીજીની દયા, પોતાના પૂર્વ સ્વભાવના ભયંકર દુર્ગ ઉપર ચાલેલો સતત મારો છે એમ તે સમજ્યો. જો સ્વામીજીએ દયા દર્શાવી ન હોત તો પોતાનો નિશ્ચય કાયમ રહ્યો હોત એમ તેને લાગ્યું. વળી પાછું સ્વામીજીનું એક તત્વપૂર્ણવચન તેને યાદ આવ્યું કે, "દુરાચારી માણસ પણ જો એકનિષ્ઠાથી મ્હને ભજે છે તો તેની દુરાચાર વૃત્તિ દૂર થઇ તે ધર્માત્મા થાય છે તથા તેને શાશ્વત શાન્તિસુખ મળે છે" "ત્યારે હવે કોની શાન્તિ મળતાં મ્હારો આત્મા શાન્ત થશે? મ્હારે હવે સ્વામીજીની આજ્ઞા પ્રમાણેજ વર્તવું જોઇએ. મ્હારા આત્મા ઉપર મ્હારો હક્ક નથી—સ્વામીજીનોજ છે!" આ પ્રમાણે રંગનાથ સ્વતઃ બોલ્યો.

સ્વામીજીને ત્યાં બનેલા બનાવનોજ ધીમે ધીમે પોતાના મન પર આઘાત થાય છે એ રંગનાથ જાણતો હતો! આયુષ્યના વિશિષ્ટ કાળમાં

તથા પરિસ્થતિમાં મનને વ્યાકુળ કરનારો, તથા મનુષ્યની ભાવી આયુષ્યનૌકા સન્માર્ગે લઇ જવાનો એક પ્રકારનો દિવ્ય અવાજ હૃદયમાં શુરૂ થાય છે; તે અવાજ રંગનાથ સાંભળી શકતો હતો કે શું ? હવે પોતાનું જીવન બે માર્ગે પસાર કરી શકાય તેમ છે એમ તેને લાગ્યું. એ બે માર્ગમાંનો એક માર્ગ, સ્વામીજીના જેવા વિરક્ત તથા ઉદાર કલ્યાણપૂર્ણ થવું જોઇએ એવો હતો ત્યારે બીજો માર્ગ અઘોર કર્મથી મનુષ્યજાતિ ભયભીત થાય એવા અત્યાચારી બનવાનો હતો. આ બન્ને માર્ગમાંથી એક માર્ગને સ્વીકારવા માટે તેના અંતરાત્માંથી કોઇ કહેતું હતું કે શું ?" આત્મા ત્હારો નથી-સ્વામીજીનો છે; તે સ્વામીજીની ઇચ્છા પ્રમાણેજ ચાલવો જોઇએ ! તેને બીજે માર્ગે લઇ જવાનો ત્હારો અધિકાર નથી."એમ તેને કોઇ કહેતું હતું કે શું ? મહાત્મા થવું જોઇએ યા તો નરાધમ થવું જોઇએ. સદાચારી પ્રમાણે વર્તવું હોય તો દેવસ્વરૂપ થવું જોઇએ અને જો દુરાચારી પ્રમાણે વર્તવું હોય તો નરાધમ થવું જોઇએ.

રસાયન શાસ્ત્રમાં બે પદાર્થોનું રસાયનિક મિશ્રણ કાઢતાં જો તેમાં ત્રીજો પદાર્થ નાખવામાં આવે છે તો એક પદાર્થનું શુદ્ધિકરણ અને બીજા પદાર્થોનો નાશ થાય છે. રંગનાથના મનમાં ઉપજેલા વિચારોની સ્થિતિ પણ એવી થઇ. તેના સારા ખોટા વિચારોમાં પશ્ચાત્તાપનું મિલન થતાં તેના સારા ખોટા વિચારોનું શુદ્ધિ કરણ થઇને તેના ખોટા વિચારોનો નાશ થયો. તેની અઢાર વર્ષથી મલિન થયેલી વૃત્તિ પશ્ચાત્તાપના દિવ્ય અગ્નિથી બળી જઇ શુદ્ધ તેમજ તેજસ્વી થઇ, દુર્વૃત્તિનો સર્વાંશે નાશ થયો. આ પશ્ચાત્તાપના આવેશમાંજ તે 'માધવ માધવ-પ્રસાદ' કહીને બૂમો મારવા લાગ્યો; પરંતુ માધવ મળી નહિ આવ્યાથી "હું નરાધમ છું-પાપિષ્ઠ છું." કહીને તે શોક કરવા લાગ્યો.

પેટમાં અન્ન નહોતું. વિચારોનું ભ્રમણ-પશ્ચાત્તાપની પ્રખરતા, તેથી શરીરમાં ભરાયલો તાવ વગેરેના યોગથી તેનાં નેત્રો સમક્ષ વિવિધ પ્રકારના ચમત્કારો ઉપસ્થિત થવા લાગ્યા. તાવથી પીડાતા માણસોને આવું હમ્મેશાં થાય છે, એમ સૌના અનુભવમાં તો આવ્યુંજ હશે. રંગનાથ કાંઇ એ નિયમનો અપવાદ નહોતો. તેની આંતર્ દૃષ્ટિ સમક્ષ ભૂતકાળના તેમજ વર્ત્તમાનકાળના વિચિત્ર દેખાવો ઉપસ્થિત થયા. કેદખાનાનો સહવાસ થયા પછી અંતરમાંનો પ્રેમ કેવી રીતે ચાલ્યો ગયો તેની તેને હવેજ ખબર પડી. અઢાર વર્ષના તે દેખાવો ઘણાજ ભયંકર હતા. પોતાની ઇચ્છા નહિ હોવા છતાં તે એ

દેખાવો જોતો હતો, તથા એ જોતાં એનાં રૂંવે રૂંવાં ખડાં થઇ જતાં હતાં. હજી પણ તે પોતાની સ્વપ્નસૃષ્ટિમાં હતો. તેણે ગોવિંદપુરમાંનો તિરસ્કારપ્રવેશ પ્રથમ જોયો. અંતે સ્વામી સ્નેહજ્યોતિના આશ્રમમાં પોતે પેલી વૃદ્ધ સ્ત્રીના કહેવા પ્રમાણે જાય છે. એવું તેણે સ્વપ્નમાં જોયું.

પછીથી શું થયું? રંગનાથ તેની પોતાનીજ પ્રતિમા જોવા લાગ્યો. સઘળા દુર્વિકારોની મૂર્તિમંત, પોતાનીજ પ્રતિમા, સ્વપ્નમાં તેની દૃષ્ટિ સમક્ષ ઉભી રહી. એ ભયંકર તેમજ ક્રૂર મૂર્ત્તિ જોવામાં આવતાંજ તેને ભય ઉપજયો અને એ પ્રતિમાને 'તું કોણ છે?' એમ તે પૂછવા લાગ્યો આ સમયે તેનું મન એટલું બધું ભીષણ તેમજ ગંભીર સ્થિતિમાં હતું કે, પ્રથમની પોતાની પ્રતિમાને જોઇ તે કંપી ઉઠયો હતો. પહેલાંની નીચ પ્રતિમાને હમણાં "તું કોણ છે?" એવો પ્રશ્ન પૂછનાર પોતે કોણ છે? આવી સ્થિતિમાં અત્યંત અભિમાનથી રંગનાથે પોતાની છાતી પર હાથ ઠોકીને કહ્યું:—"આ આત્મા હવે સ્વામીજીનો છે." સ્વામીજીની ભાવના ઉત્પન્ન થતાંજ તે તિરસ્કારદૃષ્ટિથી પોતાની પ્રથમની પ્રતિમા તરફ જોવા લાગ્યો. એ પ્રતિમાની પાછળ દિવ્ય પ્રકાશ ચમકતો તેના જોવામાં આવ્યો. તેને એમ લાગ્યું કે, પોતાની સ્હામે કોઇએ દીવોજ ધર્યો છે. પુનઃ તે વિશેષ લક્ષ્યપૂર્વક જોવા લાગ્યો. ધીમે ધીમે પ્રકાશ વધતો જઇને તેની જ્યોતિ ઉછાળા મારવા લાગી. જગત્ ભડભડાટ અવાજ કરતું સળગી ઉઠયું હોય એમ રંગનાથને લાગ્યું. એવામાં એ પ્રકાશમાં એક આકૃતિ દેખાવા લાગી. રંગનાથે બારિકાઇથી જોયું તો તેને માલૂમ પડયું કે, એ આકૃતિ ધીમે ધીમે સ્વામી સ્નેહજ્યોતિનું સ્વરૂપ ધારણ કરે છે. પોતાની નીચ પાપિષ્ઠ પ્રતિમાની પાછળ સ્વામી સ્નેહજ્યોતિની મૂર્ત્તિ ઉભી રહેલી હોઇ તે પોતાની પ્રતિમા તરફ દયાર્દ્ર અને કરૂણાપૂર્ણ સ્નેહદૃષ્ટિથી જોઇ રહી હતી. રંગનાથને એવી સ્થિતિમાં પણ આનંદ થયો. પોતાની દુષ્ટ પ્રતિમા—તેજસ્વી સ્વામીજીની આગળ કેટલી બધી હીન દેખાતી હતી? સ્વામી સ્નેહજ્યોતિના મુખ ઉપર પ્રકાશી રહેલા અપૂર્વ તેજ આગળ પોતાના મ્હોં પર જણાતી, કલંકોની કાળી છાયા કેટલી બધી ખરાબ દેખાતી હતી? રંગનાથ શરમાઇ ગયો. એ બન્ને પ્રતિમાઓ તરફ જોતાં પણ તેને શરમ ઉપજવા લાગી. સ્વામીજીની પ્રતિમા પરોપકારી છે ત્યારે પોતાની પ્રતિમા પરદુઃખકારી છે! રંગનાથે નીચું જોયું. તેણે આંખો મીંચી દીધી. સ્વામીજીએ આ સમયે જાણેકે રંગનાથના મસ્તક પર હાથ મૂક્યો. એ પરમ પવિત્ર હસ્તસ્પર્શે

થતાંજ તેણે પોતાની આંખો ઉઘાડી. સ્વામીજી તેના મસ્તક ઉપર હાથ મૂકીને:—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति॥

गीता.

આવો આશીર્વાદ આપે છે. રંગનાથને પોતે કૃતકાર્ય થયો હોય એમ લાગ્યું. અઢાર વર્ષમાં કદિ નહિ અનુભવેલા અનિર્વચનીય આનંદ તથા સ્વાસ્થ્ય સમુદ્રમાં તે તરવા લાગ્યો. ભક્તિપૂર્ણ અંતઃકરણે તે સ્વામીજી તરફ જોઇ રહ્યો. ધીમે ધીમે તેણે પોતાની દુષ્ટ પ્રતિમાને ન્હાની થતી જોઇ. અંતે પોતાની પ્રતિમા છેક ન્હાની થઇ જઇને વામીજીના શરીરમાંથી નીકળતા દિવ્ય પ્રકાશમાં મળી ગઇ, તથા સર્વત્ર દિવ્ય પ્રકાશ ફેલાઇ ગયો હોય એવો તેને ભાસ થયો. એ દિવ્ય પ્રકાશમાં એકલા સ્વામીજી સિવાય બીજું કોઇ નહોતું. સ્વમીજી પોતાને ઘણાજ પુત્રવાત્સલ્યથી પોતાની પાસે બોલાવે છે એમ તેને લાગ્યું. રંગનાથ ઉઠયો. તે સ્વામીજીના બાહુપ્રદેશમાં ભરાઇ ગયો. સ્વામીજીએ તેમના હૃદય સાથે પોતાને આલિંગન કરી ચાંપી રાખ્યો છે તથા તેઓ પોતાના બરડા પર તેમનો મૃદુ હાથ ફેરવે છે તેવો તેનો ભાસ થયો.

આ સઘળી સત્યસૃષ્ટિ છે એમ લાગવાથી રંગનાથ સત્વર ઉઠી ઉભો થયો તથા ઉન્માદ સ્થિતિમાં જોયેલી સ્વામીજીની મૂર્ત્તિને તે શોધવા લાગ્યો; પરંતુ ત્યાં શું હતું ?

સર્વત્ર શાન્તિ હતી. વાયુ જાણે કે સ્થિર હતો. રસ્તાની બાજુએ આવેલાં વૃક્ષો અચળ હતાં. જાણે કે ગાંડા-ઉન્મત્ત બનેલા રંગનાથની ઉન્માદલીલા તેઓ સૌ તટસ્થવૃત્તિથી, સદય અંતઃકરણથી અને સહાનુભૂતિથી જોયા કરતાં હતાં. પૃથિવિ પર ચંદ્રનો અત્યંત સ્નિગ્ધ, મનોહર અને મધુર પ્રકાશ પ્રકાશી રહ્યો હતો. એ ચંદ્રપ્રકાશ નહિ; પરંતુ જગલ્લતાને સાત્વિકતા અને અમરતા આપનાર અમૃતની વૃષ્ટિજ પ્રકૃતિદેવીના મંદિરમાં રહેલા ચંદ્રના હૃદયમાંથી થતી હતી.

આ સિવાય ત્યાં બીજું કાંઇ નહોતું. સ્વામીજી ત્યાં નહિ હોવાથી પોતે જે દેખાવ જોયો તે સ્વપ્નમાંજ જોયો કે શું એમ રંગનાથ વિચારવા લાગ્યો. તે બોલ્યો :—" અદ્યાપિ સ્વામીજીના કોમળ હસ્તનો સ્પર્શ મ્હારી પીઠ પર ને મસ્તક પર થતો હોય એવો મ્હને ભાસ

થાય છે! મ્હારા ઉપર આટલી દયા કોણ કરે તેમ છે? અરેરે, હું નરાધમ છું, નીચ છું, પાપિષ્ઠ છું!"

આમ બોલી રંગનાથ રડવા લાગ્યો. દુર્દૈવે સંકટમાં સપડાયલી પ્રેમાળ પતિવ્રતાના જેવો તેનો શોક દારુણ હતો. ભયભીત બનેલા બાળકના જેવો તીવ્ર હતો.

રંગનાથ ક્યાં સુધી રડશે? તેનો દારુણ શોક ઓછો થશે કે નહિ? પછી તે શું કરશે? કિંવા તેણે શું કર્યું? તે ક્યાં ગયો? તેની કોઇને ખબર નથી.

પરંતુ બીજે દિવસે સ્હવારે યોગિની ઉમાપતિના કાનમાં તદ્દન ગુપ્ત રીતે એમ કહેતી હતી કે:–"ઉમાપતિ! એ અભાગી અને નરાધમ રંગનાથને શુક્રોદયના સમયે આપણા દ્વાર પાસે મ્હેં જોયો ત્યારે તો મ્હારો જીવજ ઉડી ગયો; પરંતુ એટલામાં પાછળથી મહારાજ આવી પહોંચ્યા તેથીજ હું બચી ગઇ. સ્વામીજીએ તેને ક્યાં કાઢી મૂક્યો તે હું જાણતી નથી!"

---

## પ્રકરણ ૬ ઠું.

---

### સ્નેહલતા.

ગોવિંદપુર પ્રથમથીજ વ્યાપારી ગામ હોઇ, તે મુંબાઇની નજીકમાંજ આવેલું હતું. એ ગામમાં કેશવલાલે અન્નપૂર્ણાગૃહ સાથે ચ્હાપાણીની હૉટલ પણ કાઢી હતી; પરંતુ એ સાત વર્ષ ઉપરની વાત છે. સાત વર્ષ વીતી ગયા પછી ઘરાકીના અભાવે કેશવલાલે અન્નપૂર્ણાગૃહ બંધ કરી માત્ર ચ્હાપાણીનીજ હૉટલ ચાલુ રાખી. કેશવલાલનો ધંધો જો કે દિવસે દિવસે અવનત થતો હતો; પરંતુ તેનો ઘરસંસાર ઉન્નત થયે જતો હતો; કેમકે તે બે બાળિકાઓનો બાપ થયો હતો.

દુકાનમાં એક ટેબલ ઉપર ચ્હાના પાણીના બે બંબાઓ લોખંડની સઘડીઓ ઉપર ઉકળતા હતા. તેની પાસેજ પચાસ સાઠ રકાબીઓ તેના ન્હાના મ્હોટા આકાર પ્રમાણે એકઠી કરીને ગોઠવી રાખેલી હતી. પ્યાલાઓ ખીંટીઓ ઠોકી તેના પર ભરવી દીધા હતા. ટેબલની પાસે એક ઉઘાડું કબાટ હતું. એ કબાટમાં જૂદી જૂદી જાતના ખાદ્યપદાર્થો–ચેવડો–પુરી–બટાકાનું શાક વગેરે રાખેલાં હતાં. દિવાલ

સાથે જડેલા એક પાટીઆ ઉપર સોડા, લેમન, જંજીર અને રૉસ્બરીની કેટલીક બાટલીઓ ગોઠવી રાખેલી હતી.

હૉટલની અંદર કેટલાંક આરસ પત્થરથી મઢેલાં ટેબલો ગોઠવેલાં હતાં, તથા તેની આસપાસ ખુરસીઓ ગોઠવી રાખેલી હતી. મેનેજર યાતો માલિક કેશવલાલે નાકા ઉપરજ પોતાનાં ખુરસી ટેબલ ગોઠવી રાખ્યાં હતાં. માલિકને શોભે એવો કેશવલાલનો રૂઆબ પણ હતો. એક મેજ ઉપર ચાર પાંચ બરણીઓ હતી. એ બરણીઓ પૈકી એકમાં પેપરમિન્ટ, બીજીમાં સાબુ ત્રીજીમાં ચીરૂટ વગેરે પદાર્થો હતા.

જો કે આ હૉટલનો માલિક કેશવલાલ હતો તો પણ તેમાં તેના સ્વભાવને, રૂપને, ગુણને તથા શરીરને પણ અનુરૂપ તેની પત્ની કાળિકાનું નામ પણ હતું. કાળિકા કેશવલાલની પત્ની હતી. કાળિકાનાં ઘરાકો જૂદાંજ હતાં.

સાંજના ચાર વાગ્યા હતા. કાળિકા પોતાની લાડકી કન્યાની લીલા જોતી, શીવવાનું કામ લઇને બેઠી હતી. તેની મ્હોટી છોકરી ચાર વર્ષની હોઇ તે રસ્તામાં નાચતી કુદતી હતી તથા બીજી દોઢ વર્ષની છોકરી ઓસરીમાં રાખેલા પારણામાં હતી. ન્હાની છોકરી પોતાની મ્હોટી બ્હેન પાસે જવાને માટે પારણામાં ઉંચી નીચી થયા કરતી હતી તથા વચ્ચે વચ્ચે પોતાના ન્હાના હાથ લાંબા કરી બરાડા પાડતી હતી. ન્હાની બ્હેનના આનંદથી આનંદિત થઇને તેની મ્હોટી બ્હેન તાળીઓ વગાડી, આનંદાવેશમાંજ નાચતી હતી. પોતાની લાડકી કન્યાની અકૃત્રિમ સુંદર ક્રીડા જોઇને કાળિકાનું હૃદય માતૃઅભિમાનથી ભરાઇ આવ્યું. એવું અભિમાન તેમજ આનંદ કયી માતાને ન થાય? કાળિકાનો, પોતાનાં સંતાનો ઉપર અસાધારણ પ્રેમ હતો એમ નથી; ઉલટો બીજી સાધારણ માતાઓના કરતાં પણ તેનો સંતાનપ્રેમ ઓછો હતો; છતાં માતાના નિર્દય અંતઃકરણમાં પણ કેટલીક ક્ષણો એવી હોય છે કે, એ સમયે તે પોતાની કઠોરતાને તદ્દન ભૂલી જઈ, સંતાનો પ્રત્યેના સ્નેહ સાગરમાં ડૂબી જાય છે. આવીજ એક ક્ષણ કાળિકાના અંતરમાં ઉછળતી હતી. પોતાનાં સંતાનોની સલીલ ક્રીડા જોઇને તેને એક પ્રકારનું કૃતકાર્યત્વ લાગતું હતું. પોતાની ન્હાની કન્યાના પારણાની દોરી ખેંચી પ્રેમથી તે ગાવા લાગી કેઃ—

" ધન્ય વિધાતા, ધન્ય તને છે, ધન્ય કેવી કરણી,
બાળપ્રેમથી, મુગ્ધ બને સૌ, મોહાધીન છે ધરણી."

એટલામાં પાછળથી અત્યંત કોમળ તેમજ મધુર ગીતાલાપ નીકળયો:—

"ઇશ્વિરની છે અકળ કળા એ, જાય ન મુખે વરણી."

કાળિકા સ્વભાવે ઘણી નિર્દય હતી; તો પણ ઇશ્વરનો અનુગ્રહ સાંભળવામાં આવતાંજ તેને આનંદ થયો તથા તેણે પોતાની દૃષ્ટિ પાછી ફેરવી, તો એક સુંદરી તેની નજરે પડી. બન્નેની દૃષ્ટિનું મિલન થતાંજ તે સુંદરીએ વિષણ્ણ હાસ્ય કરીને કહ્યું:—"બ્હેન! આ તમારીજ કન્યા છે કે? વાહ, કેવી આનંદી છે!"

સ્ત્રીજાતિ સ્તુતિપ્રિય હોય છે; તેમાં વળી કાળિકા તો વિશેષ હતી. સુંદરીએ કરેલી પોતાની કન્યાની સ્તુતિ સાંભળતાંજ તેણે આ નવીન સુંદરીને પોતાની પાસે બેસાડીને કહ્યું:—"તમને પણ આ પુત્રી હોય એમ લાગે છે? ચ્હા પીશો? મંગાવું કે? અમારી ચ્હાનીજ દુકાન છે! અરે ગુલાબ! જા એક કપ ચ્હા પહોંચાડવાનું કહે."

સુંદરીએ કાળિકાના આદરાતિથ્યને "ના—ના—ચ્હાની કાંઇ જરૂર નથી." કહીને વિશેષમાં કહ્યું, "પરમેશ્વરની કૃપાથીજ મ્હને એક પુત્રી રત્નની પ્રાપ્તિ થયેલી છે."

ખરેખર, એ સુંદરી પાસે એક છોકરી હતી. હજી તેની માતાના ખોળામાં તે શાન્તિથી નિદ્રાસુખ ભોગવતી હતી. અહાહા! એ બાળમુખ કેવું મનોહર, સુંદર તેમજ આકર્ષક હતું! વાયુદેવતા પણ નિરભિમાનતાથી તેના મૃદુ, કાળા કેશરાશી સાથે આનંદ નૃત્ય કરતા હતા! બાળિકાનું વિશાળ ભાલ, વિસ્તિર્ણ તેમજ તેજસ્વી નયનયુગલ, વદનમંડળ પરની અપૂર્વ તેજસ્વી કાન્તિ વગેરે એક વખત જેના જોવામાં આવતું તે માણસને એ બાળિકાનું નૈસર્ગિક રૂપસૌન્દર્ય વારંવાર જોવાની ઇચ્છા થયા કરતી હતી. તેની નાસિકા સરળ હતી. બન્ને ગાલ ગુલાબને પણ શરમાવે એવા હતા. ન્હાના ન્હાના કોમળ હાથપગ ઘણા સુંદર દેખાતા હતા અર્થાત્ તેનું રૂપ અસામાન્ય—અતુલનીય અને મનમોહક હતું.

કેટલીક વાતચિતને અંતે કાળિકાએ તરુણીને પૂછ્યું:—"અહિંથી ક્યાં જવાનો તમારો વિચાર છે?"

"રાધનપુર."

"રાધનપુર સુધી પગે ચાલીને જશો? પગ રસ્તે અહિંથી રાધનપુર પહોંચતાં ત્રણ ચાર દિવસ લાગે છે." કાળિકાએ પોતાની ન્હાની કન્યાને પારણામાંથી બ્હાર કાઢી પોતાના ખોળામાં લઇને કહ્યું.

"હા, પગે ચાલીને ગયા સિવાય બીજો ઉપાય નથી." સુંદરીએ ખિન્ન સ્વરે કહ્યું.

"આ છોકરીને કેવી રીતે લઈ જશો? તેમ કરશો તો તમારા તેમજ તમારી સુકુમાર કન્યાના દુઃખનો પાર રહેશે નહિં." કાળિકાએ એ સુંદરીની જાગ્રત થયેલી કન્યાના તરફ આંગળી કરીને કહ્યું.

સુંદરીએ જાગ્રત થયેલી પોતાની પ્રાણાધિકા પુત્રી તરફ જોઈનેજ કહ્યું:–"હું મ્હારી આ પ્રાણાધિકા પુત્રીનોજ વિચાર કરું છું!"

આ સમયે સુંદરીની પુત્રીએ પોતાની બન્ને આંખો ઉઘાડી હતી. અહાહા! તેનાં નેત્રો કેવા સુંદર હતાં? એ નેત્રો નહિ; પરંતુ એ રત્નોજ હતાં–અપૂર્વ તેજસ્વી મોતીની જોડજ હતી. એકાદ ઝવેરી પોતાની તીજોરીમાં રાખી મૂકેલાં અમૂલ્ય રત્નો તીજોરી ઉઘાડીને એ રત્નોના પ્રકાશથી ઘરાકોનાં પરિક્ષક નેત્રોને આંજી નાંખે તેવીજ રીતે એ કન્યાએ પોતાની પાંપણોરૂપી તીજોરીમાં છુપાવી રાખેલાં તેજસ્વી રત્નો–નેત્રો, પાંપણો ઉઘાડી પોતાની માતાને તથા કાળિકાને બતાવ્યાં. સરવરમાં પ્રાતઃકાળે વિકસિત થયેલાં કમળો જે પ્રમાણે પોતાની પવિત્રતાથી, તેમજ અભિનવ સૌન્દર્યથી તથા પરમપવિત્ર હાસ્યથી આસપાસના પ્રદેશને પવિત્ર, નૂતન સૌન્દર્યપૂર્ણ તથા આનંદિત કરે છે તેજ પ્રમાણે એ બાળિકાની આંખો વિકસિત થયેલી જોઇ, તેની અભાગિની માતાને પણ આનંદ થયો. તેણે પોતાની કુસુમ સમાન સુકુમાર, સૌન્દર્યમયી બાળિકાને હૃદય સાથે ચાંપીને, તેના ગુલેગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું અને પછીથી તેને કપડું ઓઢાડી દીધું.

અપરિચિત સુંદરીએ કાળિકાને, પોતે ક્યાંથી આવી છે, ક્યાં જાય છે, પોતાની સ્થિતિ કેવી છે વગેરે હકીકત કહી સંભળાવી. એ હકીકત કહેતાં તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. સુંદરી પોતાની આત્મકથા કહી રહી એટલામાં તેની સૌન્દર્યશાલિની પુત્રીએ, પોતાનો હાથ લાંબો કરી મસ્તક પર ઓઢેલું વસ્ત્ર ખસેડી નાખ્યું તથા તેણે માતાના મ્હોં તરફ જોઇ સ્મિત હાસ્ય કર્યું. વળી પુનઃ પોતાનું મ્હોં વસ્ત્રમાં છુપાવી પાછું તરતજ બ્હાર કાઢી તેણે ફરીથી પણ સ્મિત હાસ્ય કર્યું તથા અંતે તે માતાના ખોળામાંથી આળોટતી આળોટતી નીચે ઉતરી. સુંદરીએ તેને પાછી ઉંચકી લેવાને હાથ લાંબા કર્યા તેથી કાળિકાએ કહ્યું:–"તેને આવવા દો. જુઓને મ્હારી ચંપા પણ તેના તરફ કેવા આનંદથી જોઇ રહી છે! ગુલાબ સુદ્ધાં તેને લેવાને આવી છે! ગુલાબ! તું ત્હા મોકલવાનું કહી આવી કે?"

ગુલાબે ઉત્તર આપ્યો:—"મ્હારા બાપાએ કહ્યું કે, હમણાં મોકલી આપું છું."

કાળિકા:—ગુલાબ, ચંપા ! તમે આની સાથે રમો હો ! લઢશો નહિ.

તદ્દન બાલ્યાવસ્થામાં ભીતિ અને સંકોચનું અસ્તિત્વ હોતું નથી. આપણા પારકાનો ભેદ અંદરમાં ઉપજેલો હોતો નથી. જગતના દોષનો સ્પર્શ થયેલો હોતો નથી. બાલ્યાવસ્થામાં માત્ર આનંદ અને એકાત્મતાજ ભરેલી હોય છે તેથી કરીને એક જ્યોતિમાં બીજી જ્યોતિ મળતાં જેમ બન્ને જ્યોતિ અભિન્ન થઈ જાય છે તેજ પ્રમાણે એ ત્રણે બાળિકાઓ એક થઈ ગઇ. જાણે કે ગયા જીવનમાં પણ તેઓ એક બીજીઓની મૈત્રિણીઓજ હતી. સુંદરી સ્નેહલતાની પુત્રી જમીન પર બેસી એક ન્હાનું લાકડું લઇ જમીન ખોદવા લાગી એટલે ગુલાબ અને ચંપા પણ તેને મદદ કરવા લાગી. આ ત્રણે બાળિકાઓમાં માત્ર આનંદ સિવાય બીજો કોઇ વિકારજ નહોતો.

બાળિકાઓની રમત તરફ કૌતુકથી જોતાં કાળિકાએ સ્નેહલતાને પૂછ્યું:—" બ્હેન ! તમારી કન્યાનું નામ શું છે ?"

સ્નેહલતાએ 'શાન્તિલતા' એવો ઉત્તર આપ્યો એટલે કાળિકાએ પૂછ્યું:—" એ વર્ષની હશે કેમ ?"

સ્નેહલતાએ ઉત્તર આપ્યો:—" ગયા મહા મહિનામાં બીજું ઉતરીને ત્રીજું વર્ષ બેઠું છે."

આ સમયે ત્રણે બાળિકાઓ ચમકી ઉઠીને મ્હોટેથી હસતી, એકબીજાનો હાથ પકડી ઉભી થઇ અને એક કીડાને જોઇ નાચવા લાગી. મ્હોટી ગુલાબે એ કીડાને પોતાના હાથથી સહજ દૂર ખસેડ્યો. સ્પર્શ થતાંજ કીડો પૈસાના આકારની માફક ગોળ વળી ગયો. સ્વર્ગ જમીન પર આવ્યું. બાળિકાઓ ખૂબ હસવા લાગી. એ ત્રણે દૈવી અપ્સરાઓનો નાચ જોઇને સ્વર્ગની અપ્સરાઓ પણ કદાચ મુગ્ધ બની ગઇ હોત; કેમકે એ નાચ બીજાંઓના આનંદને માટે નહોતો—માત્ર આત્માનંદ માટે હતો.

બન્ને માતાઓ ત્રણે બાળિકાઓ તરફ પ્રસન્ન મુખે જોઇ રહી હતી. કાળિકાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે હસતાં હસતાં કહ્યું:—"ત્રણે જણીઓ કેવા રંગમાં આવેલી છે? જાણે ત્રણે સગી બ્હેનો કેમ ન હોય!"

અપરિચિત સ્નેહલતા કાળિકાને મુખે આ શબ્દો સાંભળવાનીજ રાહ જોતી હતી ! ડૂબી જતું માણસ ગમે એટલા ન્હાના લાકડાનો પણ આધાર લે છે તેજ પ્રમાણે સ્નેહલતા એકાએક કાળિકાનો હાથ પોતાના

હાથમાં લઇને તેના તરફ અશ્રુપૂર્ણ નેત્રોથી જોઇ રહી. તેના ઓષ્ટ પણ હાલતા હતા. આ ઉપરથી તેને કાંઇ બોલવું હતું; પરંતુ કંઠ ભરાઇ આવ્યાથી તેનાથી બોલી શકાતું નથી એમ સ્પષ્ટ માલૂમ પડતું હતું. કાળિકાએ સ્નેહલતા તરફ જોઇ સ્નેહસૂચક સ્મિત હાસ્ય કરીને કહ્યું:-" બાળકોની પિછાન કેવી જલદી થાય છે! ત્રાહિત માણસ તો શું પરંતુ ઓળખીતું માણસ સુદ્ધાં એકદમ તેમની જૂદાઇને જાણી શકતું નથી."

સ્નેહલતાના અંતઃકરણમાં પુનઃ આશા ઉપજી. પુનઃ તેણે બોલવાનો પ્રયત્ન કરીને ગદ્ગદ કંઠે કહ્યું:-" મ્હારી એક વિનંતિ તમે કૃપા કરી માન્ય કરશો કે? મ્હારી શાન્તિનું તમે તેને તમારી પુત્રી સમજીને પ્રતિપાલન કરશો કે? આ જગતમાં હું એકલી અભાગિની છું. હું રાધનપુર મ્હારી શાન્તિને લઇ જઇ શકું તેમ નથી. ત્યાં જો એને સાથે લઇ જઉં તો તેની સંભાળ રાખવા જતાં મ્હારાથી કશું કામકાજ થઇ શકે નહિ, અને અમારે બન્નેને ભૂખે પેટે પડયાં રહેવાનું થાય. એની સંભાળ રાખવામાંજ મ્હારો સમય જાય તો હું ઉદર-નિર્વાહને અર્થે નોકરી ચાકરી કેવી રીતે કરી શકું? તથા બે જણનો નિર્વાહ થઇ શકે એટલા પૈસા પણ કેવી રીતે કમાઉં? હું ભિક્ષા માગું કે? મ્હને કોઇ ભિક્ષા આપશે કે? મ્હોટપણે જ્યારે મ્હારી શાન્તિને એમ માલૂમ પડે કે 'ન્હાનપણમાં હું મ્હારી માતા સાથે ભિક્ષા માગતી હતી' ત્યારે મ્હને કેટલું બધું દુઃખ થાય? એટલા માટેજ હું તમને, તેને તમારી પાસે રાખવાની વિનંતિ કરૂં છું. નોકરીનો પત્તો લાગ્યા પછી થોડા સમયને અંતરે હું આવીને મ્હારી શાન્તિને લઇ જઇશ. ઇશ્વરેજ મ્હને આ રસ્તે આવવાની બુદ્ધિ આપી. તમારી બન્ને પુત્રીઓ ઘણી પ્રેમાળ અને આનંદી છે એવું જોવામાં આવ્યાથી તેમની માતા પણ સ્નેહનો સાગર હશે સમજીને હું તમારી પાસે આવી છું. અનુભવને અંતે મ્હારી સમજ ખરી ઠરી છે. તમારાં બાળકો પ્રત્યેના પ્રેમની તુલના થઇ શકે તેમ નથી. તમે પ્રેમની પ્રતિ-મૂર્તિજ છે એમ કહું તો તેમાં પણ બિલકુલ અતિશયોક્તિ નથી. તમારી કન્યાઓ ભેગી મ્હારી કન્યા પણ આનંદથી રહી શકશે. ત્રણે બાળિકાઓ ગંગા, યમુના અને સરસ્વતી જેવીજ છે. મ્હારી શાન્તિને તમે આશ્રય આપશો એટલે 'ત્રિવેણી સંગમ' થયા જેવુંજ થશે. બ્હેન! દયા લાવી મ્હારી વિનંતિ માન્ય કરશો કે?"

કાળિકાએ પાછળ દૃષ્ટિ ફેરવીને કહ્યું:-" હજી સુધી ન્હા કેમ

આવી નહિ ? ઘરાકોની ધાંધળમાં કદાચ ભૂલી ગયા હશે. મ્હેન ! પ્રથમ તમે ચ્હા પીને શાન્ત થાઓ !"

સ્નેહલતાએ શાન્ત અંતઃકરણે કહ્યું:-"મ્હારી શાન્તિના કુળ સંબંધી શંકા રાખશો નહિ. તેનો જન્મ ઉચ્ચ બ્રાહ્મણ કુળમાં થયો છે. એ અહિં રહેશે તો તેથી તમને કશું નુકસાન થશે નહિ. જો તેના ખર્ચને લીધે તમે તેને આશ્રય આપતાં સંકોચાતાં હશો તો હું દર મહિને આઠ રૂપિયા પહોંચાડતી રહીશ !"

એટલામાં એક પુરૂષનો સ્વર સંભળાયો કે:-"જો તમારી તેને અહિં રાખવાની ઇચ્છા હોય તો દર મહિને દશ રૂપિયા લેવામાં આવશે. વળી છ મહિનાની રકમ તમારે અમને અગાઉથી આપવી પડશે."

"મહિનાના દશ એટલે છ મહિનાના સાઠ રૂપિયા થયાને ?" કાળિકાએ પૂછ્યું.

સ્નેહલતાએ કહ્યું:-"હું સાઠ રૂપિયા રોકડા આપવાને તૈયાર છું."

જે પુરૂષે પ્રથમ રૂપિયાની વાત કાઢી હતી તેણે આગળ આવી, તરૂણી પાસે ચ્હાનો પ્યાલો મૂકીને કહ્યું:-"ઔષધાદિ પરચુરણ ખર્ચ માટે બીજા પંદર રૂપિયા જોઇશે."

"એટલે પોણોસો રૂપિયા થયા !" કાળિકાએ કહ્યું.

"હું પોણોસો રૂપિયા આપવા તૈયાર છું. મ્હારી પાસે એકંદર એંશી રૂપિયા છે. મ્હારૂં ખર્ચ હું માત્ર પાંચ રૂપિયામાં નિભાવી લઇશ. રાધનપુર હું પગે ચાલતીજ જઇશ. ત્યાં જઇને કરી ઠામ થયા પછી હું મ્હારી શાન્તિને લઇ જઇશ, એ વખતે ગુલાબ તેમજ ચંપાને પણ હું એક બે મહિનાને માટે મ્હારી સાથે લઇ જઇશ."

કેશવલાલે હસીને કહ્યું:-"પરંતુ છોકરીનાં કપડાં લત્તાં છે કે ?"

કાળિકાએ પતિના આગમનનું કાંઇ પણ ચિહ્ન નહિ બતાવતાં સ્નેહલતાને ચ્હાપાનનો આગ્રહ કરવા માંડયો. સ્નેહલતાએ કહ્યું:-"જરૂર પૂરતાં કપડાં મ્હારી પોટલીમાં છે. એ માટે તમારે અડચણ નહિ વેઠવી પડે."

"એ કપડાં તમારે અહિં મૂકી જવાં પડશે."

"અહિં નહિ મૂકી જઉં તો શું હું મ્હારી શાન્તિને ઉઘાડી રાખીને ચાલી જઇશ ? તમે મ્હને ઓળખતાં નથી છતાં દયા ભાવે મ્હારા પર ઉપકાર કરી, મ્હારી પુત્રીને આશ્રય આપવાનું કહો છો તેથી શું હું મ્હારી કન્યાને તમને ભારરૂપ થવા દઇશ ? શાન્તિનાં

જે બે ચાર ઘરેણાં છે તે પણ હું તેને પહેરાવતી જઉં છું.” આમ કહીને સ્નેહલતાએ એક બે સોનાની વીંટીઓ, એક સોનાનું કડું, બે સોનાની પાટલીઓ વગેરે અલંકારો પોતાની પુત્રી શાન્તિને પહેરાવી દીધા તેમજ કપડાંની પોટલી તેણે કાળિકાને સ્વાધીન કરી.

કાળિકા અને કેશવલાલ ઘણા આશ્ચર્યમાં પડી ગયાં. આપોઆપ ત્રણસો ચારસો રૂપિયા ઘેર બેઠે આવી પહોંચ્યા ! કેશવલાલ અને તેની પત્ની કાળિકા પૈસાના ઘણાં લોભી હતાં; છતાં તેઓ ઉપરથી નિઃસ્વાર્થ વૃતિ દર્શાવતાં બોલ્યાં:–“ જો કે, આ જોખમ સાચવવું અમે ઉચિત ધારતાં નથી; પરંતુ તમારો આગ્રહ છે તેથી અમે લાચારીથી તમારી શાન્તિને આશ્રય આપીએ છીએ. કોઇનું પણ કલ્યાણ થાય એમજ અમે ઇચ્છીએ છીએ. અમારી બે પુત્રીઓ છે તેજ પ્રમાણે અમે શાન્તિને ત્રીજી સમજીશું–તમે નિશ્ચિંત્ત રહેજો.”

કાળિકાએ કહ્યું:–“ વળી જો મ્હનેજ ત્રીજી પુત્રી થઇ હોય તો મ્હારે તેને ઉછેરવી પડતને ? ”

આમ કહીને, શરમાઇ જઇ કાળિકા, કેશવલાલ તરફ જોઇ રહી.

બીજે દિવસે પ્રભાતકાળેજ સ્નેહલતા પોતાની પુત્રીને કાળિકા તથા કેશવલાલના આશ્રયમાં રાખી ચાલી ગઇ. જતી વખતે તેણે પોણોસો રૂપિયા કાળિકાના હાથમાં મૂકી દીધા.

પોતાની માતા નિર્દયતાથી પોતાને, બીજાને સ્વાધીન કરી જાય છે એ અનાથ, અજ્ઞાન્ નિદ્રાધીન શાન્તિલતા જાણતી હતી કે ? હજી સુધી બાળિકાના અંતઃકરણમાં પ્રેમ–રાગ વગેરે વિકારો ઉત્પન્ન થયા નહોતા; પરંતુ જો તેણે મહાકષ્ટે પોતાનાથી જૂદી થનારી માતાનું દ્રવિત અંતઃકરણ અને વ્યાકુળ મુખ જોયું હોત તો તેણે રડીને તેની માતાને પોતાની પાસેથી જવા દીધી હોત નહિ; પરંતુ શાન્તિ ! તું સ્વસ્થતાથી સૂઇ રહે. ત્હારી માતા ત્હારો ત્યાગ કરી જાય છે એ તું નજ જોઇશ !

અપરિચિત સુંદરી જડ અંતઃકરણથી ચાલી ગઇ. તે દષ્ટિથી દૂર થઇ એટલે કેશવલાલે પોતાની અર્ધાંગના તરફ જોઇને આનંદથી કહ્યું:–“ ઠીક થયું, આજકાલ પૈસાની ઘણી તંગી હતી. દુષ્કાળમાંજ પૈસાનો વર્ષાદ વર્ષ્યો ! તું પણ શિકાર પકડવામાં ઘણી ચાલાક છે, વ્હાલી ! ”



# પ્રકરણ ૭ મું.

## સ્નેહલતાના પતિનો પરિચય.

दुराचारी दुष्टदृष्टि दुरावासी च दुर्जनः।
यन्मैत्री क्रियते पुंसां स तु शीघ्रं विनश्यति ॥

ચાણક્ય નીતિસાર.

(ભાવાર્થઃ—દુરાચારી, ખોટી દૃષ્ટિવાળા, ખરાબ સ્થાનમાં નિવાસ કરનારા દુષ્ટ મનુષ્યની સાથે જે મિત્રતા કરે છે તેનો સત્વર વિનાશ થાય છે.)

* * * *

મુંબાઇથી લગભગ પચાસેક માઇલને અંતરે કલ્યાણપુર નામનું ગામ આવેલું હતું. એ ગામના જમીનદારનું નામ રામપ્રસાદ હતું. રામપ્રસાદની વાર્ષિક આવક આઠહજાર રૂપિયાની હતી. તેના તાબામાં ઘણી જમીન તથા ગામો હતાં. આ સમયે રામપ્રસાદની ઉંમર લગભગ પાંત્રીસ વર્ષની હતી. પંદર વર્ષથી તેના પિતા પરલોકવાસ કરી ગયા હતા. સ્વર્ગસ્થ જમીનદાર મહાશય ઘણા પરોપકારી, ધર્મશીલ તેમજ દાનશીલ હતા; પરંતુ અગ્નિમાંથી જેમ અંગારા નીકળે છે, ગુલાબમાંથી જેમ કાંટા નીકળે છે તેજ પ્રમાણે એવા દેવપ્રકૃતિના પુરૂષને રામપ્રસાદ જેવો દુરાચારી પુત્ર થયો. બાલ્યાવસ્થાથીજ રામપ્રસાદ, ઉદ્ધત સ્વચ્છંદી અને સ્વેચ્છાચારી હતો. કેટલાક દુષ્ટ તેમજ નીચ મિત્રોના સહવાસથી તે પોતાની પંદર વર્ષની ઉમ્મરથી મદ્યપાન કરતાં શિખ્યો હતો. વળી તે વ્યભિચારી પણ હતો. આવા દુષ્ટ પુત્રની પ્રાપ્તિથી સ્વર્ગસ્થ જમીનદાર મહાશયને ઘણો શોક થતો હતો; પરંતુ વૃદ્ધાવસ્થામાં ઇશ્વરે પુત્રનું મ્હોં બતાવેલું હોવાથી તથા તે સિવાય તેમને બીજું એક પણ સંતાન નહિ હોવાથી સ્વર્ગસ્થ જમીનદારનો પોતાના પુત્ર પ્રત્યે સાહજિક પ્રેમ હતો. રામપ્રસાદ જ્યારે વીસ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે તેના પિતા સ્વર્ગસ્થ થયા. તત્પશ્ચાત્ છ માસને અંતરે રામપ્રસાદની માતા પણ સ્વર્ગવાસિની થઇ. આથી રામપ્રસાદ વિશેષ સ્વતંત્ર થયો. યુવાવસ્થા, સ્વતંત્રતા અને દ્રવ્યના યોગથી ઘણું ભીષણ પરિણામ આવવાની સંભાવના છે; તેથી રામપ્રસાદ પણ સ્વેચ્છાનુસાર વર્ત્તવા લાગ્યો. તેણે કલ્યાણપુર ગામથી લગભગ બે માઇલ દૂર આવેલા

પોતાના મોતીબાગમાં એક સુંદર બંગલો બંધાવ્યો, અને તેમાં એક બ્રાહ્મણ જાતિની બાળવિધવાને લાવી રાખી. રામપ્રસાદ એ બાળ-વિધવાની સાથે રતિરંગ ઉડાવવામાંજ પોતાના દિવસો પસાર કરવા લાગ્યો.

રામપ્રસાદની પત્ની સ્નેહલતાની ઉમ્મર એ પ્રસંગે સોળ વર્ષની હતી. સ્નેહલતા, સુશીલ, નમ્ર, વિનયી પતિપ્રાણા સાધ્વી સ્ત્રી હતી. તેનાં માબાપ સામાન્ય સ્થિતિનાં હતા; પરંતુ સ્નેહલતા પોતાના સદ્‌ગુણો તથા સૌન્દર્યને પરિણામે જમીનદાર મહાશયની પુત્રવધૂ થઇ શકી હતી. રામપ્રસાદ પ્રવૃત્તિનો દાસ હોવાથી તે પત્નીના સદ્‌ગુણોની કિમ્મત કરી શકયો નહિ. તે મોહાંધ બની જઇ બ્રાહ્મણ બાળવિધવા માયાની સાથેજ પોતાના મોતીબાગમાં આવેલા બંગલામાં ઘણાખરા દિવસો સુધી રહેતો હતો. અઠવાડીએ એકાદ વખત ઘેર આવીને કારભારી તેમજ મુનીમનું કામ તપાસી તે તેમને બીજાં નવીન કામોની સૂચના કરી જતો હતો. વૃદ્ધ કારભારી, રામપ્રસાદનો સ્વભાવ સારી રીતે જાણતા હતા તેથી તેઓ આંખ આડા કાન કરી પોતાનું કામકાજ કર્યા કરતા હતા.

રામપ્રસાદનું ચારિત્ર્ય વિશેષ બગડવાનું મુખ્ય કારણ એ હતું કે તેની સાથે સરસ્વતી દેવીને દુશ્મનાવટ હતી. શ્રીમંતના પુત્રને ભણવાની માથાફોડ શા માટે કરવી જોઇએ ? એવો રામપ્રસાદનો મત હતો.

સ્નેહલતા વારંવાર પતિને ઉપદેશ આપતી હતી; પરંતુ એ ઉપદેશ વ્યર્થ થતો હતો. સ્નેહલતાનો ઉપદેશ સાંભળી ઉલટો રામપ્રસાદ તેના ઉપર વિરક્ત થતો હતો. બીજી તરફથી માયાની મોહિનીમાં તે એટલો ફસાઇ પડયો હતો કે, સ્નેહલતા ઉપર તેનો સહજ પણ પ્રેમ નહોતો.

આમ છતાં પણ સ્નેહલતા પોતાના સ્ત્રીધર્મને અનુસરી પતિને સુખી તેમજ આનંદિત કરવાનાજ પ્રયત્નો કર્યા કરતી હતી; પરંતુ એ પ્રયત્નોની રામપ્રસાદ સહજ પણ કદર કરી શકતો નહોતો. તે સ્નેહલતાના અપૂર્વ પ્રેમનો યત્કિંચિત્ બદલો પણ તેને આપતો નહોતો.

ધીમે ધીમે માયા સંબંધની સઘળી હકીકત સ્નેહલતાના જાણવામાં આવી. સ્ત્રીજાતિ સઘળું દુઃખ સહન કરી શકે છે; પરંતુ પતિને અન્ય સ્ત્રી ઉપર અનુરક્ત થયેલો જોઇ શકતી નથી. તદનુસાર માયાની હકીકત જાણવામાં આવતાં સ્નેહલતાના શોકની

સીમા રહી નહિ. આ સમયે સ્નેહલતા સગર્ભા સ્થિતિમાં હતી તેને પાંચ મહિના પૂરા થયા હતા. એવામાં એક દિવસે રાત્રે પુષ્કળ મદ્યપાન કરીને રામપ્રસાદ પત્ની પાસે આવ્યો. સ્નેહલતાએ તેને ઘણું સમજાવ્યો; પણ પાષાણ ઉપર પાણી ! સ્નેહલતાએ ગદ્‌ગદ કંઠે કહ્યું:— "સ્વામિન્ ! તમે જેને અમૃત સમજી પીઓ છો તે અમૃત નહિ; પણ ઝેર છે. મનુષ્યને અધમાધમ બનાવનાર મદ્યનો આપણે સ્પર્શ પણ ન કરવો જોઇએ. બ્રાહ્મણજ્ઞાતિમાં મળેલા અમૂલ્ય માનવદેહને તમે આવી રીતે અપવિત્ર ન કરો"

રામપ્રસાદે ઉત્તેજનાસૂચક સ્વરે કહ્યું:—"ઠીક છે. ત્હારે મ્હને ઉપદેશ આપવાની જરૂર નથી. મનમોહન સુરાસુંદરી તેમજ મ્હારી માનીતી પ્રિયા માયાનો હું જીવનપર્યંત ત્યાગ કરવાનો નથી. હું સઘળું સમજું છું. આજથી તું મ્હને એક શબ્દ પણ કહીશ નહિ."

સ્નેહલતા:—સ્વામિન્ ! પરનારીના પ્યારથી સંસારમાં કોઇ સુખી થઇ શક્યું નથી. રાવણ, કીચક, દુર્યોધન વગેરે સત્તાધારી પુરૂષો પણ પરનારીના પ્યારથી કેવા પાયમાલ થઇ ગયા હતા તેનો વિચાર તો કરી જુઓ.

રામપ્રસાદ:—ત્હારાં શાસ્ત્રો ને પુરાણો ત્હારી પાસે રાખ. હું મ્હારી ઇચ્છામાં આવે તેમ કરીશ.

સ્નેહલતા:—તમારે તમારા કલ્યાણની ખાતર આ અબળાનું કહેવું માનવુંજ જોઇએ.

રામપ્રસાદ:—હું કાંઇ ત્હારો ગુલામ નથી કે ત્હારૂં કહેવું માનું !

સ્નેહલતા:—જો તમે સમજુ હોત–તમારૂં વર્તન સારૂં હોત તો મ્હારે તમને એક પણ શબ્દ કહેવાની જરૂર નહોતી; પરંતુ તમે દિન-પ્રતિદિન વિશેષ અધમ થતા જાઓ છો તેથીજ મ્હારે વારંવાર તમને બે શબ્દ કહેવા પડે છે.

અધમ શબ્દ સાંભળવામાં આવતાં રામપ્રસાદના ક્રોધની સીમા રહી નહિ. સુરાની ઉત્તેજનાથી તેને હિતાહિતનું જ્ઞાન રહ્યું નહોતું. તેણે "તું મ્હને અધમ કહે છે કેમ ? ઠીક લે, હું તને આજે બરાબર સપાટો બતાવું છું." કહીને પુષ્કળ માર માર્યો અને તેજ દિવસે તેણે સ્નેહલતાને પોતાના ઘરમાંથી કાઢી મૂકી. સ્નેહલતાએ ઘણા કાલાવાલા કર્યા, ક્ષમા માગી; કિન્તુ નિષ્ઠુર હૃદયના નીચ રામપ્રસાદ ઉપર તેની કશી અસર થઇ નહિ. અભાગિની સ્નેહલતા પોતાના પિયરમાં ચાલી ગઇ. તેને મુખે સઘળી હકીકત જાણવામાં

આવતાં તેનાં માતાપિતાના શોકનો પાર રહ્યો નહિ. જમીનદાર મહાશયને ત્યાં પોતાની પુત્રીનો તેમણે વિવાહ કરેલો હોવાથી પુત્રીના લગ્ન પ્રસંગે તેના પિતાને થોડું ઘણું દેવું પણ કરવું પડયું હતું, તથા એ કરજ તે હજી સુધી અદા કરી શકયો નહોતો.

નવમો માસ પૂરો વીત્યા પછી સ્નેહલતાએ એક સુકુમાર બાળિકાને જન્મ આપ્યો. સ્નેહલતાના પિતાએ આ સમાચાર જમાઇને લખી જણાવી પુત્રીને તેડી જવાનું લખ્યું; પરંતુ રામપ્રસાદે રાક્ષસી માયાની સલાહથી એવો ઉત્તર આપ્યો કે:—" હું જીવનપર્યંત તમારી પુત્રીનું મ્હોં જોવાની ઇચ્છા રાખતો નથી. " આ સમાચાર મળતાં સ્નેહલતાનાં માતાપિતાની કેવી સ્થિતિ થઇ હશે તેનો ખ્યાલ સુજ્ઞ પાઠકોએજ કરી લેવો. આ વાતનો તેમના અંતર ઉપર ઘણો સખ્ત આઘાત થયો. ભવિષ્યમાં પુત્રીનું શું થશે તેની તેમને અપાર ચિંતા થવા લાગી. અને તેઓ અલ્પકાળને અંતરે પોતાની આલોકની જીવનલીલા પૂર્ણ કરી પુત્રીના દુઃખની સ્મૃતિને સાથે લઇ પરલોકવાસી થયાં.

હવે સ્નેહલતાના દુઃખનો પાર રહ્યો નહિ. આવા દુઃખમાં તેની શાન્તિદાયિની માત્ર તેની પુત્રીજ હતી; તેથી તેણે પોતાની પુત્રીનું નામ શાન્તિલતા રાખ્યું.

ઉપર જણાવવામાં આવ્યું છે કે, સ્નેહલતાના લગ્ન પ્રસંગે તેના પિતાને દેવું કરવું પડયું હતું અને એ દેવું હજી સુધી અદા કરી શકાયું નહોતું; તેથી લેણદારોએ સ્નેહલતાનાં માતાપિતાના મૃત્યુ પશ્ચાત્ તેની સઘળી મિલકત પોતાને સ્વાધીન કરી લીધી. અંતે હતભાગિની સ્નેહલતા પુત્રીને સાથે લઇ નોકરીની શોધમાં નીકળી પડી.

રસ્તે જતાં જતાં તે કલ્યાણપુરમાં પોતાની પ્રાણાધિક પુત્રી શાન્તિલતાને કાળિકાને સ્વાધીન કરી તે રાધનપુર તરફ ગઇ એ પાઠકો જાણે છે.

બીજી તરફ જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ તેમ રામપ્રસાદ માયાના મોહબંધનમાં વિશેષ બંધાવા લાગ્યો. અંતે કેટલાક કાળને અંતરે માયા સગર્ભા થઇ. આવો પ્રકાર બન્યો ત્યારે શું કરવું એવો એક ગંભીર પ્રશ્ન રામપ્રસાદના અંતરમાં ઉત્પન્ન થયો. અંતે તેણે તેમજ પાપિષ્ઠા માયાએ મળી એવો નિશ્ચય કર્યો કે, જે સંતાન થાય તેને મારી નાખવામાં આવશે તો ઉભયની પ્રતિ-

જડાનું રક્ષણ થશે. કાળક્રમે માયાએ એક મૃતપુત્રને જન્મ આપ્યો અને એ સુવાવડમાં તે પણ અપાર દુઃખ ભોગવીને મૃત્યુ પામી. ઇશ્વરે તેના પાપનું તેને આલોકમાંજ ફળ આપ્યું.

આમ થયા છતાં પણ રામપ્રસાદની આંખો ઉઘડી નહિ. તેણે પોતાનાં કેટલાંક વિશ્વાસપાત્ર માણસોદ્વારા માયાના તેમજ તેના પુત્રના મૃતદેહને પોતાના બાગના એક ખુણામાંજ દાટી દીધો અને પુનઃ તે પાછો આવાં પાપ કાર્યો કરવા લાગ્યો. હવે આપણે વાર્ત્તા-પ્રવાહમાં આગળ વધીશું એટલે ધીમે ધીમે સઘળી હકીકત આપણા જાણવામાં આવશે.

---

## પ્રકરણ ૮ મું.

### કૃષ્ણલાલનું ચરિત્ર.

**न दुर्जनः साधुदशामुपैति बहुप्रकारैरपि शिक्ष्यमाणः ।**
**आमूलसिक्तः पयसा घृतेन न निंबवृक्षो मधुरत्वमेति ॥**
**चाणक्य नीतिसमुच्चय**

(ભાવાર્થઃ—જેમ દૂધ અને ઘીનું મૂળમાં સિંચન કરવા છતાં પણ લીમડાના વૃક્ષમાં મધુરતા આવતી નથી તેમ અનેક પ્રકારે ઉપદેશ આપવા છતાં પણ દુર્જન પુરૂષમાં સાધુતા આવતી નથી.)

પ્રભાતકાળનો સમય હતો. મુંબાઇની સેન્ટ્રલ જેલના પ્રવેશદ્વાર પાસે બાર કેદીઓ ઉભા રહેલા હતા. તેઓ અરસપરસની સાથે હાસ્ય-કૌતુક કરી રહ્યા હતા. આજે તેમનાં મન ઘણાજ આનંદપૂર્ણ જણાતાં હતાં, કેમકે આજે તેઓ કેદમાંથી મુક્ત થવાના હતા.

ધીમે ધીમે સાત વાગ્યા. કારાધ્યક્ષ આવી પહોંચ્યો. સઘળા કેદી-ઓએ ચૂપ થઇ જઇ કારાધ્યક્ષને સંમાનસૂચક સલામ કરી.

કારાધ્યક્ષે કેદીઓની મુક્તતા સંબંધીના પત્રો લઇ આવી, દરેક કેદીના નામનો ઉચ્ચાર કરી વહેંચી દીધા. પછીથી એક પત્રકમાં દરેક કેદીના અંગુઠાની છાપ લઇ દરેકને તેનાં પ્રથમનાં કપડાં પાછાં સ્વાધીન કરી દીધાં. સઘળા કેદીઓને પોતપોતાને ગામ જવાનું ત્રીજાવર્ગનું રેલ્વે ફેર (આગગાડી ખર્ચ) અને ભોજન ખર્ચ પણ મળ્યું. પછીથી સઘળા કેદીઓને વિદાય કરવામાં આવ્યા.

આ કેદીઓમાં કૃષ્ણલાલ નામનો એક કેદી હતો. એની ઉંમર

બેંતાળીસ વર્ષની હતી. છ વર્ષથી તે કેદી થયો હતો. તેની સજાની મુદ્દત પૂરી થયાથી તે બંધનમુક્ત થયો.

જેલની બ્હાર નીકળી કૃષ્ણુલાલ ચોતરફ દૃષ્ટિ કરવા લાગ્યો. કદાચ કોઇ સગું વ્હાલું તેને મળવાને માટે આવ્યું પણ હોય ! પરંતુ બીજા સઘળા કેદીઓનાં સગાં વ્હાલાં આવ્યાં હતાં-માત્ર કૃષ્ણુલાલનું એક પણ માણસ આવ્યું નહોતું; આથી એક ગાઢ નિશ્વાસ મૂકીને જેલર જે મકાનમાં રહેતો હતો તે મકાન તરફ કૃષ્ણુલાલે જોયું. જે સમયની આ નવલકથા અમે લખીએ છીએ તે સમયે જેલર એક બે કેદી પાસે પોતાનું કામકાજ કરાવતો હતો. આપણા કૃષ્ણુલાલે પણ ચાર પાંચ માસ સુધી જેલર-કારાધ્યક્ષના ઘરનાં વાસણ માંજવાનું કામ કર્યું હતું. આથી કૃષ્ણુલાલને કેટલીક વખતે કારાધ્યક્ષને ત્યાંની અવશેષ રહેલી ભોજનપ્રસાદી પણ પ્રાપ્ત થતી હતી. કારાધ્યક્ષની પત્નીનો કૃષ્ણુલાલ પર થોડો ઘણો સ્નેહ હતો તેથી કૃષ્ણુલાલે તેની રજા લઇને વિદાય થવાનું ઉચિત વિચાર્યું.

ધીમે ધીમે કૃષ્ણુલાલ કારાધ્યક્ષના મકાનમાં જઇ પહોંચ્યો તથા પ્રવેશદ્વાર પાસે તેણે ઉભા રહીને કહ્યું:-" માજી ! "

" કેમ રે કૃષ્ણુલાલ ! આજે તું છુટયો કે શું ? " આમ કહેતી કહેતી કારાધ્યક્ષની પત્ની બ્હાર આવી.

" હા માજી ! આપના આશીર્વાદથી આજે હું છુટયો છું. "

" ઠીક, ત્યારે આજેજ તું ઘેર જાય છે કે શું? "

" હા. "

" તું કયાં રહે છે. "

" અહિંથી થોડા ગાઉ પર આવેલા ગોવિંદપુર નામના ગામમાં."

" ત્હારે ઘેર કોણ કોણ છે ? "

" સ્ત્રી હતી અને બે કન્યાઓ હતી. હમણાં ઘેર કોણ કોણ હશે તે હું કહી શકતો નથી. "

" કેમ, બધાંય હશે. તું ઘેર જઇશ ત્યારે તેમના આનંદનો પાર રહેશે નહિ. "

આ સમયે કારાધ્યક્ષનાં સંતાનો પણ ત્યાં આવી પહોંચ્યાં. આજે કૃષ્ણુલાલને છુટેલો જોઇ તેમને સૌને આનંદ થયો.

કારાધ્યક્ષની પત્નીએ કહ્યું:—" કૃષ્ણુલાલ ! આજે તું કેદમાંથી છુટયો છું માટે હવેથી કદિ ચોરી કે લુચ્ચાઇ કરીશ નહિ. "

કૃષ્ણુલાલે કહ્યું:—" માજી ! મ્હેં કાંઇ ચોરી કિંવા લુચ્ચાઇ કરી

નહોતી. માત્ર મારામારીજ કરી હતી. ” આમ કહીને તે સ્મિતહાસ્ય કરવા લાગ્યો.

પછીથી થોડી ઘણી વાતચિત કરી કૃષ્ણલાલ ત્યાંથી વિદાય થયો.

કૃષ્ણલાલનું ગામ ગોવિંદપુર હતું. ત્યાંના જમીનદાર રામકૃષ્ણ કૃષ્ણલાલ પર ઘણો પ્રેમ રાખતા હતા. જમીનદારીના કાર્યમાં કૃષ્ણલાલ તેમનો જમણો હાથ હતો. રામકૃષ્ણ મહાશય એક પણ કાર્ય પોતાના કારભારી કૃષ્ણલાલની સલાહ લીધા સિવાય કરતા નહિ. મારામારી કરવામાં, લુચ્ચાઇ કરવામાં, પ્રજાનું સર્વસ્વ ધન યાતો લોહી ચુસવામાં, તથા તેમના ઘરમાં આગ સળગાવવામાં કૃષ્ણલાલ સિદ્ધહસ્ત હતો. કોઇ કેસ ચાલુ થતો તો તેનો સઘળો કાર્યભાર કૃષ્ણલાલજ ઉપાડી લેતો હતો. કૃષ્ણલાલને કાયદા સંબંધીનું પણ સાધારણ જ્ઞાન હતું. કાયદાનાં પુસ્તકોનાં ભાષાંતરો કૃષ્ણલાલે મનનપૂર્વક વાંચ્યાં હતાં. તે કાંઇ આ પહેલીજ વખતે કેદખાનામાં ગયો નહોતો. એક વખતે એક નિરપરાધી માણસનું સર્વસ્વ લૂંટી લેવાને માટે તેને દોઢ વર્ષની સજા થઇ હતી. એ આજે નવ વર્ષ ઉપરની વાત છે. આ સમયે તેને સજા એટલા માટે થઇ હતી કે, એક પાડોસી જમીનદારની સાથે સરહદની તકરાર થતાં મારામારી થઇ હતી. એ પ્રસંગે સ્હામા પક્ષનાં બે માણસોનું મારામારીમાં ખૂન થઇ ગયું હતું. આ સમયે કૃષ્ણલાલ પોતાના પક્ષનો નાયક હતો. કોર્ટના ન્યાયથી તેને નવ વર્ષ સુધી દેશનિકાલની સજા થઇ હતી. અપીલમાં દયાળુ હાઇકોર્ટના ન્યાયાધીશે એ સજા રદ કરી તેના બદલામાં કૃષ્ણલાલને ૭ વર્ષની સખ્ત મજુરી સાથેની કેદની સજા કરી હતી.

યથા સમયે કૃષ્ણલાલ પાછો ગામમાં આવી પહોંચ્યો. ગામમાં પ્રવેશ કરતાંજ પોતાના પ્રથમના જમીનદાર રામકૃષ્ણના સ્વર્ગસ્થ થયાના સમાચાર તેણે સાંભળ્યા. રામકૃષ્ણનો સઘળો કારભાર હમણાં તેમનો પુત્ર કાન્તિલાલ કરતો હતો.

કૃષ્ણલાલ પોતાના ઘરપાસે જઇ પહોંચ્યો તો તેણે પોતાનું મકાન પડી ગએલું જોયું. ત્યાં આગળ બધી ભાંગી ટૂટી ઇંટો, માટી, તેમજ ન્હાનાં ન્હાનાં લાકડાં પડી રહેલાં નજરે પડયાં. મ્હોટાં લાકડાંઓ આડોસપાડોસના માણસોએ લઇ જઇ રસોઇ બનાવવાને માટે ચુલ્હામાં સળગાવી દીધાં હતાં. આડોસપાડોસમાં તપાસ કરતાં કૃષ્ણલાલને માલૂમ પડયું કે, તે જેલમાં ગયો ત્યાર પછી એક વર્ષે તેની સ્ત્રી દરિદ્રતાના દુઃખથી કંટાળી જઇ તેની બે કન્યાઓને સાથે લઇ પિયરમાં ચાલી ગઇ હતી. એ સ્ત્રીનું તેના પિયરમાંજ મૃત્યુ થયું છે.

બન્ને કન્યાઓને તેમના મામાએ પરણાવીને સાસરે મોકલી દીધી છે. એ કાર્યમાં રામકૃષ્ણ મહાશયે પણ થોડીઘણી સહાયતા કરી હતી.

આ સઘળી હકીકત સાંભળી કૃષ્ણલાલ નિરાશ બની જઇ, કપાળ પર હાથ ઠોકી બેસી પડયો. કયાં જવું અને શું ખાવું તેનો કશો નિર્ણય તે કરી શકયો નહિ. અંતે નિરૂપાયે ગામમાં તે પોતાના જીવનલાલ નામના સ્નેહીને ત્યાં જઇને રહ્યો.

એ ત્રણ દિવસ પછી કેટલાક લોકોની સલાહથી કૃષ્ણલાલે પોતાના નવા જમીનદાર મહાશય પાસે જવાનો અને તેની પાસે આશ્રય માગવાનો વિચાર કર્યો. કૃષ્ણલાલે કેદમાં જતાં પહેલાં પોતાના જમીનદાર મહાશયના પુત્રને જોયો નહોતો. એ સમયે કાન્તિલાલ મુંબાઇ રહીને અભ્યાસ કરતો હતો. તેનો સ્વભાવ કેવો છે તેની તપાસ કરવાનો સુયોગ કૃષ્ણલાલને કદિ મળ્યો નહોતો; પરંતુ કૃષ્ણલાલ એટલું તો જાણતો હતો કે, વીસમી સદીના શિક્ષિત યુવકોની દેવ દેવીઓ, ગુરૂ પુરોહિતો તેમજ વડિલો પ્રત્યે ઘણી થોડીજ ભકિત હોય છે. આથી તેના અંતરમાં ચિંતા હતી કે આ નવા જમીનદાર મહાશય પાસે જવાથી પોતાને આશ્રય મળશે કે નહિ? આમ છતાં પેટના દુઃખ જેવું દુઃખ બીજું એક પણ નથી હોતું—એક દિવસે રસ્તામાં કાન્તિલાલને જોઇ, કૃષ્ણલાલે તેની પાસે જઇ આત્મપરિચય આપ્યો. કાન્તિલાલે કહ્યું:—"પરિચય આપવાની કશી જરૂર નથી. હું તમને પિછાનું છું. તમે ઘેર કયારે આવ્યા છો?"

"ભાઈ! માત્ર ત્રણ ચાર દિવસથીજ આવ્યો છું. આપની પાસે આવવાનો વિચાર કર્યા કરતો હતો; પરંતુ હિમ્મત ધારણ કરી આવી શકયો નથી."

"ઠીક છે, એક દિવસે આવજો."

"આપને કયારે શાન્તિ હોય છે તે કૃપા કરીને જણાવો જેથી એ વખતે આવું તો નિશ્ચિંત્ત જીવે વાતચિત કરી શકાય."

"તમારી મરજી પડે તે દિવસે સાંજના ચારથી પાંચ વાગ્યાની અંદર આવજો."

બીજે દિવસે કૃષ્ણલાલ ચાર વાગ્યે ઇશ્વરસ્મરણ કરી તથા કેટલીક દેવીઓના નામનું સ્મરણ કરીને બ્હાર નીકળ્યો. આ સમયે કાન્તિલાલ પોતાની લાયબ્રેરીરૂમમાં બેસીને એક ઇંગ્રેજી નવલકથા વાંચતો હતો. કૃષ્ણલાલે ત્યાં જઈ પહોંચીને કાન્તિલાલને પ્રણામ કર્યા. કાન્તિલાલે તેને એક ખુરસી ઉપર બેસવાનું કહ્યું.

"આપની હાજરીમાં હું ખુરસી ઉપર બેસું તે ઉચિત ન ગણાય" આમ કહીને કૃષ્ણલાલ નીચે ચટાઇ પર બેઠો.

કાન્તિલાલે હાથમાંની ચોપડી ટેબલ ઉપર મૂકી દઇ કૃષ્ણલાલ તરફ જોઇને કહ્યું:—"હવે તમારે જે કહેવું હોય તે કહો."

માથું ખંજવાળતાં ખંજવાળતાં કૃષ્ણલાલ કહેવા લાગ્યો:—"હું શું કહું? આપ સઘળી હકીકત જાણો છો. હું હમ્મેશાં આપનો આશ્રિત-પ્રતિપાલિત છું. સ્વર્ગીય જમીનદાર મહાશયનો મ્હારા ઉપર અપાર સ્નેહ હતો. એ વાત હું જાતેજ કહું તો હું આત્મપ્રશંસા કરૂં છું એમ આપને લાગે. ટૂંકમાં એટલુંજ કહું છું કે, હું તેમનો જમણો હાથ હતો. મ્હારી સલાહ લીધા સિવાય તેઓ એક પણ કાર્ય કરતા નહોતા વળી મ્હેં પણ તેમને માટે શું નથી કર્યું? આ જેલમાં હું કોને માટે જઇ આવ્યો? ધર્મપુર ગામનું નામ તો આપે સાંભળ્યુંજ હશે?"

કાન્તિલાલે પૂછ્યું.—"ધર્મપુર? ધર્મપુર ક્યાં આવ્યું?"

"આપણી જમીનદારીમાંજ"

"વારૂ, તેનું શું છે?"

"એ ધર્મપુર ગામ એક ગૃહસ્થે લીલામમાં વેચાતું લઇ લીધું એ પ્રકાર આપણાથી કેમ સહન થાય? એ ગામની વાર્ષિક આવક હજાર દોઢહજાર રૂપિયાની હતી. આથી એ ગામની પાસે બીજું એક દશ પંદર ઘરનું પરૂં હતું તેને ધર્મપુર ઠરાવીને, તેર ચોદ વર્ષના ચોપડા બદલી નાખ્યા. પછીથી ફોજદારને હાથમાં કરી લીધો અને ૧૪૫ મી કલમ પ્રમાણે એક પ્રોસિડિંગ ખડું કરી નાખ્યું!"

કાન્તિલાલે પૂછ્યું:—"એટલે?"

જમીનદારપુત્રની અજ્ઞાનતાથી મનમાં આશ્ચર્ય પામીને કૃષ્ણલાલે કહ્યું:—"એટલે શું તે જાણો છો? ફોજદારી એકિકરણની ૧૪૫ મી કલમમાં લખેલું છે કે, જો કોઇ જમીનના તાબા સંબંધી વિવાદ થાય અને શાન્તિભંગ થાય એવું લાગે તો પોલિસ રિપોર્ટ જોઇ મૅજીસ્ટ્રેટ એક પક્ષનો હક્ક સાબિત કરે અને બીજા પક્ષને એમ કહે કે, જો તમારો હક્ક પહોંચતો હોય તો તમે ન્યાયમંદિરમાં ફરિયાદ કરો. ફોજદારે રિપોર્ટમાં અમારો પક્ષ સાબિત કર્યો. એવામાં વિરૂદ્ધ પક્ષના લોકો પોતાની બાકી વસુલ કરવા આવ્યા એ સમયે અમે લાકડીઓ, ગોફણો તેમજ તલવારો લઇને તેમને અટકાવવા સ્હામા ગયા. પછી શું પૂછવું? એક મહાભારત યુદ્ધ થયું તથા એ યુદ્ધમાં શત્રુપક્ષનાં બે માણસોનો જીવ ગયો! મ્હેં સમયસૂચકતા વાપરી એ

બન્ને માણસોનાં મુડદાં ગૂમ કરી દીધાં. પછીથી એ પોલિસ સિપાહીઓને થાણા તરફ દોડાવીને વિરૂદ્ધ પક્ષનાં માણસોએ અમારાં બે માણસોને ઠાર મારી નાંખ્યાં છે એવી ફરિયાદ મ્હેં નોંધાવી. મ્હેં એ પ્રસંગે એ બન્ને ઘોડેસ્વારોને શા માટે થાણા તરફ દોડાવ્યા એ આપ સમજી શક્યા હશો.”

કાન્તિલાલે માથું હલાવીને કહ્યું:-“ના, હું સમજી શક્યો નથી.”

કૃષ્ણલાલે કહ્યું:—“આપ હજી ન્હાની ઉંમરના છે તેથી સમજી શકતા નથી. જમીનદારીનું રક્ષણ કરવાને માટે ઘણી બુદ્ધિની જરૂર પડે છે. જો કાંઇ તકરાર થાય છે અગર તો મારામારી થાય છે તો તેમાંથી જે પક્ષ પોતાની ફરિયાદ પહેલી નોંધાવે છે તે પક્ષને કોર્ટમાં ઘણો ફાયદો થાય છે; તેથીજ યુકિત પ્રયુકિતથી મ્હેં આપણા પક્ષની ફરિયાદ થાણામાં પ્રથમ નોંધાવી. આપણા લોકોએ ફોજદારને થોડી ઘણી લાલચ બતાવી આપણી તકરાર ખરી છે અને શત્રુ પક્ષની ખોટી છે એવો રિપોર્ટ તૈયાર કરાવ્યો. પછીથી કચેરીમાં કેસ શુરૂ થયો; પરંતુ ‘ **धर्मस्य सूक्ष्मा गतिः** ’ હોવાથી શત્રુપક્ષના સઘળા આરોપીઓ છુટી ગયા. ફોજદારે લાંચ આપ્યાનો આરોપ મ્હારા ઉપર મૂક્યો તેથી સઘળું સંકટ આપણા પક્ષ ઉપર આવી પડયું ! એ કેસમાં મ્હને સખ્ત મજુરી સાથે છ વર્ષની કેદની સજા થઇ. આ છ વર્ષમાં મ્હને કેટલું બધું દુઃખ પડયું છે એ માત્ર પરમાત્માજ જાણે છે; પરંતુ મ્હેં આપનું નિમક ખાધું છે. આપને લીધેજ હું કેદમાં ગયો હતો તેથી એ માટે મ્હને વિશેષ અફસોસ થતો નથી-આપને માટે તો હું ફરીથી પણ કેદમાં જવાને તૈયાર છું; એ માટે આ કૃષ્ણલાલ શર્મા પાછી પ્હાની કરે એવો નથી !”

આટલી લાંબી વક્તૃતા કરી કૃષ્ણલાલ શાન્ત રહ્યો. તેણે એવી આશા રાખી હતી કે, પોતાના અંગનું પ્રચંડ વીરત્વ, તીક્ષ્ણ બુદ્ધિ, અપૂર્વ કૌશલ તથા આત્મત્યાગનું આ જ્વલંત વર્ણન સાંભળી કાન્તિલાલ પ્રસન્ન થશે; પરંતુ કાન્તિલાલના મુખ પર પ્રસન્નતાનું એક પણ ચિહ્ન જોવામાં નહિ આવ્યાથી કૃષ્ણલાલ નિરાશ થયો. તેણે કહ્યું:-“જેલમાંથી છુટી ઘેર આવીને જોયું તો ઘરબાર પડી ગયેલું જોવામાં આવ્યું. હવે કયાં જઇને ઉભા રહેવું તેની મ્હોટી ચિંતામાં હું પડી ગયો છું. જો આપ મહેરબાની કરીને મ્હને પાછો નોકરી ઉપર રાખો તો હું આ પાપી પેટનો નિર્વાહ કરી શકું.”

કાન્તિલાલે કહ્યું:-“ આજકાલ વખત ઘણો બદલાઇ ગયો છે.

હમણાં જમીનદારો તરફ ગવર્નમેન્ટની ઘણી કડક નજર છે. હવે મારામારીમાં, લુચ્ચાઇમાં કે ફોજદારીમાં મજા રહી નથી. કાયદા પ્રમાણે ન્યાયથી જે થાય તેજ કરવું જાઇએ. લુચ્ચાઇ તેમજ ફોજદારી ગુન્હા કરનાર સઘળા નોકરોને મ્હેં બરતરફ કરી નાખ્યા છે."

કૃષ્ણલાલ કાંઇ આટલાથીજ હારી જાય એવો નહોતો. તેણે કહ્યું:—"એ સંબંધી પણ આપને મ્હારા જેવો બીજો માણસ ભાગ્યેજ મળશે. આપના પિતાના સમયમાં પણ કચેરીમાં ચાલતા સઘળા કેસોનું કામકાજ હુંજ કરતો હતો."

કાન્તિલાલે કહ્યું:–"કચેરીમાં ચાલતા કેસોની ખટપટ કરે એવા એક માણસની જરૂર તો છે. એક લૉ એજન્ટને નિયુક્ત કરવાનો મ્હેં વિચાર રાખ્યો છે. વારૂ, તમે બરાબર કેસ ચલાવી શકશો?"

આ પ્રશ્ન સાંભળવામાં આવતાંજ કૃષ્ણલાલના ઉત્સાહનો પાર રહ્યો નહિ. તેણે પુનઃ પોતાની વક્તૃતા શુરૂ કરી:—"મુરબ્બી! મ્હારે મુખે હું મ્હારાં કેટલાં વખાણ કરૂં? આપના સ્વર્ગસ્થ પિતા મ્હને હમ્મેશાં એમ કહેતા કે, "કૃષ્ણલાલ! જો તમે ઇંગ્રેજી ભણ્યા હોત તો એક ઉસ્તાદ વકીલ બની જાત, એ સમયે મ્હોટા મ્હોટા બૅરિસ્ટરો પણ તમારી આગળ ઝાંખા પડી જાત." આપની ખાત્રી માટે હું એકજ બનાવનું ટૂંકમાં વર્ણન કરૂં છું. આપનો જ્યારે વિવાહ થયો ત્યારે આપણી સરહદમાં રહેતા દરેક પ્રજાજન પાસેથી રૂપિયે એક આનો વસુલ કરવાની મ્હને આપના પિતાશ્રીએ આજ્ઞા કરી. રામપુરમાં શ્યામજી નામનો એક વૃદ્ધ માણસ રહેતો હતો. ગુમાસ્તો તેની પાસે ઉપરોકત બાબતના પૈસા વસુલ કરવા ગયો ત્યારે તેણે બેપરવાહીથી કહ્યું કે:—"હું એવી રીતે રૂપિયે આનો આપવાનો નથી. ક્યા કાયદાથી તમે આવી રીતે પૈસા માગો છો?" આ ઉત્તર ગુમાસ્તાએ આવી જ્યારે આપના પિતાને કહ્યો ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે મ્હને પોતાની પાસે બોલાવીને કહ્યું:–"કૃષ્ણલાલ! એ સાલાને •સપાટો બતાવી શકાશે કે? આપણને કાયદો બતાવે છે! એનું સર્વસ્વ લૂંટી લઇ એનું ઘર બાળી નાખવું જોઇએ!" મ્હેં મ્હારા બન્ને હાથ જોડીને કહ્યું:–"ધર્માવતાર! માત્ર આપની આજ્ઞાનીજ વાર છે. હું એવી યુક્તિ અજમાવું છું કે, એ દિકરો આપણી સરહદમાં પણ ન રહી શકે." પછીથી મ્હેં પૂરતો વિચાર કરીને ૧૫૯૨ રૂપિયાનું એક ખાતું એ દિકરાના નામ પર તૈયાર કર્યું."

કાન્તિલાલે પૂછ્યું:–"ખોટું ખાતું તૈયાર કર્યું?"

"હાસ્તોને, જમીનદારીનું રક્ષણુ કરવા માટે બધુંય કરવું પડે.!"

"પછી ?"

"પછીથી એ ખાતાને કેસ માંડયો. ત્રણ ચાર દિવસ સુધી મ્હેં બનાવટી સાક્ષીઓને પૂરતી તાલિમ આપી. કયાં બેસીને ખાતું લખ્યું હતું, કયે વખતે લખ્યું હતું વગેરે એ સાક્ષીઓને સમજાવી દીધું, અંતે કેસ ચાલ્યો. બધા સાક્ષીને મ્હેં એમ સમજાવી દીધું હતું કે, 'રામજીએ કલમથી સહી કરી હતી' એમ કહેવું. પહેલો સાક્ષી કેસમાં એ પ્રમાણે બોલ્યો; પરંતુ બીજો ગભરાઇ ગયો. તેણે કહ્યું "હૉલ્ડરથી સહી કરી હતી." મ્હેં વિચાર્યું કે, '**धर्मस्य सूक्ष्मा गतिः**' અનુસાર કેસમાં હારી જવાશે. આથી મ્હેં એક નવી યુક્તિ વાપરી. હું જલદીથી કચેરીની બ્હાર જ્યાં બીજા સાક્ષીઓ બેઠા હતા ત્યાં ગયો અને મ્હેં તેમને એમ સમજાવી દીધું કે, "પ્રથમ રામજીએ ખાતામાં સહી કરવા હૉલ્ડર લીધું હતું; પરંતુ હૉલ્ડરની સ્ટીલ નહિ ચાલવાથી તેણે હૉલ્ડર મૂકી દઇ કલમથી સહી કરી હતી." બીજા સાક્ષીઓએ એ પ્રમાણે કહ્યું એટલે વકીલનાં મોતીઆં મરી ગયાં. કેસમાં રામજીના પર ડિક્રી થઇ ગઇ. તે રૂપિયા આપી શકયો નહિ. તેથી તેનું ઘરબાર લૂંટી લઈ તેની જમીન કબજે કરી લઇ તેને આપણી જમીનદારીમાંથી હાંકી કાઢયો !"

કાન્તિલાલે પૂછ્યું:–"રામજીની સહી કોણે કરી હતી ?"

"આપના આ સેવકે!"

"તમે બીજાની સહી કરી શકો છો ?"

"હાજી; પરીક્ષા કરવી હોય તો એક સહી કરી આપો. હું હમણાંજ આપને તેની નકલ કરી બતાવું."

કાન્તિલાલે એક કાગળ પર પોતાની સહી કરી આપી. કૃષ્ણુલાલે એ કાગળ લઇ તેમાંજ એ સહીની આબેહુબ નકલ માત્ર ત્રણ ચાર મિનિટમાં કરી આપી. આ પ્રકાર જોઇ કાન્તિલાલ સ્તંભિત થઇ ગયો. કૃષ્ણુલાલને એમ લાગ્યું કે જમીનદારપુત્રનું મન હવે પીગળ્યું છે. થોડા સમય પછી કાન્તિલાલે પૂછ્યું:–"આશ્ચર્ય પામવા જેવી વાત ! કેવી રીતે શિખ્યા ?'

આત્મપ્રશંસાથી સંકુચિત થઇ સ્મિતહાસ્ય કરી કૃષ્ણુલાલે કહ્યું:–"એ મ્હારી ઇશ્વરદત્ત શક્તિ છે. શિખ્યે એ શક્તિ શિખી શકાતી નથી.

થોડા સમય સુધી શાન્ત રહી કૃષ્ણુલાલે પૂછ્યું:–"ત્યારે હવે આપની શી આજ્ઞા છે ?"

કાન્તિલાલે કહ્યું:–"કૃષ્ણલાલ ! તમારી આખી ઉંમર પાપકાર્યો કરવામાંજ પસાર થઇ છે. હમણાં હું તમને પોલિસને સ્વાધીન કરત; પરંતુ ૭ વર્ષ સુધી જેલમાં રહીને તમે માત્ર ચાર દિવસથીજ છુટા થયા છો તેથી હું તમને માફ કરૂં છું; પરંતુ તે સાથે માત્ર બે દિવસમાંજ હું તમને મ્હારી જમીનદારીમાંથી હમ્મેશાંને માટે ચાલ્યા જવાની આજ્ઞા કરૂં છું. જો ફરીથી કદાપિ મ્હારી જમીનદારીમાં પગ મૂકશો તો હું શ્યામજી પાસે તમારા પર ફરિયાદ કરાવીશ. હું પોતે સાક્ષી આપી તમને ગુન્હેગાર ઠરાવીશ."

કૃષ્ણલાલ કાન્તિલાલ પાસેથી ચાલ્યો ગયો. રાત્રે આહાર કરી તે શય્યાવશ થયો; પરંતુ તેને નિદ્રા આવી નહિ. મધ્યરાત્રે તે ઉઠયો અને પોતાની પોટલી સાથે લઇને પોતાના ગામનો ત્યાગ કરી ચાલી નીકળ્યો. હવે તેણે કોઇ પણ પ્રકારે શ્યામજીને ચગદી નાખવાનો નિશ્ચય કર્યો; કેમકે શ્યામજી જો કાન્તિલાલને મળી જાય તો તેને પુનઃ જેલજાત્રા કરવી પડે તેમ હતું. હમણાં શ્યામજી રામપ્રસાદની જમીનદારીમાં રહેતો હતો તેથી કૃષ્ણલાલે રામપ્રસાદ જમીનદારને ત્યાંજ નોકરી લેવાનો વિચાર કરી કલ્યાણપુર તરફ જવા માંડયું.

---

## પ્રકરણ ૯ મું.

### મહાન્ ધર્માત્મા !

કૃષ્ણલાલને રામપ્રસાદની જમીનદારીના કાર્યવ્યવસાયમાં નોકરી મળી. રામપ્રસાદ કલ્યાણપુર ગામથી બે માઇલ ઉપર આવેલા પોતાના મોતીબાગમાંજ તેણે જે મકાન બંધાવ્યું હતું તેમાં ઘણી ખરી વખત રાત્રે રહેતો હતો. પોતાનો જમીનદાર પૈસાપાત્ર હોવા છતાં તેની સ્ત્રી કેમ નથી, ઘણા ખરા દિવસો સુધી તે બાગમાંજ કેમ રહે છે વગેરે હકીકત જાણવાને માટે કૃષ્ણલાલ ઘણો ઉત્સુક બની ગયો. તેણે વિચાર્યું કે, જો તે આ સઘળું ગુપ્ત રહસ્ય જાણી નહિ શકે તો તેની ઉન્નતિ થવી અશક્ય છે. જ્યાં સુધી તે એ સઘળું ગુપ્ત રહસ્ય ન જાણી શકે ત્યાં સુધી રામપ્રસાદના ઉપર તે પોતાનો પ્રભાવ બેસાડી શકે તેમ નહોતો. રામપ્રસાદને પોતાની મુઠીમાં દાબવાનો કૃષ્ણલાલનો વિચાર હતો. એમ કરવાથી તે પોતાના કંટકને જડમૂળથી ઉખેડી નાખી શકવાને સમર્થ થાય તેમ હતો. શું કૃષ્ણ-

લાલ માત્ર પંદર રૂપયાના માસિક પગારની નોકરી કરવાનેજ રામપ્રસાદને ત્યાં રહ્યો ? મકાનમાં રહેતી કોઇ પણ દાસીને હસ્તગત કરવાથી પોતે જે હકીકત જાણવાની આતુરતા રાખે છે એ હકીકત જાણી શકાશે એમ કૃષ્ણલાલ સમજતો હતો; તેથી થોડા દિવસ સુધી તે એ બાબતના પ્રયત્નમાંજ રહ્યો.

કલ્યાણપુર ગામના મધ્યભાગમાં રામપ્રસાદનું મકાન આવેલું હતું. મકાનની આસપાસ એક બગીચો આવેલો હતો. બગીચામાં પાછળની બાજુએ એક ન્હાનું મકાન બાંધેલું હતું. એ મકાનમાં પ્રથમ જે માણસો રહેતાં હતાં તેઓ ચાલ્યાં ગયેલાં હોવાથી કૃષ્ણલાલે પોતાને રહેવાને માટે રામપ્રસાદ પાસેથી એ મકાન માગી લીધું હતું. મકાનની સ્હામેજ એક કૂવો આવેલો હતો. અવકાશને સમયે કૃષ્ણલાલ બ્હાર એક ચટાઇ પર બેસી ધૂમ્રપાન કરતાં કરતાં કૂવા પર જતાં આવતાં માણસો તરફ પૂર્ણ લક્ષ્ય આપતો હતો.

છુપી રીતે તપાસ કરતાં કૃષ્ણલાલને માલૂમ પડયું કે થોડે દૂર આવેલી એક ઝુંપડીમાં નર્મદા નામની દાસી રહે છે. તેને ખાવાપીવા ઉપરાંત માસિક પાંચ રૂપિયા પગાર મળે છે. એ દાસી જૂનામાં જૂની છે તથા તેનો પ્રતાપ પણ સૌથી વધારે છે. નર્મદા કૃષ્ણલાલની જાતિનીજ કન્યા હતી. વિશેષ તપાસ કરતાં એમ પણ માલૂમ પડયું કે, નર્મદા બાળવિધવા છે. મોહનપુર ગામમાં તેનો વિવાહ થયો હતો. કલ્યાણપુરથી મોહનપુર ચાર ગાઉ દૂર હતું. વિધવા થયા પછી ટૂંક સમયમાંજ નર્મદા રામપ્રસાદને ત્યાં દાસી તરીકે આવીને રહી હતી. તેના પિયરમાં કોઈ નહોતું. તેના શ્વસુરપક્ષના કોઇ પણ માણસે તેની સંભાળ રાખી નહોતી. કૃષ્ણલાલે પોતે અદ્રશ્ય રીતે આ નર્મદાને જોઇ. તેનું મ્હોં જોતાંજ તે સહેલાઈથી સમજી ગયો કે, નર્મદા ભોળા સ્વભાવની છે. તેનું મ્હોં ગોળ છે. આથી બીજી દાસીઓ તેને ‘ ગોળ લિંબુ ’ કહીને ખિજવતી હતી. તેના શરીરનો રંગ કાળો પણ તેજસ્વી હતો. તેની ઉંમર લગભગ પાંત્રીસ વર્ષની હતી. તેને જોતાંજ કૃષ્ણલાલ સમજી ગયો કે આ ઉત્તમ શિકાર મળ્યો છે. એને પોતાના હાથમાં લીધાથી પોતાનો હેતુ અવશ્ય સિદ્ધ થશે. આથી કયો ઉપાય અજમાવીને નર્મદાને પોતાના હાથમાં લેવી તેનોજ તે વિચાર કરવા લાગ્યો. પૂરતો વિચાર કર્યા પછી રામપ્રસાદ પાસેથી એક દિવસની રજા લઇને કૃષ્ણલાલ મોહનપુર ગયો. ત્યાં તેણે આત્મપરિચય છુપાવીને. નર્મદાના શ્વસુરપક્ષના સમાચાર, તેના કુટુંબનાં સઘળાં માણસોનાં નામ, તેમના

જન્મ મૃત્યુનાં વર્ષ વગેરેની માહિતી મેળવીને તે પાછો કલ્યાણપુર આવી પહોંચ્યો.

બીજે દિવસે કૃષ્ણલાલ સ્હવારના નવ દશ વાગ્યે કૂવા ઉપર સ્નાન કરવા ગયો એવામાં તેણે એક સ્ત્રીને કૂવાપર પાણી ભરવા આવેલી જોઇને કહ્યું:–" કેમ, તું આ જમીનદાર મહાશયને ત્યાંનીજ દાસી છે કે ?"

આ નહિ ધારેલો પ્રશ્ન સાંભળી આવેલી સ્ત્રી ચમકી ઉઠી. તેણે કહ્યું:–' 'હા કેમ છે ?"

" તું શી જ્ઞાતિની છે ?"

" હું કણબણ છું. "

" ત્યારે આ જમીનદારને ત્યાં કોઇ સારસ્વત જ્ઞાતિની બાઈ છે કે ?"

" હા એક જણી છે, કેમ ?"

"મોહનપુર ગામનું નામ ત્હેં સાંભળ્યું છે કે ? એ મોહનપુરમાં મ્હારી જ્ઞાતિનાં ઘણાં માણસો રહે છે. મ્હેં સાંભળ્યું છે કે મ્હારા એક આત્મીય કુટુંબની વહુ અહિં દાસીનું કામ કરે છે. બિચારી ઘણી ન્હાની ઉંમરમાંજ વિધવા થઈ હતી. પતિનું ઘર પણ કરી શકી નહોતી. એવી કોઇ બાઈ અત્રે છે કે ?"

" હા છે. નર્મદાનો વિવાહ મોહનપુરમાં થયો હતો. એ સારસ્વત બ્રાહ્મણી છે. તે ન્હાની ઉંમરમાંજ વિધવા થઇ હતી. તમે તેનીજ વાત પૂછો છો કે ?"

" હા હા બરાબર, તેનું નામ નર્મદાજ છે. દેશમાંથી જ્યારે હું અહિં આવ્યો ત્યારે એક દિવસ હું મોહનપુરમાં રહ્યો હતો. નર્મદાના શ્વસુરનું નામ કૃપારામ છે, મ્હારા પિતા કૃપારામ પાસેથી કેટલીક વખત ઉછિના રૂપિયા લેતા હતા. હમણાં મ્હારા પિતા તેમજ કૃપારામ બન્ને સ્વર્ગવાસી થયા છે. પિતૃરૂણ રાખવાનો મ્હારો વિચાર નથી. એ રૂણ અદા કરી દેવુંજ ઉચિત છે. મ્હેં નર્મદાના કાકાસસરાના છોકરાને એ રૂપિયા આપી દેવાનું કહ્યું હતું; પરંતુ તેણે મને એમ કહ્યું કે, " હું એ રૂપિયા લઇને શું કરૂં ? તમે કલ્યાણપુર તો જાઓ છો. ત્યાં જમીનદાર મહાશયને ઘેર નર્મદા કામ કરે છે. ખરી રીતે એજ એના શ્વસુરની વારસ છે તેથી તમે તેનેજ રૂપિયા આપી દેજો."

આથી તમે નર્મદાને એક દિવસે મ્હારી પાસે આવી, તેની લેણી રકમ લઇ જવાને કહેજો."

આવેલી સ્ત્રીએ કહ્યું:-"ઠીક છે, હું હમણાંજ જઇને નર્મદાને કહીશ."

બે દિવસ વીતી ગયા-ચાર દિવસ વીતી ગયા-પરંતુ નર્મદાનું દર્શન થયું નહિ. અઠવાડીઉં વીતી ગયું તો પણ નર્મદા રૂપિયા લેવા આવી નહિ!

ત્યાર પછી એક દિવસ સંધ્યા સમયે કૃષ્ણલાલ પોતાના મકાનની બ્હાર ચટાઇ ઉપર બેસીને ધૂમ્રપાન કરતો હતો. એવામાં એક સ્ત્રીએ આવીને કહ્યું:—"નાજીર મહાશય! છો કે?"

કૃષ્ણલાલ અંતરમાં આનંદિત થયો; પરંતુ તેણે ગંભીરતા ધારણ કરીને પૂછ્યું:—"કોણ છો, તમે?"

"હું જમીનદાર મહાશયને ત્યા દાસીનું કામ કરૂં છું."

"કોણ જમીનદાર મહાશયના ઘરની દાસી કે? આવ, બેસ."

"હું તમારે માટે થોડું ખાવાનું લેતી આવી છું." નર્મદાએ કહ્યું.

"વારૂ, ઘણા આનંદની વાત. હવે કહે જોઇએ કે ત્હારી સાથે નર્મદા નામની કોઈ દાસી કામ કરે છે કે?"

નર્મદાએ પ્રથમ પોતાનો પરિચય આપવાની જરૂર ધારી નહિ. સઘળી હકીકત જાણવામાં આવ્યા પછીથીજ તેણે ઓળખાણ આપવાનું વિચાર્યું. તેણે કહ્યુ:-"કેમ નર્મદાનું શું કામ છે?"

કૃષ્ણલાલે કહ્યુ:-"નર્મદા સાથે મ્હારો સંબંધ છે. મોહનપુરમાં મ્હારા એક સંબંધીને ત્યાંજ તેનો વિવાહ થયો હતો. મ્હારા પિતા અને નર્મદાના શ્વસુર એકજીવ હતા—તેમનો બન્નેનો આત્મા એક હતો."

નર્મદાએ યુક્તિથી પૂછ્યું:-"તમે નર્મદાને કદાપિ જોઇ હતી કે?"

કૃષ્ણલાલ:-હા, ઘણા સમય પહેલાં જોઇ હતી. એ સમયે તેનો વિવાહ થયો નહોતો. એ સમયે તે દશ અગીઆર વર્ષની ઉંમરની હતી. પદ્મપુષ્પ જેવો તો તેનો ચ્હેરો હતો. વિવાહ થયા પછી એક બે વર્ષ વીતતાં ન વીતતાંમાં તો એ વિધવા થઈ ગઇ. મ્હારૂં ભાગ્ય પણ ફુટેલું હતું—મ્હારા નશિબમાં વિધાતાએ સુખ નિર્માણ કરેલું નથી. જેની સાથે જેનો સંબંધ જોડવાનો વિધાતાએ નિશ્ચય કર્યો હોય છે એ નિશ્ચયને કોણ ફેરવી શકે છે? નહિ તો નર્મદા વિધવા થાય ખરી? મ્હારે પણ આટલું બધું દુઃખ વેઠવું પડે ખરૂં?

આમ કહીને કૃષ્ણલાલે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. છેલ્લાં એ વાક્યોનો અર્થ નર્મદા સ્પષ્ટતાથી સમજી શકી નહિ, તેથી તેણે પૂછ્યું:–
" તમે આમ કેમ બોલો છો ?"

કૃષ્ણલાલે પુનઃ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" એ વાત સાંભળવાથી હવે શો લાભ છે? જે થઇ ગયું છે તે કાંઇ હવે ન થયું થનાર નથી."

" શું થઇ ગયું છે ?"

" તું સાંભળીને શું કરીશ ? વળી એ વાત જો તું નર્મદા પાસે જઇને કહે તો તેને પણ માઠું લાગે !"

નર્મદાનું કુતુહલ વધી ગયું. તેણે કહ્યુ:–" ના, હું નર્મદાને એક પણ અક્ષર કહીશ નહિ. કદાપિ કહીશ નહિ. તમારા સમ ખાઇને કહું છું કે, કહીશ નહિ–કહો કહો, શું થઇ ગયું છે ?"

આમ કહીને નર્મદા નીચે બેઠી, એટલે કૃષ્ણલાલે કહ્યું:–" નર્મદાની સાથે પ્રથમ મ્હારો વિવાહ થવાની વાત ચાલતી હતી. બધી વાત નક્કી જેવીજ હતી; પરંતુ પાછળથી કેટલીક અડચણ ઉભી થઇ અને તેનો વિવાહ મ્હારી સાથે નહિ થતાં મોહનપુરના કૃપારામના પુત્ર સાથે થયો. મ્હારો વિવાહ પણ મ્હારા પિતાએ બીજે ઠેકાણે કરી નાખ્યો. થોડા દિવસ પછી નર્મદા વિધવા થઇ ગઇ. એ અરસામાં મ્હારી સ્ત્રી પણ મરી ગઇ. નહિ તો જો એ સમયેજ તેનો મ્હારી સાથે વિવાહ થયો હોત તો અમારી બન્નેની આવી દુર્દશા થાત કે ? કેવું કમભાગ્ય !"

કૃષ્ણલાલનાં વચનો સાંભળી નર્મદા મૌન ધારણ કરી બેસી રહી. કૃષ્ણલાલને તેણે સારો માણસ ધાર્યો. કૃષ્ણલાલનાં વચનો ગમે તે કારણથી નર્મદાને ઘણાં ગમ્યાં. આજકાલ સ્ત્રીઓ પોતાના સૌન્દર્યની અન્ય માણસને મુખે પ્રશંસા સાંભળી અતિ પ્રસન્ન થાય છે. કૃષ્ણલાલે બાલ્યાવસ્થામાં નર્મદાનો ચ્હેરો પદ્મપુષ્પ જેવો હતો એમ કહ્યું તેથી નર્મદા સર્વિશેષ પ્રસન્ન થઇ. નર્મદાની પ્રાપ્તિ નહિ થયાથી નિરાશ રહેનાર–પોતાને ચ્હાનાર એક માણસ છે એમ નર્મદાને લાગ્યું.

નર્મદાએ વિચાર્યું કે હવે પરિચય આપવો ઉચિત છે કે નહિ ? ઓળખાણ આપ્યા સિવાય કૃષ્ણલાલ રૂપિયાની વાત કેવી રીતે કાઢશે? પરંતુ કૃષ્ણલાલનાં વચનો સાંભળી નર્મદાને પોતાની ઓળખાણ આપતાં શરમ આવવા લાગી; તેથી તેણે કહ્યું:—" કેટલા દિવસથી તમારી સ્ત્રી મરી ગઇ છે ?"

" ઘણા સમયથી."

"બાળબચ્ચાં છે કે?"

"ના, એકે નથી!"

"ત્યારે તમે પુનર્વિવાહ કર્યો નથી?"

"ના."

"કારણ?"

"આટલી ઉંમરે હું પુનર્વિવાહ કરૂં? મ્હારી ઉંમર લગભગ ૪૨ વર્ષની છે. આટલી ઉંમરે એક ન્હાની છોકરી સાથે વિવાહ કરી હું તેનો અવતાર બગાડું કે? આજકાલ જો કે વિવાહનું બાઝાર ઘણું સસ્તું છે; પરંતુ ધર્મદૃષ્ટિએ હવે મ્હને પુનર્વિવાહ કરવો ઇષ્ટ લાગતો નથી."

સ્મિત હાસ્ય કરી નર્મદાએ કહ્યું:-"નર્મદાનું તમારે શું કામ છે?"

"એને મ્હારે થોડા રૂપિયા આપવાના છે."

"કેટલા રૂપિયા?"

"એ નર્મદા આવશે એટલે તેનેજ કહીશ. વ્યાજ સાથે કેટલી રકમ થઇ છે તેનો હિસાબ કરવાનો છે."

નર્મદાએ ત્રુટક સ્વરે કહ્યું:-"મ્હારૂં નામજ નર્મદા છે!"

કૃષ્ણલાલે આશ્ચર્યયુક્ત ભાવ બતાવીને કહ્યું:-"હેં! તુંજ મ્હારી નર્મદા છે કે? જોઉં જોઉં-ત્હારૂં મ્હોં!" આમ કહીને કૃષ્ણલાલ નર્મદા પાસે આવી તેનું મ્હોં જોવા લાગ્યો. પછીથી તેણે કહ્યું:-"બરાબર, એજ આંખો, એજ નાક અને એજ મ્હોં છે. ઘણાં વર્ષથી મ્હેં તને જોયલી નહિ હોવાથી હું તને કેવી રીતે એકાએક ઓળખી શકું? જેવું મ્હારૂં કમભાગ્ય! તેને તું શું કરે?"

નર્મદાએ વાત ફેરવીને કહ્યું:-"રૂપિયા આપવાના હોય તો હિસાબ કરી જુઓને!"

કૃષ્ણલાલે કહ્યું:-"ઠીક ઠીક, શાન્તિથી બેસ." આમ કહીને તે ઘરમાંથી એક ચોપડી બ્હાર લઇ આવ્યો.. ચસ્માં પહેરી, દીવાની સહાયતાથી તેણે ચોપડી તપાસી જોઇ. પછી તેણે કહ્યું:-"જો, ત્હારા શ્વસુરે મ્હારા પિતાને ચાર રૂપિયા આપ્યા હતા. એ આજે વીસ વર્ષ ઉપરની વાત છે. જો એક રૂપિયાનું મહિને અડધો પૈસો વ્યાજ ગણીએ તો-"

નર્મદા વચ્ચેજ બોલી ઉઠી:-"અડધો પૈસો કેમ? અમે રૂપિયે બે પૈસા વ્યાજ લેવાના કરી રૂપિયા આપીએ છીએ. વળી કોઇ કોઇની પાસેથી ચાર પૈસા પણ લઇએ છીએ."

કૃષ્ણલાલે કહ્યું:—"નર્મદા! જો સાંભળ, ત્હારા શ્વસુરે જ્યારે મ્હારા પિતાને આ ચાર રૂપિયા આપ્યા હતા ત્યારે તેમની વચ્ચે વ્યાજ



"બરાબર, એજ આંખો, એજ નાક અને એજ મ્હોં છે."

પૃષ્ઠ ૮

સંબંધી કશી વાતચિત થઇ નહોતી. હું માત્ર મ્હારો ધર્મ વિચારીને રૂપિયે અડધો પૈસો વ્યાજ ગણું છું. અડધો પૈસો વ્યાજ ગણતાં દર મહિને બે પૈસા થયા–વર્ષના છ આના થયા–વીસ વર્ષના–એક સો વીસ આના એટલે સાત રૂપિયા આઠ આના થયા–એટલે મૂળ ચાર રૂપિયા એમાં ઉમેરતાં અગીઆર રૂપિયા આઠ આના વ્યાજ સાથે થાય છે. એમાં આઠ આના છુટ મૂકી દઇએ એટલે મ્હારે તને ચોખ્ખા અગીઆર રૂપિયા આપવાના રહ્યા, કેમ ખરૂં ને ?"

નર્મદા:—હું શું કહું ? તમે ધર્માત્મા છો. ધર્મને અનુસરી જેમ ઠીક લાગે તેમ કરો.

કૃષ્ણલાલ:—તું ખરૂં કહે છે. જો હું ધર્માત્મા ન હોત તો આ રૂપિયાની વાત તને કહેત શા માટે ? તું ક્યાં આ વાત જાણતી હતી ? પરંતુ ધર્મથી હું ઘણો ડરૂં છું. મ્હારૂં ગળું કોઇ કાપી નાખે તો પણ મ્હારાથી અધર્મ કાર્ય કરી શકાય તેમ નથી ! બેસ, હું પેટીમાં જોઇ આવું–રૂપિયા છે કે નહિ !

ઘરમાં જઇ પેટી ઉઘાડી પુનઃ બંધ કરી, કૃષ્ણલાલે બ્હાર આવીને કહ્યું:—" નર્મદા ! બધા રૂપિયાની વ્યવસ્થા હમણાં થઇ શકે તેમ નથી. છ રૂપિયા છે તે હમણાં લઇ જા. બીજા રૂપિયા આવતી કાલે આ વખતે આવીને લઇ જજે.

નર્મદાએ છ રૂપિયા લઈ અંગુઠા પર ખખડાવી જોયા. પછીથી તેણે કહ્યું:–" બીજા રૂપિયા કાલે આ વખતે ચોક્કસ આપશોને ?"

" ચોક્કસ આપીશ–ત્હારા હક્કના પૈસા ક્યાં જવાના છે ? "

પછીથી નર્મદા જે ખાવાનું લાવી હતી તે ખાતાં ખાતાં કૃષ્ણુલાલે કહ્યું:—" નર્મદા ! ખાવાનું તો ઘણું સ્વાદિષ્ટ છે. રસોઇ બનાવવામાં ત્હારી આગળ સાક્ષાત્ સૈરંધ્રી પણ કાંઇ ગણનામાં નથી ! "

" એવી ખોટી પ્રશંસા શા માટે કરો છો ?" નર્મદાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું.

" ના ના. ત્હારા સમ ખાઇને કહું છું કે, ફક્કડ ખાવાનું બનાવ્યું છે ! વારૂ, હવે ઘરમાંથી એક લોટો પાણી ભરી લાવીશ કે ?"

રોકડા છ રૂપિયા મળ્યાથી નર્મદાનું મન પીગળી ગયું હતું. તેણે એક લોટામાં પાણી ભરી લાવી કૃષ્ણુલાલ પાસે મૂક્યું. કૃષ્ણુલાલે પાણીનો એક ઘુંટડો ગળે ઉતારી નર્મદા તરફ ટગર ટગર જોઇ રહીને કહ્યું:–"મ્હારા ફૂટેલા નશિબમાં ઇશ્વરે આટલું પણ સુખ લખ્યું હશે !"

આ વાક્ય સાંભળી ફરીથી સ્મિત હાસ્ય કરી નર્મદા ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૧૦ મું.

## આશ્રયપ્રાપ્તિ.

શાન્તિલતાનો ત્યાગ કરી સ્નેહલતા આશ્રય મેળવવાને માટે પગે ચાલતી મહા કષ્ટે ત્રીજે દિવસે રાધનપુરમાં જઇ પહોંચી. હવે તે રાધનપુરમાં શા માટે આવી હતી તેનો અમે અત્રે ઉલ્લેખ કરીશું.

મુંબાઇના એક દૈનિક વર્ત્તમાનપત્રમાં "શિક્ષિકા જોઇએ છીએ." એવી હકીકતની જાહિરાત સ્નેહલતાએ વાંચી હતી. એ સંબંધી રૂબરૂમાં યાતો પત્રદ્વારા ખુલાસો કરવાનું જણાવેલું હતું. સ્નેહલતાએ એ જાહિરખબર વાંચીને વર્તમાનપત્ર ઉઘાડી જોયું તો શ્રીયુત હરિપ્રસાદ પંડયાએ એક કન્યાશાળા સ્થાપ્યાની હકીકત, તથા તે સાથે તેમનું ટૂંક જીવનચરિત્ર તેના વાંચવામાં આવ્યું હતું આ જાહિરાતમાં દર્શાવેલી જગ્યા મેળવવાના ઉદ્દેશથીજ સ્નેહલતા રાધનપુર આવી હતી.

ત્રીજે દિવસે સંધ્યાકાળના અરસામાં સ્નેહલતા રાધનપુરની સીમામાં જઇ પહોંચી. રાધનપુરમાં તે પહેલાં પણ એક બે વખત આવેલી હોવી જોઇએ; કેમકે ગામમાં પ્રવેશ કરતાંજ બે ચાર ગલીઓ વટાવીને તે એક મકાન પાસે જઇ પહોંચી, તથા તેણે એ ઠેકાણે "ચંચળબ્હેન અહિં રહે છે કે ?" એવો પ્રશ્ન પૂછ્યો.

ઘરમાંથી 'હા' ઉત્તર સાંભળતાંજ સ્નેહલતા ઓટલા ઉપર પોતાની પોટલી મૂકીને બેસવા જતી હતી, એવામાં ચંચળજ ઘરમાંથી "તમે કોણ છો ? કયાંથી આવો છો ?" એવા પ્રશ્નો પૂછતી બ્હાર આવી. સ્નેહલતાએ "હું ગોવિંદપુરથી આવું છું તથા કાળિકાબ્હેને મ્હને તમારે ત્યાંજ ઉતરવાનું કહ્યું છે. હું તેમનો પત્ર લઇ આવી છું." એમ કહ્યું.

"એમ કે ? ગોવિંદપુરની કાળિકા તરફથી તમે આવ્યાં છો કે ? કાળિકા ખુશીમાં છે ને ?" ચંચળે પૂછ્યું.

સ્નેહલતાએ ચંચળના હાથમાં એક પત્ર મૂકયો; એટલે ચંચળે કહ્યું:—"પત્રને શું કરવો છે ? વળી પત્ર વાંચનાર પણ કોણ છે ? કાળિકાનું અને મ્હારૂં પિયર સાથેજ આવેલું હોવાથી અમારો બાલ્યાવસ્થાથી એક બીજાંની સાથે ઘણો સ્નેહ છે. બાલ્યાવસ્થામાં કાળિકા ઘણી તોફાની છોકરી હતી. સંસારમાં પડયા પછી ધીમે ધીમે સુધરી

છે! લગ્ન થયા પછી ચોથે વર્ષે તે મ્હને મળી હતી. તેની ગુલાબ સારી છે કે?"

"હા, ગુલાબ અને ચંપા બન્ને મજામાં છે." સ્નેહલતાએ ઉત્તર આપ્યો.

સ્નેહલતા સમયાનુસાર હકાર ને નકારમાં ઉત્તર આપ્યા કરતી હતી. અલ્પકાળમાંજ સ્નેહલતા ચંચળના સ્વભાવથી માહિતગાર થઈ ગઈ. પોતાની નમ્રતાથી, મધુર વાણીથી તથા આર્જવથી તે ચંચળના પ્રેમને પ્રાપ્ત કરી શકી. ચંચળ બહુબોલી, નિષ્કપટી, પરંતુ ક્રોધી સ્વભાવની સ્ત્રી હતી. તેના ઘરમાં તે તેમજ તેના આઠ દશ વર્ષની ઉમરના પુત્ર સિવાય બીજું કોઇ માણસ નહોતું. ચંચળના પતિ સ્વર્ગસ્થ થયા છે એવું સ્નેહલતા આવતાંની સાથેજ જાણી શકી હતી. ઘર મ્હોટું હતું; તેથી ભાડાની આવક સારી હતી. એ ઉત્પન્નમાંથી માતા-પુત્રનો ઉદરનિર્વાહ સારી રીતે ચાલીને એ પૈસાનો બચાવ પણ થતો હતો.

ત્હાંજે જમતી વખતે પોતાના હેતુ સંબંધીની માહિતી મેળવવાના વિચારથી સ્નેહલતાએ પૂછ્યું:—"મ્હેં એમ સાંભળ્યું છે કે અહિંના એક શ્રીમંત ગૃહસ્થે કન્યાશાળા સ્થાપી છે એ વાત ખરી છે?"

બહુબોલી ચંચળે કહ્યું:—"હા, આજકાલ લોકોને એક પ્રકારનો નાદ લાગ્યો છે. શું સ્ત્રીઓને ભણાવ્યા ગણાવ્યા સિવાય દેશની સુધારણા ન કરી શકાય કે?!"

સ્નેહલતાએ હાસ્ય કર્યું. ચંચળે પૂછ્યું:—"એ શાળા સ્થાપનાર ગૃહસ્થને તમે ઓળખો છો કે?"

ચંચળે ઉત્તર આપ્યો:—"હા, હરિપ્રસાદ પંડયા નામનો એક મ્હોટો વ્યાપારી છે તેણે એ શાળા સ્થાપન કરી છે. એ હરિપ્રસાદ આઠ દશ વર્ષ ઉપર જ્યારે આ ગામમાં આવ્યો ત્યારે તે એક મારવાડીની માફક માત્ર દોરી લોટો લઇને આવ્યો હતો. અહિં આવ્યા પછી એક શાહુકારને તેણે બળતા ઘરમાંથી બચાવ્યો. એ શાહુકારે તેને પ્રથમ થોડી ઘણી મદદ કરી હતી; પરંતુ હમણાં તો એ હરિપ્રસાદે એટલી બધી સંપત્તિ મેળવી છે કે, તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેની ચિંતામાં એ પડયો છે. તેથીજ એ કોઇ ઠેકાણે દવાખાનું કાઢે છે, કોઇ ઠેકાણે કૂવો તળાવ ખોદાવે છે તો કોઇ ઠેકાણે શાળા સ્થાપન કરે છે; આમ છતાં જો કોઇ ભિખારી તેને બારણે ભિખ માગવા જાય છે તો તે એમજ કહે છે કે, "તું હજી ઘણો બળવાન્ છે તને મજુરી કરતાં શું થાય છે? ફોકટ ભિખ માગી બીજાએ દુઃખ વેઠીને મેળવેલો માલ ખાવાની ઇચ્છા શા માટે રાખે છે?"

"પરંતુ માત્ર આટલાં દશ વર્ષમાં તેણે એટલી બધી સંપત્તિ શી રીતે મેળવી?" સ્નેહલતાએ વર્ત્તમાનપત્રમાં પ્રશંસિત થયેલા હરિપ્રસાદનું ટૂંક જીવનચરિત્ર વાંચ્યું હતું તો પણ તેણે ખાનગી બાતમી મેળવવાના હેતુથી પૂછ્યું.

"કોણ જાણે! લોકો તો એમ કહે છે કે તેણે ઘણી મહેનત કરીને આટલી બધી સંપત્તિ મેળવી છે."

"મહેનત કરીને તે વળી આટલી બધી સંપત્તિ મેળવી શકાય કે? કાંઇ સંપત્તિના ઢગલા કરેલા હતા કે તે ધર્મરાજાની માફક રાત્રિદિવસ ઉપાડી લાવ્યો?!" સ્નેહલતાએ હસીને પૂછ્યું.

"ના ના, એમ નથી. તેણે અહીં આવીને પેલા શાહુકારની સહાયતાથી ગાંધીની દુકાન કાઢી. તેની દુકાનનો માલ બીજી દુકાનો કરતાં સસ્તો તેમજ સારો હોવાથી તેની ઘરાકી વધી ગઇ. વળી તે પ્રામાણિકતાથી પોતાનાં ઘરાકોને ઘેર બેઠે સારો માલ પહોંચાડતો હતો. ઘેર બેઠે ઉંચો તેમજ બજાર કરતાં સસ્તો માલ મળે એટલે કોણ ન મંગાવે? વળી તેની દુકાને હમ્મેશાં એકજ ભાવ રહેતો. એક ન્હાના છોકરાને માલ લેવા મોકલીએ તો પણ છેતરાઇ જવાની શંકા રહેતી નહિ. આથી બીજા વ્યાપારીઓની દુકાનો એક વર્ષમાંજ બેસી ગઇ અને તેથી તેની કમાણી પુષ્કળ વધી ગઇ. પછીથી તેણે ગરીબ ખેડૂતોને વર્ષાઋતુમાં બી માટે સારૂં અનાજ સસ્તે ભાવે આપવા માંડયું. કેટલાક ગરીબ લોકોની પાસેથી જમીન ખરીદી લઇ, તેમને તેમનો નિર્વાહ ચાલે એટલા પૈસા આપી ખેતી કરાવવા માંડી. આ ખેતીના કામકાજમાં તે ઘણું કમાયો. અહિં આવ્યા પછી ચોથે વર્ષે તેની દુકાન તો ચાલુજ હતી; પરંતુ તે સિવાય બસો ખાંડી ઘઉં સિલ્લકે હતા એમ લોકો કહે છે."

"બસો ખાંડી ઘહું એટલે લગભગ બાર કે પંદર હજાર રૂપિયાના! પરંતુ બીજાં છ વર્ષમાંજ તેમણે આટલી બધી સંપત્તિ કેવી રીતે મેળવી? કાંઇ કિમિયો તો નથીને?" સ્નેહલતાએ આશ્ચર્ય દર્શાવીને પ્રશ્ન કર્યો.

"હમણાં થોડા વર્ષથી તેણે એક પેઢી કાઢી છે. એ પેઢીમાં ઘણાં માણસો પોતાના પૈસા મૂકી આવે છે વળી મુંબાઇમાં પાંચ દશ મ્હોટા વ્યાપારીઓ લોકોના વીમા ઉતારે છે તેજ પ્રમાણે આ હરિપ્રસાદ શેઠ પણ વીમા ઉતારે છે. સોથી માંડીને હજાર રૂપિયા સુધીનો વીમો હરિપ્રસાદ ઉતારે છે. વીમાની મુદત પૂરી થતાં પહેલાં જો રૂપિયા ભરનાર માણસ મરી જાય છે તો પણ તેણે જેટલી રકમનો વીમો

ઉતરાવ્યો હોય છે તેટલા રૂપિયા તેના વારસને મળે છે અને મુદત પૂરી થતા સુધી જો તે માણસ જીવતો રહે છે તો તેનેજ વ્યાજ સાથે ભરેલી રકમ મળે છે. હરિપ્રસાદ આ કામ એક મ્હોટી વિમા કંપની તરફથી કરે છે. તેણે આ ગામના તેમજ આસપાસનાં બીજાં ગામોનાં માણુસોના મળી લગભગ એક હજાર વીમા ઉતારી એ વીમા-કંપનીને ઘણો ફાયદો કરી આપ્યો છે. પછીથી એ વિમાકંપની હરિ-પ્રસાદને રાજી કેમ ન કરે ? એ કંપની તરફથીજ દર મહિને તેને પાંચસો રૂપિયા મળે છે. આવી આવી અનેક પ્રકારની આવક હોવાથી તેઓ શ્રીમંત થઇ જાય એમાં શું આશ્ચર્ય ? વળી હમણાં તો હરિપ્રસાદે એક કાપડનું કારખાનું કાઢયું છે! એ કારખાનામાં અસંખ્ય માણુસો મજુરી કરે છે. એ કારખાનાની આવક પણ પુષ્કળ છે."

આવી રીતે સ્નેહલતા અને ચંચળ રાત્રે હરિપ્રસાદની વાત-ચિત કરતાંજ સૂઇ ગયાં; પરંતુ સ્નેહલતા નિદ્રાધીન થઇ શકી કે ? ચંચળ પોતાના નિદ્રાધીન થયેલા પુત્રના બરડા પર વારંવાર હાથ ફેરવતી હતી અને કેટલીક વખત પ્રેમથી તેના અધરોષ્ઠ પર ચુંબન કરતી હતી. આ પ્રકાર જોવામાં આવતાં સ્નેહલતાનું હૃદય ભરાઈ આવતું હતું. તેની આંખોમાંથી આંસુઓ ઉભરાઇ જતાં હતાં. તે શય્યામાં જળ વિના તડફડતી માછલીની માફક તડફડતી હતી. તે સ્વગત વિચારો કરતી હતી કે " મ્હારી શાન્તિને હવે હું કયારે મળી શકીશ ? ચંચળ જેવી રીતે પોતાના પુત્રને હૃદય સાથે ચાંપીને સૂઇ રહી છે તેવી રીતે હું મ્હારી શાન્તિને હૃદય સાથે ચાંપીને કયારે સૂઇ રહીશ ? "

આવા વિચારોમાં સ્નેહલતાને નિદ્રા આવી નહિ. ચંચળ, સ્નેહ-લતાની આવી સ્થિતિને સમજી શકી નહિ.

બીજે દિવસે ચંચળે સ્નેહલતાને તળાવ ઉપર કપડાં ધોવા મો-કલી. સ્નેહલતા વિનયી તેમજ કર્ત્તવ્યપરાયણા સ્ત્રી હોવાથી તે ધોવાનાં કપડાં લઇને તળાવ ઉપર ગઇ.

તળાવ ઉપર બીજી ઘણી સ્ત્રીઓ કપડાં ધોવા તેમજ પાણી ભર-વાને આવેલી હતી. કેટલીક સ્ત્રીઓ આવતી હતી ત્યારે કેટલીક પાણી ભરીને યા તો કપડાં ધોઇને ચાલી જતી હતી. તળાવ પર પુરૂષવર્ગ જણાતો નહોતો. આથી સ્ત્રીઓની વકતૃતા સ્વચ્છંદતાથી ચાલ્યા કરતી હતી. પોતાના મહોલ્લાની, ગામની તેમજ જગતની અનેક બાબતો સંબંધીની ચર્ચા તળાવ તથા કૂવા ઉપર અધિકારયુક્ત વચનોથી થાય છે. અસંખ્ય ગુપ્ત બાબતોની ચર્ચા પણ એ સ્થળે થાય છે.

તળાવ તેમજ કૂવા ઉપર પ્રત્યેક્ સ્ત્રી વક્તાજ હોય છે. પોતાની કમર ઉપરના ઘડાની માફક અગર તો ધોવાનાં કપડાં ઉંચકેલાં હોય તે પ્રમાણે પ્રત્યેક્ વ્યક્તિ બાતમીનો ભાર તેના વિવાદ સાથે ઉંચકીને આવે છે! આ સમયે પણ તેમજ હતું.

સ્નેહલતા અજાણી હોવાથી તે બીજી સ્ત્રીઓના વાદવિવાદમાં શામીલ થઇ નહિ. તે માત્ર સઘળી સ્ત્રીઓની ચર્ચા સાંભળ્યા કરતી હતી. તે ધોતી હતી એવામાં એક મ્હોટી ઉંમરની સ્ત્રીએ તેને કહ્યું:- "બ્હેન! તમે કોઇને ત્યાં મહેમાન આવ્યાં છો કે શું? તમને બરાબર ધોતાં આવડતું નથી!"

"હું સૌથી અજાણી છું તેથી જો બરાબર ધોવા જઉં ને કોઇના શરીર પર છાંટા ઉડે તો મ્હારે બે શબ્દ સાંભળવા પડે તેથીજ હું કપડાં જેવાં ધોવાય તેવાં ધોઇ નાંખું છું." સ્નેહલતાએ નમ્રતાથી કહ્યું.

"છાંટા ઉડે તો તેથી શું થઇ ગયું? તમે કોઇ પણ જાતનો સંકોચ રાખ્યા સિવાય ધુઓ. જુઓને પેલી કમળા કેવા ઝપાટાથી કપડાં ધુએ છે!"

સ્નેહલતાએ કમળા તરફ જોયું તો તે કોઇની પરવાહ રાખ્યા સિવાય ચારે તરફ પાણી ઉડાવીને કપડાં ધોતી હતી. તેની પાસે ઉભી રહીને એક સ્ત્રી પાણી ભરતી હતી. એ સ્ત્રીએ કમળાને ઉદ્દેશીને કહ્યું:-" કમળાબ્હેન! હમણાં થોડો વખત ધોવાનું બંધ રાખી મ્હને પાણી ભરી લેવા દો તો સારૂં. મ્હારે દેવપૂજાને માટે પાણી લઇ જવું છે."

આ વચનો તરફ દુર્લક્ષ્ય કરી કમળાએ કહ્યું:-"જ્યારે હરિપ્રસાદે આ તળાવ ખોદાવ્યું ત્યારે તેઓ જાણતા નહોતા કે, આ તળાવ ઉપર સરસ્વતી પાણી ભરવા આવનાર છે;-નહિ તો તેમણે તમારી અલગ વ્યવસ્થા કરી રાખી હોત!"

ગંગા નામની એક સ્ત્રીએ કમળા તરફ જોઇને કહ્યું:-પણ કમળાબ્હેન! આજે આટલી બધી ઉતાવળ કેમ કરો છો? આજે ઘરમાંથી વ્હેલા કામ પર જવાના છે કે શું?"

કમળાએ પોતાનું કામ ચાલુ રાખીનેજ કહ્યું:-"હા બ્હેન! સરકારી નોકરી કરતાં પણ આ હરિપ્રસાદ પંડ્યાની નોકરી ઘણી કઠિણ છે. આજે કલેક્ટર કે કોઇ બીજા સાહેબ નિશાળ તેમજ કાપડનું કારખાનું જોવા આવવાના છે; તેથી આજે તેમને કચેરીમાં વ્હેલા જવાનું છે."

એટલામાં એક બીજી સ્ત્રીએ તદ્દન ગંભીર મુદ્રાથી ખાસ

હકીકત કહેવાના આવિર્ભાવથી કહ્યું:–" મ્હેં તો મ્હારા ઘરમાંથી એમ સાંભળ્યું છે કે હરિપ્રસાદને રાવ બહાદુરની પદવી મળનાર છે; તેથીજ કલેકટર કે બીજા કોઈ સાહેબ આવવાના છે; કેમ ખરૂંને કમળા-બ્હેન ?"

એક નવી આવેલી રમણીએ કહ્યું:–" મ્હેં તો એમ સાંભળ્યું છે કે કેસ ચલાવવાનો અધિકાર લેવાને હરિપ્રસાદ તૈયાર છે કે કેમ તે પૂછવાનેજ સાહેબ આવનાર છે !"

ગંગા નામની સ્ત્રીએ કહ્યું:–" હરિપ્રસાદ હવે પદવીઓ મેળવવાને વ્યાકુળ બની ગયા છે; તેથીજ તેઓ સાહેબ લોકોને બોલાવી તેમને પાન સોપારી આપી પોતાનું દાનશૂરત્વ પ્રદર્શિત કરે છે !"

થયું, ગંગાના આ વચનોથી સઘળી ચર્ચાનો પ્રવાહ પલટાઇ ગયો. હવે હરિપ્રસાદની વિરૂદ્ધ ચર્ચા થવા લાગી. કોઇએ કહ્યું:–" છોકરો નથી, છોકરી નથી, તેથી આટલી બધી સંપત્તિનો કોઇ પણ રીતે ઉપયોગ તો કરવો જોઇએને ? મરી ગયા પછી, પાછળ ક્યાં બીજું કોઇ ખાનાર છે ?" બીજી એક સ્ત્રી બોલી ઉઠી:–" અતિથિ, વૈરાગી, ભટ્ટ, ભિક્ષુક, ભિખારી વગેરે દીન દરિદ્ર માણસોને જે હરિપ્રસાદ એક મુઠી અનાજ આપી શકતો નથી તેની પાછળ તેની સંપત્તિ કૂતરાંઓ-નાજ મ્હોમાં જશે ! દવાખાનાં કાઢવાં, શાળાઓ સ્થાપવી, તળાવો બંધાવવાં એ બધું કીર્ત્તિ પ્રાપ્ત કરવા માટે છે. એથી કાંઇ પુણ્ય પ્રાપ્ત થતું નથી." વળી ત્રીજી એક સ્ત્રીએ કહ્યું:–" એ તો ધર્મને નામે બધાં ધતીંગજ થાય છે. સરકાર દરબારમાંથી માનપાન મેળવી પોતાનો ધંધો યથાસ્થિત ચલાવવાને માટેજ એ આવા ઢોંગ કરે છે !"

બીજી એક સ્ત્રીએ પોતાના ગાલ ફુલાવી ગંભીર સ્વરે કહ્યું:–" અમારા ઘરમાંથી આજકાલ કરતાં બાર વર્ષથી નોકરી કરે છે અને દરરોજ કચેરીમાં બાર બાર કલાક કામ કરે છે તો પણ પચાસ રૂપિયાના પંચાવન રૂપિયા થતા નથી અને આ ઠગાઇનો ધંધો કરનાર હરિપ્રસાદનું કિસ્મત તો જુઓ ! તે ગાદીપર ટાંટીઆ પહોળા કરીને બેસી રહે છે તો પણ લાખો રૂપિયા કમાય છે ! એ પૈસા આવતા હશે ક્યાંથી ?" વળી એક બીજી સ્ત્રીએ કહ્યું:–" એમાં અવશ્ય કશી મંત્રવિદ્યા હોવી જોઇએ !" વળી એક બીજી સ્ત્રી મ્હોં મરડીને બોલી:–દશ વર્ષ ઉપર જે રસ્તે રખડતો ભિખારી હતો, જેને એક મુઠી અનાજ મેળવવાને અડચણ વેઠવી પડતી હતી. તથા જે હરિયા નામથી ઓળખાતો હતો તે હવે હરિપ્રસાદ બની ગયો છે !" વળી એક અન્ય સ્ત્રીએ કહ્યું:–

" હરિપ્રસાદ થયો તેથી શું કાંઇ જાતિસ્વભાવ જાય કે ? દોરડીને બાળી નાખીએ તો પણ તે તેનો વળ મૂકે કે ? હરિપ્રસાદ શ્રીમંત થયો તો પણ તેની સ્વભાવસિદ્ધ કૃપણતા દૂર થઇ નથી. તે હજી કૃપણજ રહ્યો છે ! તેની આવી શ્રીમંતાઇને છાજે એવો પોષાક સુદ્ધાં તે પહેરતો નથી. તે માત્ર ખાદીનાંજ કપડાં પહેરે છે! એ તો ભિખારીને ભિખારીજ રહ્યો ! " બીજી એક સ્ત્રીએ કહ્યું:-"હરિપ્રસાદને લખતાં વાંચતાં આવડતું નથી તેથી હમણાં તેણે એક માસ્તર રાખ્યો છે ! "

બિચારા હરિપ્રસાદ ઉપર આવી બીજી કેટલી અવાચ્ય ચર્ચા થઇ હશે તેની કોઇને કલ્પના આવી શકશે કે ? જ્યારે મહિલામંડળમાં હરિપ્રસાદ સંબંધી હમ્મેશાં આવા પ્રકારની ચર્ચા ચાલતી હતી ત્યારે પુરૂષમંડળમાં પણ તેમના સંબંધી થોડી ઘણી ચર્ચા ચાલતી હતી. જેમને હરિપ્રસાદ પાસેથી થોડી ઘણી સહાયતા મળી હતી તેઓજ માત્ર તેમના પ્રશંસકો હતા બીજા ઘણાખરા પુરૂષો તો તેમના નિંદકોજ હતા. તેઓ શ્રાદ્ધપક્ષ, શનિવાર કે એકાદશી નહિ કરતા હોવાથી ભટ્ટ ભિક્ષુકો તેમને નાસ્તિક કહેતા હતા. તેમને ધર્મબહિષ્કાર કરવાની ખટપટ પણ પાખંડી પુરોહિતોએ કરી હતી; પરંતુ તેમાં તેમનો હેતુ સફળ થયો નહોતો. અતિથી, વૈરાગી અને ભિખારીઓ તેમને દુષ્ટ તથા દરિદ્રના નામથી નવાજતા. વ્યાપારીઓ, તેમનો વ્યાપાર ધંધો ઘણો સારો ચાલતો જોઇને તેમને લુચ્ચા વ્યાપારીની ઉપમા આપતા હતા. જ્યારે હરિપ્રસાદ ધાર્મિક કાર્યોમાં કાંઇ મદદ કરતા તો તેમના નિંદકો તેમને રાજસધર્મ-માનમરતબો તેમજ પદવીઓ જોઇએ છીએ, એમ કહેતા હતા. આવી રીતે જગતના લોકો કોની નિંદા કરતા નથી ? સારા યા તો ખોટા માણસની નિંદા થતી આપણે જગતમાં સર્વત્ર જોઇ શકીએ છીએ.

આ સઘળી ટીકા સ્નેહલતા લક્ષ્યપૂર્વક સાંભળી રહી હતી. કપડાં ધોઇ રહ્યા પછી તે તળાવ પરથી ચાલતી થઇ. ચંચળે અને તેણે સહભોજન કર્યું, તથા તે જે ઉદ્દેશથી રાધનપુર આવી હતી તે ઉદ્દેશ પાર પાડવાને માટે બરાબર અગીઆર વાગ્યે ઘરની બ્હાર નીકળી પડી.

સંધ્યા સમયે સ્નેહલતા પાછી આવી તથા ચંચળની સાથે વાતચિત કરતાં તેણે કહ્યું:-" હું જે હેતુથી અત્રે આવી છું એ હેતુ સફળ થયો છે-મ્હને નોકરી મળી છે. આવતી કાલથી હું નોકરી ઉપર હાજર થઇશ."

ચંચળે આશ્ચર્યથી પૂછ્યું:–" તમે નોકરી કરશો ? શાની નોકરી કરશો ?"

સ્નેહલતાએ ઉત્તર આપ્યો:—" હરિપ્રસાદે એક કન્યાશાળા સ્થાપી છે ને ? એ કન્યાશાળામાં મ્હારે નોકરી કરવાની છે. મ્હને દર મહિને વીસ રૂપિયા પગાર મળશે. મુખ્ય માસ્તરાણીએ મ્હને આવતી કાલે દશ વાગ્યે નિશાળમાં હાજર થવાનું કહ્યું છે.

ચંચળે પૂછ્યું:—" ત્યારે તમે પણ માસ્તરાણી છો કે શું ? પગાર વીસ રૂપિયા કર્યો છે કે ? તમે મ્હારા મોહનને ભણાવશો કે ?"

સ્નેહલતા:—હા, શા માટે ના ભણાવું ? મોહન ઉપર આ ટૂંક સમયમાં મ્હને એટલો સ્નેહ ઉપજ્યો છે કે હું અહિંથી અન્યત્ર રહેવા સુદ્ધાં પણ જઇ શકું તેમ નથી.

ચંચળે સ્નેહલતાના મુખ તરફ જોઇ રહીને કહ્યું:—" પરંતુ તમારી જમવાની વ્યવસ્થા તમે ક્યાં કરશો ? મ્હેં એમ સાંભળ્યું છે કે, ભણેલી ગણેલી માસ્તરણો તો હાથે ખાવાનું બનાવતી નથી."

સ્નેહલતાએ કહ્યું:—" બ્હેન ! સ્ત્રીજાતિ ગમે એટલી જ્ઞાની હોય તો પણ હાથે રસોઇ બનાવવામાં કશી શરમ નથી. સ્હવારની રસોઇ તમે બનાવજો અને સ્હાંજની હું બનાવીશ. વળી મ્હારા ખોરાકી અને રહેવાના ખર્ચ બદલ મ્હારા પગારમાંથી હું તમને દર મહિને દશ રૂપિયા આપ્યા કરીશ."

પોતાના છોકરાને મફત ભણવાનું મળશે તથા તે સિવાય મહિને દશ રૂપિયા મળશે એ વિચારથી હમણાં તો ચંચળ સ્નેહલતાના આ પ્રસ્તાવને સંમત થઇ.

બીજે દિવસેજ સુંદરી નોકરી ઉપર હાજર થઇ.

---

## પ્રકરણ ૧૧ મું.

### ઉદારચરિત હરિપ્રસાદ.

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**
**नश्यंति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥**

**चाणक्य नीतिसार.**

( ભાવાર્થ:—જે સજ્જનોના હૃદયમાં પરોપકાર કરવાનો ઉત્સાહ નિરંતર જાગ્રત રહે છે તેમની વિપત્તિનો નાશ થાય છે અને સંપત્તિ પગલે પગલે પ્રાપ્ત થાય છે. )

હરિપ્રસાદના પૂર્વજીવનની અમને માહિતી નથી તથા રાધનપુરમાં પણ કોઇ માણસ એ સંબંધી કાંઇ જાણતું નહોતું. રાધનપુરના કેટલાક દ્વેષી લોકોએ મારવાડીની માફક દોરીલોટો લઇને આવેલા આ હરિપ્રસાદનું પૂર્વ જીવન જાણવાને માટે ઘણા પ્રયત્નો કર્યા હતા; પરંતુ પોતાના પ્રયત્નોમાં તેમને યશ પ્રાપ્ત થયો નહોતો.

હરિપ્રસાદની ઉંમર લગભગ પચાવન વર્ષની હતી. આમ છતાં તેમનું શરીર ઘણું સુદૃઢ અને બળવાન્ હતું. તેમની રીતભાત ઘણી સાદી હતી. શ્રીમંતાઇનું એક પણ ચિહ્ન તેમના શરીર ઉપર જોવામાં આવતું નહોતું. જો તેઓ કોઇ અજાણ્યા સ્થળે જાય તો તેમની વાતચિત ઉપરથી, વર્ત્તન ઉપરથી યા તો પોષાક ઉપરથી તેઓ લક્ષાધિપતિ હશે એવી કલ્પના સુદ્ધાં કોઇના અંતરમાં ઉપજે તેમ નહોતી.

હરિપ્રસાદનો કાર્યક્રમ ઘણોજ નિયમિત હતો. યાંત્રિક કાર્યમાં જે પ્રમાણે એક ક્ષણનો પણ ફર્ક પડતો નથી તેજ પ્રમાણે હરિપ્રસાદના નિયામત કાર્યક્રમમાં એક ક્ષણનો પણ ફર્ક પડતો નહિ. હમ્મેશાં સૂર્યોદય સમયે તેમનો ફરવા જવાનો નિયમ હતો. આજકાલ કરતાં દશ વર્ષથી તેમનો આ નિયમ એક પણ દિવસને માટે તૂટ્યો નહોતો. આજે પણ તેઓ નિત્યના નિયમ અનુસાર ફરવા ગયા હતા.

ગામ ઘણું છેટે રહ્યું હતું. રસ્તાની બન્ને બાજુએ રાધનપુરના બાગબગીચાઓ જોવામાં આવતા હતા. પૂર્વ દિશા તરફ જોતાં સ્વર્ગમાંથી જાણે કે કુબેરનો ભંડાર ખુલ્લો થઇ જઇને તેમાંથી સુવર્ણકિરણો એ દિશામાં ઉંચા થતાં જોવામાં આવતાં હતાં. પ્રાતઃકાળનો સુશીતળ વાયુ પ્રકૃતિદેવીની આજ્ઞાથી ચૈતન્યાધિરાજ સૂર્યનારાયણના સ્વાગતાર્થે સુપ્ત વનસ્પતિને ઘણી તત્પરતાથી સજજ કરતો હતો. યોગીના અંતરની પ્રસન્ન શાન્તિ પ્રમાણે પૃથિવી ઉપર પ્રસન્ન શાન્તિ ફેલાતી હતી. જેવી રીતે સમાધિસ્થ યોગીના બ્રહ્મરંધ્રમાં અગર જીવનસરવરમાં અખંડ, અનાહત ધ્વનિનું ગીત શુરૂ થાય છે તેજ પ્રમાણે પંખીઓનું ગીત શુરૂ થયું હતું. કાસારમાંથી જેવી રીતે અમૃતની અવિરલ ધારા હૃત્કમળ પર વહે છે તેજ પ્રમાણે સુપ્ત વિશ્વ ઉપર ચૈતન્યની અમૃતધારા વહેતી હતી !

પ્રાતઃકાળનો સમયજ એટલો રમણીય, પવિત્ર અને ઉદાત્ત હોય છે કે નીચ કાર્ય કરનારા અત્યંત નીચ માણસોને પણ ‘ ભવાની પ્રહર’ તરીકે થોડી ઘણી લજ્જા ઉપજે છે. જો નીચના હૃદયમાં કોઇ

સમયે સાત્વિકવૃત્તિ ઉત્પન્ન થતી હોય તો તે આ સમયેજ થાય છે. ત્યારે પછી હરિપ્રસાદ જેવા પરોપકારી મંગલમય પુરૂષના અંતઃકરણમાં આ સમયે શા વિચારો ચાલતા હતા તેનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે કે? તેમનું મન અને આત્મા આ સમયે તદ્દન એકરસ થઇ ગયાં હતાં. એ સમયના અંધકારને પ્રકાશના મધુર મિલન પ્રમાણે તેમના જીવ શિવનું તથા રાજસ—સાત્વિક વૃતિનું મિલન થતું હતું. પ્રકાશ વૃદ્ધિંગત થતો હતો અને અંધકાર પ્રકાશમાં અદ્રસ્ય થઇ જતો હતો. તેજ પ્રમાણે સાત્વિકવૃત્તિના ઉદયમાં રાજસવૃત્તિ લય પામીને જીવશિવની પિછાન થઇને તે શિવમય—મંગલમય થઇ જતો હતો.

પરંતુ એટલામાં હરિપ્રસાદની સમાધિમાં વિઘ્ન આવી પહોંચ્યું. પંખીઓના ગીતાલાપની સાથે સાથેજ તેમના કાને કોઇનો ક્રોધપૂર્ણ કર્કશ સ્વર સંભળાયો. હરિપ્રસાદની સમરસતા બંધ થઇ ગઇ. તેમની શાન્તિનો નાશ થયો. તેઓ આશ્ચર્ય પામીને ઉભા રહ્યા. સાવધાનતાથી લક્ષ્યપૂર્વક એ ક્રોધપૂર્ણ સ્વર ક્યાંથી આવે છે તે તેઓ સાંભળવા લાગ્યા. ધીમે ધીમે એ ક્રોધપૂર્ણ ધ્વનિ વિશેષ કર્કશ થવા લાગ્યો. એ ધ્વનિમાં બીજો ધ્વનિ પણ મળ્યો અને કોલાહલ થવા લાગ્યો હરિપ્રસાદે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. પછીથી તેઓ જે તરફથી એ ધ્વનિ સાંભળવામાં આવ્યો તે તરફ જવા લાગ્યા.

એક બાગમાં આવેલા કૂવા પાસે એ ખેડૂતો અને ત્રણ વાણિયાઓ હાથમાં લાકડાનાં આયુધો લઇને એક બીજાની સાથે ટંટો કરતા હરિપ્રસાદના જોવામાં આવ્યા. તેઓ ત્યાં જઇ પહોંચ્યા એટલે એક ખેડૂતે કહ્યું:—" મહાત્મન્ ! ભવાનીપ્રહરમાંજ આપ સાક્ષી તરીકે આવી પહોંચ્યા એ ઠીક થયું. આ ચારે જણા મ્હને મારવાને મ્હારા અંગ ઉપર ધસી આવે છે. "

હરિપ્રસાદ કાંઇ પણ બોલ્યા સિવાય, જે ખેડૂત પોતાના મ્હોં-માંથી યદ્વાતદ્વા બોલ્યા કરતો હતો તેની પાસે ગયા. તેમને પોતાની પાસે આવેલા જોઇ એ ખેડૂત પોતાની લાકડીને વીંઝતો કહેવા લાગ્યો:—' એક શા માટે હજાર સાક્ષીદારો રાખને. આ બામણો મ્હને શું કરવાનો છે ? એ બામણાને સપાટો જોવો હોય તો હું બતાવવાને તૈયાર છું. ત્હારી સાથે એ બામણાનાં હાડકાં પણ હું ખો-ખરાં કરી નાખીશ. હું તૈયાર છું; ( હરિપ્રસાદને ઉદ્દેશીને ) ઓ બા-મણજી ! અહિં લાડવા જમવાના નથી, હોં કે ! જોવા આવ્યા છો તેવાજ મૂંગે મ્હોડે રવાના થઇ જાઓ. બાગમાં ફુલ, તુળસી વગેરે છે, તે જોઇએ તો લઇ જાઓ. "

હરિપ્રસાદે કહ્યું:—"ભાઇ ! આ પ્રાતઃકાળનો પવિત્ર સમય છે! સકળ જગત્ આનંદમાં લીન બન્યું છે. પક્ષીઓ સુદ્ધાં એક બીજાંની સાથે મળી આનંદથી કલરવ કરી રહ્યાં છે. સૂર્યભગવાનનો ઉદય થાય છે ત્યારે તમે આવા મંગળ સમયે શા માટે વઢો છો ?"

પહેલા માણસે હરિપ્રસાદને કહ્યું:—"પ્રભુ ! તમને પણ મારવાનો ભય દેખાડનાર આ મ્હારો સગો, પણ ન્હાનો ભાઇ છે. બીજા ત્રણ જણા અમારા બન્નેના શાહુકાર—પારેખ છે. તેમણે આ બાગના ત્રણ હિસ્સા ઘરાણે રાખીને અમને પૈસા આપ્યા છે. અમે બન્ને ભાઇઓની પાસે માત્ર થોડી ઘણી જમીન છે. એ જમીન પણ આ શાહુકારોની આંખોમાં ખૂંચે છે, તેથી તેઓ મ્હારા ભાઇને ઉંધું ચ્હતું સમજાવી વ્યાજના બદલામાં અમારી બન્નેની જમીન લઇ લેવા માગે છે. મ્હારો ભાઇ પણ તેનું અને મ્હારૂં-બન્નેનું નુકસાન થાય છે એ સમજી શકતો નથી. તેઓ સૌ મળીને મ્હને મારવાનો પ્રયત્ન કરે છે !"

હરિપ્રસાદે ત્રણે વાણિયાઓ તરફ જોઇને પૂછ્યું:—"તમે આ બન્ને ભાઇઓના શાહુકાર છો કે ?"

ત્રણ વાણિયા પૈકીના એકે કહ્યું:—"હા, અમે ત્રણે ભાઇઓ એમના લેણદાર છીએ. અમારૂં લેણું અમે તેમની છાતી પર ચઢી બેસીને લઇશું !"

બીજો વાણિયો બોલ્યો:—"એ હવે શું આપવાના હતા ? તેમનો ઇશ્વર આવે તો પણ એમનું દેવું પતનાર નથી. ત્રણ હજાર રૂપિયા મુદ્દલ અને ત્રણ હજાર વ્યાજ મળીને એકંદરે છ હજાર રૂપિયા થઇ ગયા છે. એ છ હજાર રૂપિયા તેઓ બીજા છ હજાર જન્મ લેશે તો પણ આપી શકનાર નથી. અમે સરળતાથી વ્યાજના હિસ્સામાં બાકીની જમીન માગીએ છીએ. એ બન્ને ભાઇઓમાંનો ન્હાનો ભાઇ બાકીની જમીન આપવાને તૈયાર છે; પરંતુ આ તેનો મ્હોટો ભાઇજ ના પાડે છે."

હરિપ્રસાદે એ શાહુકારનાં વચનો પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં પેલા બીજા ભાઇને ઉદ્દેશીને કહ્યું:–"અરે ! તમે બન્ને ભાઇઓ વઢશો નહિ. ટંટાનું પરિણામ કેવું આવે છે એ તમે જાણતા નથી કે શું? કૌરવ પાંડવોએ ટંટા કરીને શો સાર કાઢયો ? અંતે તો તેમનો નિર્વંશ થયો ને ? જુઓ એ ત્રણે ભાઇઓ છે ને તમે બન્ને પણ ભાઇઓ છો ! એ ત્રણે ભાઇઓ એકસંપી હોવાથી તેમણે તમારી જમીન

લેવાની શક્તિ મેળવી છે અને તમે બન્ને વઢો છો તેથી તમારામાંથી તમારી જમીનનું સંરક્ષણ કરવાની શક્તિ જતી રહી છે. તમે તમારા સ્વાર્થને પણ જોઇ શકતા નથી. જ્યાં સંપ નથી હોતો ત્યાં દુઃખની ઉત્પત્તિ થાય છે. જગતમાં સહાયતા મેળવ્યા સિવાય કોઇ પોતાનું સર્વ પ્રકારે સંરક્ષણ કરી શકતું નથી. માટે તમે બન્ને ભાઇઓ એક બીજાની સાથે સલાહસંપથી વર્તશો તો સુખી થશો. મ્હોટા રાજાને પણ સૈન્યની જરૂરિયાત રહે છે. સૂર્યને પણ આકાશના આશ્રયની આવશ્યકતા રહે છે. સાક્ષાત પરમાત્મા કે જે સમસ્ત જગત્ ઉત્પન્ન કરનાર છે તેમને પણ પ્રકૃતિની મદદ લેવી પડે છે. ત્યારે હવે આપણે તો ક્ષુદ્ર મનુષ્યો છીએ. પાંડવો જો અરસપરસમાં વઢત તો તેમને રાજ્યપ્રાપ્તિ થાત નહિ. જો રામ લક્ષ્મણ એક બીજાની સાથે વઢત તો રામને સતી સીતાની પ્રાપ્તિ થાત નહિ તથા અયોધ્યાનું રાજ્ય પણ તેઓ મેળવી શકત નહિ. યાદવો વઢયા તેથી તેમનું સત્યાનાશ વળી ગયું. સુંદોપસુંદ વઢયો તેથી તે જગજ્જયી વીર હતો તો પણ મોહિની સરખી અબળાને હાથે મૃત્યુ પામ્યો. ચૌદ ચોકડી ઉપર રાજ્ય ચલાવનાર તથા પંચમહાભૂતોને ગુલામ બનાવનાર રાવણ અને વિભીષણ વઢયા તેથી તેમના વંશનું સત્યાનાશ વળી ગયું. પાંડવોએ સંપ રાખ્યો તેથી તેઓ ઇંદ્રપ્રસ્થ ( દિલ્લી ) લઇ શકયા. રામ લક્ષ્મણે સંપ રાખ્યો તેથી તેઓ સતી સીતા તેમજ રાજ્યલક્ષ્મી મેળવી શકયા. માટે ભાઇઓ ! તમે બન્ને વઢશો નહિ. જો તમે રામ લક્ષ્મણની માફક સંપ રાખશો તો તમે તમારી ખેતી કરી શકશો અને તમારી જમીન તથા ઘરબાર પણ પાછાં મેળવી શકશો ! ”

હરિપ્રસાદનાં આ વચનોની એ બન્ને ખેડૂત બંધુઓ ઉપર કેવી અસર થઇ તે અમે કહી શકતા નથી. એક શાહુકાર આંખો લાલચોળ કરી હરિપ્રસાદના મ્હોં તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહી બોલ્યો—“ અરે બામણા ! અહિં કાંઇ શ્રાદ્ધ નથી ! ત્હારો ઉપદેશ અત્રે કોણ સાંભળે છે ? જા, દેવપૂજા માટે પુષ્પો, તુળસી વગેરે જોતું હોય તો લઈને મૂગો મૂગો ચાલ્યો જા ! ”

હરિપ્રસાદે કહ્યું:—“ બીજાનું અનિષ્ટ કરવાનો વિચાર રાખ્યાથી પોતાનુંજ અનિષ્ટ થાય છે. બીજાને ખાડામાં નાખવા માટે જે ખાડો ખોદે છે તે ખાડો ખોદનારજ એ ખાડામાં પડે છે. જો આ બન્ને ગરીબ ખેડૂતોની મિલકત તમે આવી નીચતાથી લેશો તો એ બન્નેના શ્રાપ તમને લાગશે અને તેથી તમારૂં કાળાંતરે પણ કલ્યાણ નહિ થાય.

ધર્મ તરીકે મળેલું દાન પણ પચતું નથી ત્યારે પછી જબરદસ્તીથી મેળવેલી માલમત્તા તમને કેવી રીતે પચશે ? ઇશ્વરે તમને તમારા નિર્વાહ પૂરતું આપેલું છે; છતાં તમે બીજાનું પચાવી પાડવાની ઇચ્છા શા માટે રાખો છો ? જેણે જેણે આવી ઇચ્છા કરી છે તેમને સૌને અપયશજ મળ્યો છે. નળરાજા પાસેથી તેમના ભાઇએ નીચતાથી રાજ્ય લીધું તો પણ અંતે તે નળરાજાને જ પાછું મળ્યું. કૌરવો અગીઆર અક્ષોહિણી સૈન્ય તથા ચિરંજીવ અર્થાત્ કદિ મૃત્યુ પામે નહિ એવા કૃપ, અશ્વત્થામા અને ઇચ્છામરણી ભીષ્મ, દ્રોણ વગેરેનું બળિદાન આપીને પણ અંતે રાજ્યલક્ષ્મી મેળવી શક્યા નહિ. તમે મ્હારો ઉપદેશ સાંભળી એ બન્ને ભાઇઓને સુખમાં રહેવા દ્યો ! એ બન્નેને સંપીને રહેવાનો ઉપદેશ આપવો એજ તમારૂં કર્ત્તવ્ય છે. ગરીબોનો જીવ લેવાને માટે ઇશ્વરે શ્રીમંતાઇ આપી નથી. તમે એ બન્ને ગરીબ ખેડૂતોનું અનિષ્ટ નહિ કરો તો તમને પુણ્ય, ધર્મ તેમજ અર્થપ્રાપ્તિ પણ થશે. તેઓ મહેનત કરીને પોતાનો ઉદર નિર્વાહ ચલાવી તમારૂં લેણું પણ તમને વસુલ આપશે." આમ કહી હરિપ્રસાદે પુનઃ એ બે ખેડૂતબંધુઓ તરફ દૃષ્ટિ કરીને કહ્યું:-"જુઓ, તમે બન્ને એકજ માતાને પેટે જન્મ્યા છો. તમને એકજ માતાને પેટે ઇશ્વરે જન્મ આપ્યો એમાં ઇશ્વરનો કશો હેતુ હશે ને ? જો તમને એક બીજાના દુશ્મન બનાવવાનીજ ઇશ્વરની ઇચ્છા હોત તો શિશુપાળ અને કૃષ્ણ તથા રામ અને રાવણની માફક તમને એક માતાને પેટે તો શું પરંતુ એક જાતિમાં સુદ્ધાં જન્મ આપ્યો ન હોત. પાંડવો પ્રમાણે સંપથી, રામ લક્ષ્મણ પ્રમાણે પ્રેમથી તમે રહો અને તમારૂં ઉભયનું કલ્યાણ કરો, એવાજ હેતુથી ઇશ્વરે તમને એક માતાને પેટે જન્મ આપ્યો છે ને ? ત્યારે પછી તમે તે પરમકૃપાળુ પરમાત્માની ઇચ્છા વિરૂદ્ધ કેમ વર્તો છો ?"

પહેલા ભાઇએ કહ્યું:—" મહાત્મન્ ! તમારાં વચનો યથાર્થ છે. મ્હેં એને બાલ્યાવસ્થાથી ઉછેરીને મ્હોટો કર્યો છે. મ્હેં ભૂખે પેટે રહી તેના ઉદરનો નિર્વાહ કર્યો છે. દુષ્કાળના વર્ષે મ્હેં ભૂખનું દુઃખ વેઠી એનો જીવ બચાવ્યો છે. એને માટે આજ સુધીમાં મ્હેં કેટલું કષ્ટ વેઠયું છે એ એનેજ પૂછી જુઓ. આ શાહુકારોએ તેને ફોસલાવેલો હોવાથી તે મ્હારી વિરૂદ્ધ થયો છે. થોડા સમયથી તે જાતેજ સ્વેચ્છાથી મ્હારાથી અલગ થયો છે. સઘળી માલમત્તાના ભાગ પણ તેણે જાતેજ કરી નાખેલા છે. જો કે મ્હને એમાં અન્યાય મળેલો હોવા છતાં હું મ્હારા ધર્મને વિચારી શાન્ત

રહ્યો છું. હવે મ્હારી પાસે જે થોડો ઘણો સામાન છે તે પણ તેને જોઇએ છીએ. ઘણી વખત તે મ્હારી પાસેથી ઉછીની રકમો લઇ ગયો છે તે પણ તેણે મ્હને પાછી આપી નથી."

વડિલ બંધુની આવી સાત્વિકવૃત્તિ જોઇ હરિપ્રસાદનું હૃદય દ્રવિત થયું. તે સાથે તેના ન્હાના ભાઇ માટે તેમના અંતરમાં તિરસ્કાર ઉપજ્યો. તેમણે કહ્યું:—" અરે ! આવી સાત્વિકવૃત્તિવાળી માતા મળવી મુશ્કિલ છે તો પછી ભાઇ તો ક્યાંથીજ મળે !"

વડિલ બંધુ કહેવા લાગ્યો:—"મુરબ્બી ! ગયે વર્ષે તેણે બળદની એક જોડ લીધી હતી. તેના વાયદાના સો રૂપિયા આપવાના હતા. મુદત થતાં એ બળદની જોડનો માલિક ઘેર આવી તેના રૂપિયાનો તગાદો કરવા લાગ્યો. તે એને જંપીને જમવા પણ દેતો નહિ. અંતે મ્હારો આ ભાઇ મ્હારી પાસે આવ્યો. મ્હેં તેને ઉછીના તરીકે સો રૂપિયા આપ્યા. એ રૂપિયા તેણે મને એક મહિનામાં પાછા આપવાનું કહ્યું હતું; પરંતુ હજી સુધી એ રકમ પેટે મ્હને રાતી પાઈ પણ મળી નથી. હું એને માટે આટલું દુઃખ વેઠું છું તો પણ તે મ્હારી વિરૂદ્ધ થાય છે! શી કળિયુગની વિચિત્રતા છે!"

આ સમયે એ ખેડૂતના ન્હાના ભાઇનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. તકરારની વાતને તે તદ્દન ભૂલી ગયો હતો. એ અશ્રુપૂર્ણ નયને હરિપ્રસાદ તરફ તથા પોતાના વડિલ બંધુ તરફ જોઇ રહ્યો હતો. હરિપ્રસાદે તેને કહ્યું:—" કેમ, આ બધી વાત ખરી છે ને ? અત્યારે જે શાહુકારોની સલાહથી તું ત્હારા ભાઇ સાથે વઢે છે તે શાહુકારોએ બળદવાળાને આપવાને માટે તને સો રૂપિયા આપ્યા હતા કે ? એ ઉપરથી એમનો હેતુ કેવો નીચ છે એ તું સમજી શકતો નથી ? આ ત્હારો સગો ભાઇ છે—તમારા બન્નેમાં એકજ લોહી વહે છે તેથીજ તેને ત્હારી દયા આવે છે. બીજા કોઇને ભાગ્યેજ ત્હારી દયા આવે તેમ છે. આવું હોવા છતાં તું એની સાથે વઢે છે ? અરે, તમારે બન્નેએ તો એક બીજાના કાર્યમાં અરસ્પરસ સહાયતા કરવી જોઇએ. સુતરના એકજ તાંતણાથી કાંઇ બળદ બાંધી શકાતો નથી. ઘણા સુતરને આમળી જ્યારે તેનું દોરડું બનાવવામાં આવે છે ત્યારેજ બળદ બાંધી શકાય છે અર્થાત્ સંપ સિવાય કોઇ પણ કાર્યમાં સફળતા પ્રાપ્ત થતી નથી."

ન્હાના ભાઇએ કહ્યું:—" મુરબ્બી ! આપનાં વચનો યથાર્થ છે. મ્હારીજ ભૂલ છે. હું મૂર્ખ છું. હવેથી હું મ્હારા વડિલ બંધુની સાથેજ

રહીશ. જો બળદવાળાને આપવાને તે દિવસે તેમણે મ્હને સો રૂપિયા ન આપ્યા હોત તો એ બળદવાળો મ્હારો જીવ લેત. આ શાહુકારો પાસે જઇ મ્હેં તેમને મ્હને સો રૂપિયા વ્યાજે આપવાની ઘણી વિનંતિ કરી હતી; પરંતુ તેમણે મ્હારી વિનંતિ નહિ સાંભળતાં, મ્હને હાંકી કાઢ્યો હતો; છતાં હું નિર્લજ્જ છું તેથી અત્યાર સુધી તેમની નીચતા સમજી શક્યો નથી. વળી મ્હારા ભાઇએ મ્હને જેટલી રકમો ઉછીની આપી છે તે રકમો પૈકી, હજી સુધીમાં મ્હેં તેમને એક પાઇ પણ પાછી આપી નથી." આવાં પશ્ચાત્તાપસૂચક વચનો કહી તે સજળ નયને હરિપ્રસાદ તરફ જોઈ રહ્યો.

હરિપ્રસાદે કહ્યું:—" કેમ ભાઇ! તું ત્હારા ન્હાના ભાઇને ત્હારી સાથે રાખીશ કે? શરણાગતને આશ્રય આપવામાં ખરૂં પુણ્ય અને પુરૂષાર્થ છે."

મ્હોટા ભાઇએ તરતજ ઉત્તર આપ્યો:—"મહાત્મન્! એક મસ્તકની શક્તિમાં બીજા મસ્તકની શક્તિનું મિલન થાય એના જેવો ઉત્તમ પ્રકાર બીજો કયો ગણી શકાય? અત્યાર સુધી હું એકલો થયેલો હતો. હવે ઇશ્વર જ્યારે કૃપા કરીને મ્હારા ન્હાના ભાઇનું મ્હારી સાથે મિલન કરે છે ત્યારે હું આનંદિત કેમ ન થઉં? મ્હારૂં ઘર તેમજ મ્હારૂં સર્વસ્વ તેનું છે તથા હું પોતે પણ તેનોજ છું."

હરિપ્રસાદે બન્નેનો હાથ એક બીજાના હાથમાં આપીને કહ્યું:— "ધર્મ ઉપર ભીમ ક્રોધે ભરાયો હતો—પરંતુ ધર્મે તેના ક્રોધને મનમાં લીધો નહોતો. શ્રી કૃષ્ણભગવાન્ ઉપર બળરામ ક્રોધ કરતા હતા; પરંતુ કૃષ્ણ પરમાત્માએ તેમનું અપમાન કર્યું નહોતું. આ સઘળી હકીકત મનુષ્યોએ ભૂલી જવી જોઇએ નહિ. તમે બન્ને બંધુઓમાંનો એક ધર્મ થાઓ અને બીજો કૃષ્ણ થાઓ! ઇશ્વર કદિ તમને દુઃખના દિવસો બતાવશે નહિ! તેઓ દિન પ્રતિદિન તમારૂં કલ્યાણજ કરશે!"

આમ કહી હરિપ્રસાદ ચાલ્યા ગયા. ત્રીજે દિવસે પ્રાતઃકાળે જ્યારે ચંચળ કૂવા પર પાણી ભરવા ગઇ હતી ત્યારે ત્યાં એકત્ર થયેલા મહિલામંડળમાં એક ખેડૂતને હરિપ્રસાદે છ હજાર રૂપિયા આપ્યાની વાત તેણે સાંભળી. આ વાત સ્નેહલતાને કહેવાની ઉત્કંઠાથી ચંચળ ઉતાવળી ઉતાવળી ઘેર આવી તથા માથા ઉપરનું બેડું ઉતારવાની રાહ પણ જોયા સિવાય તેણે એ વાત સ્નેહલતાને નિવેદન કરી. હરિપ્રસાદ સંબંધી હરનિશ આવી અનેક પ્રકારની વાતો સાંભળવામાં આવતી હતી. જળે ઉપર નાખવામાં આવતું તેલનું ટીપું જેવી રીતે કલ્પના

કરતાં પણ વિશેષ ફેલાઇ જાય છે તેજ પ્રમાણે હરિપ્રસાદની એક એક વાત ગામમાં સર્વત્ર ફેલાવા લાગી.

એક દિવસે હરિપ્રસાદ પ્રભાતકાળ સમયે એક બાગ જોવા ગયા હતા. ત્યાં કેટલાક માણસો કેળો તોડી તેનો ગર્ભ કાઢતા તેમના જોવામાં આવ્યા. આથી પ્રસાદે સહજજ તેમને પૂછ્યું:—" આ કેળની છાલને તમે શું કરો છો ?"

એક ખેડૂતે ઉત્તર આપ્યો:—" મહારાજ ! છોડાંને તે શું કરે ? ઉકરડે નાખી આવીએ છીએ ! "

હરિપ્રસાદે કહ્યું.—" ભાઇઓ ! તમે અજ્ઞાનતાથી કેટલું બધું નુકસાન વેઠો છો તેની તમને માહિતી છે ? હું તમને એ છાલમાંથી શણ કાઢતાં શિખવું તેમ છું. શણમાંથી જે કપડાં તૈયાર થાય છે તેની બજારમાં ઘણી સારી કિંમત ઉપજે છે. " આમ કહીને હરિપ્રસાદે કેળની છાલમાંથી શણ કેવી રીતે બને છે તેનું વર્ણન કરી સંભળાવ્યું.

હવે બધી વાત પડતી મૂકી હરિપ્રસાદ પાસે આટલા બધા પૈસા ક્યાંથી આવ્યા તેનો સહજ વિચાર કરીશું. સમુદ્રમાં જળ ક્યાંથી આવે છે? સમુદ્ર વડવાનલને પણ જળદાન કરે છે, સૂર્યને જળદાન કરે છે. પૃથિવી ઉપરનાં સૌ જીવતાં પ્રાણીઓનું થોડે ઘણે અંશે તો તે જીવન બનેલો છે; આમ છતાં એનામાં ઓછાપણું કેમ નથી આવતું? અસંખ્ય નદીઓ હોય છે તે તે ભરે છે. હરિપ્રસાદનું પણ તેમજ હતું. તેમની નિષ્ઠા સત્યપરાયણ હતી. તેઓ અનેક પ્રકારના વ્યાપાર ધંધામાંથી પુષ્કળ કમાણી કરી શકતા હતા; છતાં લોકોના તર્કવિતર્કો કાંઇ જૂદાજ હતા. હરિપ્રસાદ સોનેરી ટોળીના શાહુકાર છે;–તેઓ એક દિવસે ઘણા શ્રીમંત તેમજ ગરીબોનું સત્યાનાશ વાળી ગૂમ થઇ જશે એવી અફવા પણ કેટલાક દ્વેષી લોકોએ ઉડાવી હતી. એ અફવાનો હરિપ્રસાદના હિતચિંતકોએ એટલોજ ઉત્તર આપ્યો કે, " હરિપ્રસાદે મુંબાઇ બેન્કમાં છ લાખ રૂપિયા, તથા મુંબાઇની બીજી એક ખાનગી પેઢીમાં સવા લાખ રૂપિયા જમા રાખેલા છે.

એવામાં એક દિવસે આખા રાધનપુરમાં એક વાત ફેલાઇ ગઇ. સૌ કોઇના મુખમાંથી 'હરિપ્રસાદ રાવસાહેબ થયા' એવાજ ઉદ્ગારો સાંભળવામાં આવતા હતા. કેટલાક ગૃહસ્થોએ તો આ માટે હરિપ્રસાદને પાનસોપારીનાં નિમંત્રણો પણ મોકલ્યાં; પરંતુ બીજેજ દિવસે રાધનપુરમાંથીજ પ્રસિદ્ધ થતા એક સ્થાનિક વર્તમાનપત્રમાં હરિપ્ર-

સાદનો એક પત્ર પ્રકટ થયો. એ પત્રમાં તેમણે એવી હકીકત જાહિર કરી હતી કે, "મ્હને રાવસાહેબની પદવી મળી નથી, તેમજ એ પદવી મ્હારે જોઇતી પણ નથી. તેમના તરફથી આવો ખુલાસો જાહિર થયો એટલે કેટલાક લોકો કહેવા લાગ્યાઃ—"રાવસાહેબ થવાની ઇચ્છા શા માટે થાય? 'સી. આઇ. ઇ' અગર તો 'કૈસરે હિંદ' થવાની ઇચ્છા હશે!" આવી રીતે કેટલાક લોકો હરિપ્રસાદને મહાત્મા કહેતા હતા તો કેટલાક તેમને ધુર્ત્ત અને લુચ્ચા કહેતા હતા.

વાસ્તવિક રીતે હરિપ્રસાદના રાધનપુરના ઉપર અનેક ઉપકારો હતા. તેઓ લોકોને એટલા બધા ઉપયોગી થઇ પડતા હતા કે, તેમના પ્રત્યે તિરસ્કારદષ્ટિથી જોઇ શકાય તેમ નહોતું. અનેક માણસો તેમને 'શ્રીમંત' 'રાવસાહેબ' 'શેઠજી' વગેરે માનનીય શબ્દોથી બોલાવતા હતા; પરંતુ આ શબ્દો સાંભળવામાં આવ્યાથી તેમને આનંદને બદલે ખિન્નતાજ થતી હતી. આમ છતાં કારખાનાના કેટલાક મજુરો જ્યારે પ્રેમથી—અંતરના આવેગથી તેમને 'કાકા' કહીને બોલાવતા ત્યારે ક્ષણ માત્રને તેમના મુખમંડળ પર આનંદ જણાતો હતો.

રાધનપુરમાં બાળકોનો તો હરિપ્રસાદને માટે એકજ મત હતો. તેમની સૌની હરિપ્રસાદના પ્રત્યે અપાર પ્રીતિ હતી. હરિપ્રસાદ ગામના કોઇ પણ બાળકથી અજાણ્યા નહોતા. તેઓ વારંવાર કોઇ બાળકને ખાવાનું, કોઇને પુસ્તક, કોઇને કપડાં તો કોઇને રમકડાં અપાવતા હતા.

આટલું હતું તો પણ હરિપ્રસાદ આનંદી નહોતા. આટલા થોડા સમયમાં તેમનો સુખસૂર્ય પૂર્ણતેજથી પ્રકાશિત થયેલો હોવા છતાં, આટલી લોકોત્તર લોકપ્રિયતા પ્રાપ્ત થયા છતાં તેઓ હમ્મેશાં ગંભીર તથા ચિંતામગ્ન જણાતા હતા.

હરિપ્રસાદનું આયુષ્ય આવી રીતે સત્કાર્યોમાં પસાર થતું હતું. તેમનું ઉદાર ચરિત્ર નામદાર સરકારના જાણવામાં આવેલું હોવાથી તેમના ઉપર સરકાર સુદ્ધાં પ્રેમ રાખતા હતા, તથા આવા ઉદાર-ચરિતોને માટે સરકારને પણ માન છે, એમ દર્શાવવાને માટે સર-કાર બહાદુરે કલેકટરને એક દરબાર ભરવાની ભલામણ કરી. આ દર-બારમાં હરિપ્રસાદને સરકારી અધિકારીઓ લઈ ગયા, તથા તેઓ દરબારમાં જઈ પહોંચ્યા એટલે કલેક્ટરે સુદ્ધાં ઉભા થઈને તેમને માન આપ્યું. દરબારમાં કલેક્ટર સાહેબ બહાદુરે 'નેક નામદાર ગવર્નર ઇન કા-ઉન્સિલે ખાસ મહેર નજર કરીને '**શ્રીયુત હરિપ્રસાદ પંડયાને**' આજથી બીજા વર્ગના મૅજીસ્ટ્રેટ નિમેલા હોઇ; **સમ્રાજ્ઞીની વિકટો-**

રિયા રાણી સાહેબાની ખાસ આજ્ઞાથી " કેસર-ઈ-હિંદ" નો સોનાનો ચાંદ તેમને એનાયત કરવામાં આવે છે ' એમ જાહિર કર્યું. કલેકટર સાહેબે જાતે, ચકિત પરંતુ ખિન્ન વદન જણાતા હરિપ્રસાદની છાતીપર એ સોનાનો ચાંદ લટકાવી દીધો, તથા અધિકાર અને શિક્કો તેમની પાસે મૂક્યો.

હરિપ્રસાદે ઉભા થઈને નમ્રતાથી ઉત્તર આપ્યોઃ—" મ્હારું આયુષ્ય અપરોક્ષ રીતે લોકોના કલ્યાણમાં અને આત્માનંદમાં જાય એવી મ્હારા મનમાં ઇચ્છા હતી; પરંતુ સરકારની ઇચ્છા જૂદીજ જોવામાં આવે છે. રાજનિષ્ઠ પ્રજાના સંબંધથી મ્હારે રાજશાસનને માન આપવુંજ જોઈએ. વિશેષમાં પુનઃ હું સૌને વિનંતિ કરૂં છું કે, આજ સુધીની મ્હારી સેવા જેવી રીતે માન્ય કરી લેવામાં આવી છે તેવીજ રીતે મ્હારી ભવિષ્યની સેવાને પણ સ્વીકારી લેશો."

આ સમયે પણ નિંદાખોર લોકો અરસપરસમાં કહેવા લાગ્યા—" ઑનરરી મૅજીસ્ટ્રેટનો અધિકાર મેળવવાને આટલી બધી ખટપટ કરતા હતા; પરંતુ માત્ર મૅજીસ્ટ્રેટના અધિકાર અને " કેસર-ઈ-હિંદ'ના ચાંદથી તેમને સંતોષ થશે કે ?"

એકવચની—એકબાણી તેમજ તેમજ એક પત્નીવાળા પરિપૂર્ણ ઐશ્વર્ય ભરતસમ્રાટ્ પ્રભુશ્રી રામચંદ્રને પણ જનનિંદાની તલવારે ઘાયલ કર્યા છે ત્યારે પછી બિચારા હરિપ્રસાદની શી વાત કરવી ?

---

## પ્રકરણ ૧૨ મું.

---

### " હું ચુસ્ત સુધારક છું ! "

નર્મદા ચાલી ગઇ એટલે કૃષ્ણલાલના મુખમંડળ ઉપરથી અંધકાર જતો રહ્યો, તથા તેની જગ્યાએ કૌતુકના પ્રબળ ઉચ્છ્વાસોએ સ્થાન લીધું. વાટવામાંથી એક પાન બ્હાર કાઢી, તેને તૈયાર કરી, મ્હોંમાં મૂકી તે ખડખડાટ હસવા લાગ્યો. પછી તે પોતાના મન સાથે કહેવા લાગ્યોઃ—" રંડાને બરાબર શીશામાં ઉતારી છે ! આજે રાત્રે હવે તેને બિલકુલ ઉંઘ આવવાની નથી. બિછાનામાં સૂઈ રહીને તે એમજ વિચાર્યા કરશે કેઃ-" અરેરે ! જો એમની સાથે મ્હારો વિવાહ થયો હોત તો આજે હું કેટલું બધું સુખ ભોગવતી હોત ! " જો કે મ્હારી ઉમર મ્હોટી થઇ છે ખરી તોપણ હજી મ્હારા મ્હોં પર ઘણું

તેજ છે! આજે રોકડા છ રૂપિયા પાણીમાં ફેંકી દીધા છે! મ્હારા બાપ કે પૂર્વજોમાંના કોઈનો પણ નર્મદાના બાપ સાથે સંબંધ નહોતો. ત્યારે શું મ્હારા રૂપિયા ગયા છે તેનું કાંઈ પણ સાર્થક નહિ થાય? હજી બીજા પાંચ રૂપિયા આપવાના છે. હવે હું જોઉં છું કે, મ્હારું ભાગ્ય કેવું છે? વળી કાલે કાંઇ હું એને બાકીના રૂપિયા આપવાનો નથી. રૂપિયા આપી દઉં એટલે પછી તે કદાચ મ્હારી પાસેજ ન આવે. માટે થોડા દિવસ સુધી રૂપિયા આપવાનો લોભ દેખાડી તેને બોલાવીશ, વાતમાં ને વાતમાં તેના અંતરની સઘળી હકીકત જાણી લઈશ, અને એક એક રૂપિયો આપતો જઈશ; પરંતુ રૂપિયા અપાઇ જશે એટલે ગમે તે એક પ્રકારની ચતુરાઈનો ઉપયોગ કરવો પડશે!"

બીજે દિવસે સપ્તમી પૂજા હોવાથી કૃષ્ણલાલ વ્હેલો ઉઠી સ્નાનાદિ કાર્ય કરી પરવાર્યો. પછીથી તે દેવદર્શને જઇ આવ્યો. અંતે બપોર થતાં તે જમી પરવારી ધુમ્રપાન કરતાં કરતાં નર્મદાના આગમનની રાહ જોવા લાગ્યો; પરંતુ એ દિવસે નર્મદાએ દર્શન દીધું નહિ. બીજે દિવસે પણ તે આવી નહિ. ત્રીજે દિવસે અગીઆર વાગ્યે કૃષ્ણલાલ એકલો બેઠો બેઠો વિવિધ પ્રકારના વિચારો કરતો હતો એવામાં નર્મદાનો કંઠસ્વર તેના સાંભળવામાં આવ્યો કે-" કેમ નાજીર મહાશય! વ્યાજના રૂપિયા આજે આપશો કે?"

કૃષ્ણલાલે મકાનની બ્હાર નીકળીને કહ્યું:-" કોણ નર્મદા કે? આવ, આવ."

નર્મદાએ આંગણામાં ઉભી રહીને કહ્યું—" ના ના-મ્હારાથી વધારે વખત સુધી રોકાવાય તેમ નથી."

" વધારે વખત ના રોકાવાય તો થોડો સમય તો બેસ. હું ચાતકની માફક રોજ ત્હારી રાહ જોયા કરૂં છું-છતાં ત્હારું દર્શન દુર્લભ થઇ પડ્યું છે!"

નર્મદા સમજી ગઇ કે, કૃષ્ણલાલ પાછો ચતુરાઈ ચલાવે છે! તેણે સહજ હસીને કહ્યું:-" લેણદારની રાહ જોઇને દેણદાર બેસી રહે ખરો કે?"

કૃષ્ણલાલે ગંભીર મ્હોં કરીને કહ્યું:—" તું હસે એમાં શી નવાઇ?! હું પણ જ્યારે ત્હારા જેટલી ઉંમરનો હતો ત્યારે સઘળી વાતો સાંભળીને હસતો હતો. ત્હેં મ્હને આશા આપીને નિરાશ કર્યો છે. હમણાં હમણાં મ્હને કેટલું દુઃખ પડે છે તે માત્ર હુંજ જાણું છું!"

નર્મદાએ હાસ્ય છુપાવવાનો યત્ન કરીને કહ્યું:—" શું દુઃખ પડે છે ?"

કૃષ્ણલાલ:—જો સાંભળ, આજે ત્રણ દિવસથી મ્હેં કાંઈ ખાધું નથી !

નર્મદા:—ત્રણ દિવસથી ખાધું નથી ?! કેમ ખાધું નથી ?

કૃષ્ણલાલ:—એક સ્વપ્ન જોવામાં આવ્યું હતું તેથી ખાધું નથી.

નર્મદાનું કુતુહલ વધી પડ્યું. સ્વપ્ન જોવામાં આવ્યાથી કૃષ્ણલાલે ત્રણ દિવસથી ખાધું નથી ! અવશ્ય એ સ્વપ્નમાં કાંઇ અદ્દભુત રહસ્ય સમાયલું હોવું જોઇએ. તેણે પૂછ્યું:-" કેવું સ્વપ્ન જોયું હતું ?"

મસ્તક હલાવી કૃષ્ણલાલે કહ્યું:—" એ તને કહીશ નહિ. ત્હારા પેટમાં પાછી વાત રહે નહિ !"

નર્મદાએ વિચાર્યું:—" ખરેખર અદ્દભુત સ્વપ્નજ હોવું જોઈ એ. કદાચ કોઇ દેવીએ સ્વપ્નમાં દર્શન દીધું હશે. ત્રણ દિવસ ઉપવાસ કર્યા પછી અમુક સ્થાનેથી અમુક ઔષધ યા તો રૂપિયા મળી આવશે એવું દેવીએ સ્વપ્નમાં જણાવ્યું હશે !" આમ વિચારી અતિ વ્યગ્રતાથી તેણે કહ્યું:—" ના ના, હું કોઇને કહિ—જીભ કાપી નાખશે તો પણ કહીશ નહિ."

કૃષ્ણલાલે ગંભીરતાથી કહ્યું:—" સ્ત્રી જાતિનો વિશ્વાસ શો ?"

નર્મદાએ કહ્યું:—" કેમ, સ્ત્રીઓ શું એટલી બધી હલકી છે ? ના ના, જો તમે એમ ધારતા હો તો એ તમારી મ્હોટી ભૂલ છે. સ્ત્રીઓથી તો સમસ્ત સંસાર ચાલે છે."

કૃષ્ણલાલ:—ત્યારે હું કહું તે હકીકત કોઇને નહિ કહેવાના તું સોગન ખા ! મ્હારા પગને સ્પર્શ કરીને સોગન ખા.

નર્મદાએ એક વખત ચપળ ચક્ષુથી ચોતરફ જોઇ, આજુબાજુમાં બીજું કોઇ નથી એવી ખાત્રી કરી, કૃષ્ણલાલના ચરણોને સ્પર્શ કરીને કહ્યું:-"લ્યો, હું સોગન ખાઇને કહું છું કે, તમે કહેશો તે વાત હું બીજા કોઇને કહીશ નહિ."

કૃષ્ણલાલે અત્યંત મૃદુ સ્વરે કહેવા માંડ્યું:—" જો નર્મદા ! તે દિવસે સંધ્યા સમયે તું તો રૂપિયા લઇને ચાલી ગઇ. પછી હું અહિં ત્હારા વિચારો કરતો કરતો ઉંઘી ગયો. પછીથી મ્હેં એક સ્વપ્ન જોયું—સમજી ?"

નર્મદાએ ઉત્સુકતાથી કહ્યું:—" જલદી કહી નાખોને."

કૃષ્ણલાલે ઘણાજ નમ્રસ્વરે કહ્યું:-" સ્વપ્નમાં મ્હેં જોયું કે, તું

મ્હારા આ મકાનના એક ખુણામાં બેસીને રસોઈ બનાવે છે. ત્હેં જાણે કે એક પચરંગી પાનેતર પહેરેલું છે. ત્હારા કપાળમાં આડ ચોટાડેલી છે. હાથમાં બે કંકણો છે. રસોઇ તૈયાર કર્યા પછી ત્હેં જાણે કે મ્હને જમવા બોલાવ્યો. હું અંદર આવીને જમવા બેઠો. અમુક ખાઓ, ફલાણું ખાઓ, ઢીંકણું ખાઓ કહીને તું મ્હને ઘણાજ આગ્રહ તેમજ પ્રેમથી જમાડવા લાગી. મ્હેં અડધું ખાધું હશે એટલામાં મ્હારી ઉંઘ ઉડી ગઈ. હું નિરાશાનો એક ગાઢ નિશ્વાસ મૂકી બેઠો થયો. દરરોજ રાત્રે હું ગરમ રસોઈ બનાવીને જમતો હતો; પરંતુ તે દિવસે પછી મ્હેં રસોઇ બનાવી નહિ—ખાવાની ઇચ્છા પણ થઈ નહિ. તું જે ખાવાનું મૂકી ગઇ હતી તે ખાઇનેજ મ્હેં પાણી પી લીધું. પછીથી હું સૂઇ ગયો. સૂતાં સૂતાં હું મ્હારા કમનશીબ જીવનનો વિચાર કરવા લાગ્યો. અરેરે ! મ્હારા સ્વપ્નામાં મ્હેં જેવું સુખ જોયું તેવું સુખ હું મેળવી શકત; કેમકે ત્હારી સાથે મ્હારો વિવાહ થાય એવી સઘળી ખટપટ થઇ ગઇ હતી; પરંતુ ભાગ્યદોષે ત્હારા જેવું રત્ન હું મેળવી શકયો નહિ. આખી રાત મ્હને આવાજ વિચારો આવ્યા. બીજે દિવસે ન્હાઇ ધોઇ, દેવદર્શન કરી આવી જેવો હું રસોઇ બનાવવા બેઠો કે પાછી સ્વપ્નની વાત યાદ આવી; તેથી હું રસોઇ બનાવી શકયો નહિ. એક બે ટાઢી રોટલીઓ ખાઇ પાણી પીને ત્હારી રાહ જોતો બેસી રહ્યો; પણ તું આવી નહિ. બીજે દિવસે પણ જ્યારે રાંધવા બેઠો ત્યારે એ સ્વપ્નની હકીકત યાદ આવ્યાથી રાંધી શકયો નહિ. કાચું કોરું ખાઇનેજ મ્હેં આ ત્રણ દિવસો પસાર કર્યા છે.”

નિસ્તબ્ધ મધ્યાન્હકાળે, નર્મદા બેઠી બેઠી આ પ્રેમકથા સાંભળતી હતી. એ કથા સાંભળી રહ્યા પછી તેણે કહ્યું:—“ આ શું કહો છો ? ત્રણ દિવસથી ખાધુંજ નથી ? ત્રણ દહાડા સુધી તે બળ્યું ખાધા વિના કેમ ચાલે ? ”

કૃષ્ણલાલે કહ્યું:—“ નર્મદા ! હું ત્હારા સોગન ખાઇને કહું છું કે, આ ત્રણ દિવસમાં મ્હેં રસોઇ બનાવી નથી તેમ ખાધું પણ નથી. જો, હું ત્હારા ગળાના સમ ખાઉં છું. ”

આમ કહીને કૃષ્ણલાલે પોતાનો જમણો હાથ નર્મદાના ગળામાં મૂકયો. નર્મદા તો મનમાં કળી ગઇ હતી. કૃષ્ણલાલનાં વચનો ઉપર તેને વિશ્વાસ બેઠો. પોતાના ગળામાંથી કૃષ્ણલાલનો હાથ ખસેડી નાખવાનો પ્રયત્ન તેણે કર્યો નહિ. ધીમે ધીમે તેણે કહ્યું:—“ આ તે રડયું સારું કહેવાય કે ? આવી રીતે કેટલા દિવસ સુધી નહિ ખાઓ ? ”

કૃષ્ણલાલે ઉદાસદૃષ્ટિથી નીચું જોઇને કહ્યું-" જ્યાં સુધી તું મ્હારી સ્ત્રી થઇને મ્હને રસોઇ બનાવી, નહિ ખવડાવે ત્યાં સુધી હું કાંઇ ખાનાર નથી. આજકાલ તો ઘણુંય માણસો વિધવા-વિવાહ કરે છે!"

નર્મદાએ આશ્ચર્યસૂચક ભાવ દર્શાવતાં કહ્યું-" બાપરે! વિધવાનો વિવાહ થાય ખરો કે? વિધવા-વિવાહ તો નીચ કોમમાંજ થાય છે."

કૃષ્ણલાલઃ-તને કશું જ્ઞાન નથી. આજકાલ તો ઉચ્ચ બ્રાહ્મણ-જાતિમાં પણ વિધવા-વિવાહ થાય છે.

નર્મદાએ કહ્યું:-" આવી અધર્મી વાત બોલશો નહિ. બ્રાહ્મણો વિધવા-વિવાહ કરે તો તેથી તેઓ અધર્મી-પાપીજ ગણાય."

કૃષ્ણલાલે કહ્યું-" તું મુંબાઇ જઇને આર્યસમાજમાં પૂછી આવ કે વિધવાવિવાહ કરવો એ શાસ્ત્રસંમત છે કે નહિ? તું જાણે છે કે, શાસ્ત્રમાં પણ વિધવા-વિવાહ માટે સંમતિ દર્શાવેલી છે?"

અલ્પકાળ સુધી શાન્ત રહ્યા પછી નર્મદાએ પૂછ્યું:-" શું તમે ખરું કહો છો?"

" ખરું નહિ તો શું ખોટું કહું છું?"

પછી નર્મદા અને કૃષ્ણલાલ બન્ને થોડા સમય સુધી ચૂપ રહ્યાં. અંતે કૃષ્ણલાલે મૌનનો ભંગ કરીને કહ્યું:-" ત્યારે હવે તું શું કહે છે, નર્મદા? તું મ્હારી સાથે વિવાહ કરીશ કે? બાપની બુદ્ધિના દોષથી મ્હેં મ્હારું હક્કનું ધન ગૂમાવ્યું છે."

નર્મદાએ કાંઇ બોલી નહિ. કૃષ્ણલાલ વારંવાર તેને એજ પ્રશ્ન પૂછવા લાગ્યો. અંતે નર્મદાએ કહ્યું:-" બળ્યું, મ્હારી આગળ આવી વાત કરશો નહિ. તમે ન્હાઓ-ખાઓ-આવી રીતે ભૂખ્યા ના પડી રહો."

"ત્હારી આગળ આવી વાત ના કરું તો બીજો કોની આગળ કરું? ત્રિભુવનમાં મ્હારા દુઃખે દાઝે એવું ત્હારા સિવાય બીજું કોણ છે? માતા નથી, પિતા નથી તેમજ બંધુ પણ નથી. તું મ્હારી વાતમાં રાજી થઇશ નહિ એમ હું પ્રથમથીજ જાણતો હતો. તું મ્હારી સાથે શા માટે વિવાહ કરે? મ્હારામાં રૂપ ક્યાં છે? રંગ ક્યાં છે? તેમજ સંપત્તિ પણ ક્યાં છે? ભલે ત્હારી નામરજી હોય તો કાંઇ નહિ, તું હવે મ્હને ખાવાનું કહીશ નહિ—મૃત્યુજ મ્હારે માટે ઉત્તમ છે—" આમ કહી કૃષ્ણલાલ માથું નીચું નમાવી બેસી રહ્યો.

નર્મદાએ સાંત્વનાસૂચક સ્વરે કહ્યું:-" વખત થઇ ગયો છે માટે

ઉઠો, રસોઇ બનાવો. કહો તો આધણ હું મૂકી આપું;-મ્હને વધારે સમય નથી.”

કૃષ્ણુલાલે કહ્યું:—“ ના ના. હવે આધણ મૂકવાની કાંઈ જરૂર નથી. મ્હેં તો પ્રતિજ્ઞા કરી છે કે, તું આવી રસોઈ બનાવીને જમાડે તોજ જમવું-નહિ તો કદિ જમવું નહિ.”

“ત્યારે અત્યારે તો મ્હને વખત નથી.”

આશાથી આનંદિત થઈને કૃષ્ણુલાલે કહ્યું:—“ અત્યારે વખત ના હોય તો સ્હાંજે આવીને રસોઇ બનાવી, જમાડજે.”

“ ઠીક છે, જો સાંજે બનશે તો આવીશ. હમણાં તો તમે રસોઇ બનાવીને જમો.”

“ કદિ નહિ—કાળાંતરે પણ નહિ. તું જે કાચું કોરું ખાવાનું તે દિવસે મૂકી ગઇ છે તેમાંનું થોડું વધ્યું છે; તેથી એ ખાઇનેજ હું પાણી પી લઇશ. એ ખાવાનું પણ તું મૂકી ગઇ છે તેથીજ ખાઉં છું, સમજી ?”

“ ઠીક ત્યારે એ ખાજો. શરીરને દુઃખી કરવું એ પણ એક પ્રકારનું પાપ છે. હું સંધ્યા સમયે ગુપચૂપ આવીને તમને રસોઇ બનાવી આપીશ.”

અત્યંત કૃત્રિમ કૃતજ્ઞતા પ્રદર્શિત કરીને કૃષ્ણુલાલે કહ્યું:—“ નર્મદા ! ત્હેં મ્હારું જીવન બચાવ્યું છે. હવેજ મ્હારા દેહમાં જીવ આવ્યો! પરંતુ ત્હેં પેલી વાતનો ઉત્તર આપ્યો નહિ !”

“ કયી વાતનો ?”

“ વિવાહની !”

“ એ વાત સ્હાંજે નિરાંતે કરીશું!” આમ કહી શરમાતી શરમાતી નર્મદા ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૩ મું.

### સ્વપ્નની સફળતા.

અમારા પાઠકબંધુઓના મનમાં આ સ્થાને દય એવે વિચા ઉપજશે કે, આપણી આ નવલકથાનો સંબંધ સ્નેહલતાના પતિ રામપ્રસાદ સાથે છે. તેમાં કૃષ્ણુલાલ, નર્મદા વગેરે પાત્રોની હકીકતનો

ઉલ્લેખ આટલા બધા વિસ્તારથી શામાટે થવો જોઇએ ? આનો ઉત્તર એજ છે કે, કૃષ્ણુલાલની લુચ્ચાઇથી રામપ્રસાદની અંતે કેટલી બધી ખરાબી થઇ એજ દર્શાવવાનો અમારો હેતુ છે, અને તેથીજ કૃષ્ણુલાલની માહિતી આટલા બધા વિસ્તારથી આપવી પડે છે; તેથી કૃષ્ણુલાલના વર્તન પ્રત્યે પૂરતું લક્ષ્ય આપવાની પ્રાર્થના છે.

નર્મદા ચાલી ગઇ એટલે કૃષ્ણુલાલ ખડખડાટ હસવા લાગ્યો. પછી તે સ્વગત બોલવા લાગ્યોઃ—" રાંડને બરાબર બનાવી છે. એનું મન પલળ્યું છે એમાં કશો સંદેહ નથી. જ્યારે એ આવી ત્યારે 'વ્યાજના રૂપિયા આપશો કે ?' એમ પૂછતી આવી હતી; પરંતુ મ્હેં વિવાહની વાત કાઢી એટલે એ રૂપિયાની વાત ભૂલી ગઇ ! " આમ કહી કૃષ્ણુલાલ ધીમે સ્વરે એક ગાનની લીટીઓ લલકારવા લાગ્યો. ગાન લલકારતો લલકારતો તે મકાનમાં પેઠો, અને દેવતા સળગાવી તેણે તપેલીમાં આધણ મૂકી દીધું. પછીથી સત્વર ખીચડી બનાવી, ખાઇ લઇ, વાસણ સાફ કરી નાખી એક ખુણામાં ગોઠવી દીધાં, અને ચુલામાં કદાચ ઉની રાખોડી પડી રહેલી નર્મદાના જોવામાં આવશે તો પોગળ પ્રસિદ્ધ થઇ જશે વિચારી તેણે સઘળી રાખોડી થોડું પાણી છાંટી ઠંડી કરી નાખી. પછીથી પાછો તે વિચારવા લાગ્યોઃ—" શું કરવું ? ઉતાવળ હોવાથી શાક પણ ન કરી શકાયું ! દુઃખ ભોગવ્યા સિવાય કદાપિ સુખ મળે ખરું કે ? "

આખો દિવસ વીતી ગયો. સંધ્યા સમયના અરસામાં નર્મદા પુનઃ આવી પહોંચી. પછીથી તેણે પોતાના સાલ્લામાં છુપાવી રાખેલું એક ન્હાનું પણ પાકેલું તરબુજ બ્હાર કાઢી કૃષ્ણુલાલ પાસે મૂકયું. તરબુજને હાથમાં લઇ કૃષ્ણુલાલે હસતાં હસતાં કહ્યુંઃ—" નર્મદા ! આ તરબુજ કયાંથી લઇ આવી ? "

" પણ તમને તરબુજ ભાવે છે કે ? "

" વાહ ! એ શું પૂછે છે ? તરબુજ તો મ્હને મ્હારા જીવ જેટલું ગમે છે ! સઘળાં ફળોમાં મ્હને તરબુજ સર્વોત્તમ લાગે છે ! આજકાલ કરતાં છ વર્ષથી મ્હને તરબુજ ખાવા મળ્યું નહોતું; વારું, તું લાવી કયાંથી તે તો કહે ? "

" અહિં આવતાં આવતાં બાગમાંથી ગુપચૂપ લઇ આવી; પણ આ શું ? હજી સુધી તમે રસોઇની કાંઇ તૈયારી કરી હોય એમ લાગતું નથી ! " આમ કહી નર્મદા નીચું જોઇને હસવા લાગી.

પરંતુ આ સમયે કૃષ્ણુલાલના મ્હોં પર એવો ભાવ જણાતો

હતો કે, જાણે તેના હાથમાં આકાશનો ચંદ્રજ આવ્યો છે, એમ નર્મદાને લાગતું નહોતું. તેના મ્હોં તરફ સ્થિરદૃષ્ટિથી જોઇ રહીને કૃષ્ણલાલે કહ્યું:—" નર્મદા ! તું મ્હારી વિનંતિ પ્રત્યે લક્ષ્ય આપી આવી ખરી ! હવે રસોઇ કરે તો ઠીક છે, અને ન કરે તોય ઠીક છે ! "

નર્મદાએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:—" આવી રીતે મ્હને છેક ઉંચે ન ચઢાવો ! હવે આ ઠઠ્ઠામશ્કરીનો અંત લાવો. ચાલો, મ્હને રસોઇ બનાવવા માટે સઘળો સરસામાન કાઢી આપો જોઇએ; એટલે હું જલદીથી શાક ને રોટલી બનાવી આપી, ચાલી જાઉં. અહિં મ્હારાથી વધારે વખત સુધી બેસી રહેવાય તેમ નથી. હજી ઘરમાં ઘણું કામકાજ કરવાનું બાકી છે. થોડે દૂર પાડોસમાં એક મ્હારી બ્હેનપણી છે, તેને આજે મળવા જવું છે, એવું બ્હાનું કાઢીને હું તમારી પાસે આવી છું ! "

કૃષ્ણલાલ ઉઠયો, અને તે નર્મદાને રસોઇ બનાવવાનો સરસામાન કાઢી આપવા લાગ્યો. લોટ, મીઠું, મરચું, ઘી, તેલ, શાક, હળદર વગેરે સરસામાન તેણે નર્મદાની પાસે મૂક્યો. નર્મદા હસતાં હસતાં દેવતા સળગાવવા લાગી. કૃષ્ણલાલે ઠાવકે મ્હોડે કહ્યું:—" નર્મદા ! આજે એવી ફક્કડ રસોઇ બનાવ કે ત્રણ જન્મની તૃપ્તિ થાય ! "

આ વાક્યના ઉત્તરમાં કાંઇ બોલ્યા સિવાય નર્મદા કૃષ્ણલાલ તરફ જોઇને માત્ર હસી. તે એક પછી એક આવશ્યક વસ્તુને લઇ રસોઇ બનાવવા લાગી. નર્મદાની સ્હામે એક પાટલો નાખીને તેનાપર કૃષ્ણલાલ પણ પ્રસન્ન મુખે બેઠો, તથા વિચારમગ્ન સ્થિતિમાં તે ધૂમ્રપાન કરવા લાગ્યો.

કૃષ્ણલાલ બેઠો બેઠો નર્મદાની સાથે વિવિધ પ્રકારની વાતચિત કરતો હતો. વાતમાં ને વાતમાં તેણે ચતુરાઇથી નર્મદાને મુખેથી ઘણી હકીકત સાંભળી લીધી. નર્મદાના ઉપર વૈધવ્યનું દારુણ દુઃખ આવી પડયાથી આજકાલ કરતાં તે પંદર વર્ષથી જમીનદારને ત્યાં નોકરી કરતી હતી. રામપ્રસાદે પોતાની પત્ની તેમજ નિર્દોષ કન્યાનો કેવી રીતે ત્યાગ કર્યો હતો એ હકીકત પણ નર્મદાદ્વારા કૃષ્ણલાલના જાણવામાં આવી. રામપ્રસાદનો પણ નર્મદા દાસી ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેને વાર તહેવારને દિવસે રામપ્રસાદ માર્ફત સારી રકમ મળતી હતી; તેમજ સ્નેહલતા અને તેની કન્યાના વિદાય થયા પછી નર્મદાનું માન જમીનદારને ત્યાં ઘણું વધ્યું હતું. રામપ્રસાદની કૃપા

સંપાદન કરીને નર્મદાએ આ વીસ વર્ષની પોતાની નોકરી દરમ્યાન થોડીઘણી રકમ પ્રાપ્ત કરી હતી, તથા તેમાંની કેટલીક તેણે સારા વ્યાજે ધીરી પણ હતી. બાકીની રકમ તેણે એક લોટામાં ભરી, એ લોટો કોઇ ઠેકાણે છુપાવી રાખ્યો હતો. એ લોટો નર્મદાએ કયાં છુપાવી રાખ્યો હતો તે જાણવાની કૃષ્ણલાલને અપાર જીજ્ઞાસા થઇ; પરંતુ કદાચ નર્મદાના મનમાં પોતાના માટે કાંઇ સંદેહ ઉપજશે વિચારી એ ઠેકાણું જણાવવા માટે કૃષ્ણલાલે તેને વિશેષ આગ્રહ કર્યો નહિ. અંતે એ રકમ કેટલી છે એ જાણવાના ઉદ્દેશથી કૃષ્ણલાલે નર્મદાને પૂછ્યું:—"પણ વ્યાજ ચઢયે જવા દેવું એ સારું નથી ! વ્યાજ જો ચઢયે ચઢયું લેવામાં નથી આવતું તો કોઇ વખતે વ્યાજેય જાય છે તેમ રકમ પણ જાય છે ! વ્યાજથી મુદ્દલ રકમ ઘણી વધી જાય છે, અને દેણદાર એ રકમ આપી શકતો નથી. તું દર મહિને ચઢેલું વ્યાજ વસુલ લઇ લે છે ને ?"

ક્ષણપર્યંત સ્તબ્ધ રહીને નર્મદાએ કહ્યું:—"હા, કોઇ કોઇ માણસ મહિને મહિને વ્યાજ આપી દે છે ! પણ બધાં માણસો કાંઇ મહિને ને મહિને પોતાનું વ્યાજ આપતાં નથી. એ મહિના ચાર મહિના થાય છે એટલે કેટલાંક માણસો વ્યાજ આપે છે. કેટલાંક માણસો વ્યાજ બાકી પણ રાખે છે."

"ત્યારે બધું વ્યાજ દર મહિને વસુલ આવતું નથી કેમ ? ગયે મહિને કેટલું વ્યાજ વસુલ આવ્યું હતું ?"

"ગયા મહિનામાં ? ઉભા રહો—હું હિસાબ કરીને કહું છું, એક માણસ પાસેથી આઠ આના, બીજા પાસેથી એક રૂપિયો અને ત્રીજા પાસે દશ આના આવ્યા. તે ઉપરાંત એક બીજો સવા રૂપિયો આવ્યો છે. હવે કેટલા રૂપિયા એકંદર થયા ?"

"એકંદરે ત્રણ રૂપિયા છ આના થયા, બસ ? માત્ર ત્રણ રૂપિયા ને છ આનાજ વસુલ આવ્યા ? જો દરેક માણસ પોતાનું વ્યાજ મહિને ને મહિને વસુલ આપ્યે જાય તો પાંચ છ રૂપિયા આવે, કેમ નહિ ?"

"ના ના—છ રૂપિયા તો નહિ; પણ લગભગ ચાર રૂપિયા આવે."

"અરે ચાર રૂપિયા આવે તો પણ કાંઇ ત્હારી આવક ઓછી ન કહેવાય. ત્હારી શાહુકારી સારી ચાલતી જણાય છે; પરંતુ જેને જેને ત્હેં રૂપિયા ધીર્યા છે એ બધાં સારાં માણસો છે ને ?"

" હા હા. સારું માણસ છે એવી મ્હારા અંતરની ખાત્રી થયા પછીજ હું રૂપિયા ધીરૂં છું."

" ત્યારે ત્હેં ત્હારી પાસે જે રૂપિયા લોટામાં ભરી મૂક્યા છે તે પણ તું વ્યાજે આપી કેમ નથી દેતી ? શું એ રૂપિયા ભીંતમાં યા તો જમીનમાં છુપાવી રાખવા એ ડહાપણ ભરેલું છે કે ? એ રૂપિયા પણ જો તું વ્યાજે આપી દે તો દર મહિને બીજું ચારેક રૂપિયા વ્યાજ ન આવે કે ?"

નર્મદાએ સહજ તીવ્ર સ્વરે કહ્યું:—" ચારજ રૂપિયા ? શું એ રકમનું વ્યાજ માત્ર ચારજ રૂપિયા આવે ?"

" ત્યારે ત્હારા મત પ્રમાણે કેટલું આવે ?"

" ઓછામાં ઓછા પાંચ છ રૂપિયા તો આવવાજ જોઇએ; પરંતુ એ રકમ મ્હેં મ્હારી પાસે રાખી મૂકી છે તેનું એક કારણ છે. આ કળિકાળમાં ગમે એવા સારા મનુષ્યની બુદ્ધિ બદલાતાં પણ વાર લાગતી નથી. જો એ બધા રૂપિયા હું વ્યાજે આપી દઉં, અને દેણદારોની બુદ્ધિ બદલાઇ જાય તો મ્હારે શું કરવું ? હું રહી એક સ્ત્રી જાત. મનુષ્યને ઘણીય વખતે સંકટ આવી પડે છે—સઘળા દિવસો ઓછાજ સરખા જાય છે ? કદાચ ભવિષ્યમાં નોકરીજ જાય તો મ્હારે શું ખાવું ? હાથમાં ચપ્પણીઉં લઇને ઘેર ઘેર ભિખ માગવી કે ?" આમ કહીને નર્મદાએ સ્મિતહાસ્ય કર્યું.

કૃષ્ણલાલે પોતાનું મસ્તક હલાવીને કહ્યું:—"ખરું છે-ખરું છે, નર્મદા ! ત્હારું કહેવું અક્ષરશઃ ખરૂં છે; પરંતુ એ પેસા ત્હેં ઘણી સુરક્ષિત જગ્યાએ છુપાવી રાખ્યા છે ને ? બીજા કોઇને હાથે તેનો પત્તો લાગે તેમ નથી ને ? જો સાંભળ, સઘળાં માણસો કાંઇ સરખાં હોતા નથી. આપણી પાંચ આંગળીઓ પણ સરખી નથી. જગતમાં વિચિત્રતા ઘણી છે."

"ના—ના—એ જગ્યા મ્હારા સિવાય બીજું કોઇ જાણતું નથી. હું કાંઇ એવી મૂર્ખ નથી તો !" આમ કહીને નર્મદાએ અંગ મરડી આળસ ખાધું. બીજી તરફ કૃષ્ણલાલ પોતાના મનમાં ને મનમાં હિસાબ ગણવા લાગ્યો." તે દિવસેજ આ મૂર્ખ નર્મદાએ મ્હને કહ્યું હતું કે, તે દર મહિને એક રૂપિયાનું બે પૈસા વ્યાજ લે છે—વળી પ્રસંગે રૂપિયે ચાર પૈસા પણ લે છે ! હવે એકંદરે જો અઢી પૈસાનો દર ગણવામાં આવે તો, પચીસ રૂપિયાનો મહિને લગભગ એક રૂપિયો થાય, અને સો રૂપિયાના ચાર રૂપિયા થાય. આ ઉપરથી નર્મ-

દાએ લગભગ સો રૂપિયા વ્યાજે આપેલા હોવા જોઇએ, અને દોઢસો રૂપિયા તેની પાસે હોવા જોઇએ-હમણાં નહિ તો થોડા દિવસ પછી એની પાસેના દોઢસો રૂપિયા આપણી પેટીમાં આવીને પડે એવી કાંઇ વ્યવસ્થા કરવીજ જોઇએ." આવા વિચારો કૃષ્ણુલાલના અંતરમાં ઘોળાતા હતા. તેના મ્હોંપર હાસ્યની ક્ષીણ છટા જણાતી હતી; પરંતુ પ્રકાશાભાવને લીધે તથા કૃષ્ણુલાલના ચ્હેરાની કાળાશને લીધે એ હાસ્યની છટા નર્મદા જોઇ શકતી નહોતી!

કૃષ્ણુલાલે પોતાની વિચારનિદ્રામાંથી જાગ્રત થતાં નર્મદાને પૂછ્યું:-"નર્મદા! જમીનદાર મહાશયે તેમનાં પત્નીને કાઢી મૂકયાં છે તેનું બીજું કાંઇ કારણ ત્હારા જાણવામાં છે? એમના જેવા શ્રીમંત યુવક-પત્નીસુખ વિના કેવી રીતે રહી શકે છે?"

નર્મદાએ સહજ વિચાર કરીને કહ્યું:—"હું એ સંબંધી થોડી ઘણી હકીકત જાણું છું; પરંતુ એ વાત જો તમે કોઇને કહી દ્યો તો મ્હારો રોટલો જાય-અને હું ભિખ માગતી થઇ જઉં."

કૃષ્ણુલાલઃ-નર્મદા! હજી પણ તને મ્હારા ઉપર વિશ્વાસ નથી. હું મરી જઉં તો પણ મ્હારા પેટમાંથી કોઇ કશી વાત કઢાવી શકે નહિ, એ તું જાણે છે?

નર્મદાઃ—જુઓ ત્યારે સાંભળો;-જ્યારે શેઠાણી (જમીનદારની પત્ની સ્નેહલતા) અહિં હતાં ત્યારે એક દિવસે જે બનાવ બન્યો હતો તે હું તમને કહું છું. એ ઉપરથી તમે સઘળો પ્રકાર સમજી જશો. એક દિવસે મધ્યાન્હકાળે શેઠાણીએ મ્હને બોલાવીને કહ્યું:-'નર્મદા! તું એક કામ કરીશ? તું મ્હારી વિશ્વાસુ દાસી છે. ત્હારા સિવાય આ કાર્ય હું બીજા કોઇને સોંપી શકું તેમ નથી.' મ્હેં સંમતિ દર્શાવી એટલે તેમણે કહ્યું:-'જો, ઘરમાંથી તેઓ રોજ મોતી બાગમાં જાય છે. હું તેમની સાથે જવાનો અત્યાગ્રહ કરું છું તોપણ મ્હને તેઓ સાથે લઇ જતા નથી. આથી ત્યાં તેઓ શા માટે જાય છે તેની તું તપાસ કરી આવે છે? કદાચ જો તેઓ તને પૂછે છે કે, 'તું શા માટે આવી છે?' તો એવો ઉત્તર આપજે કે શેઠાણીએ આપની તબિયતના સમાચાર જાણવાના હેતુથી મ્હને મોકલી છે. 'આથી તેઓ ત્હારા પર ખિજાશે નહિ.' તરતજ હું શેઠાણીની આજ્ઞાનુસાર મોતીબાગ તરફ રવાના થઇ.

આટલું બોલીને નર્મદાએ શાક ઉતારી, રોટલીઓ કરવા માંડી. કૃષ્ણુલાલે ઉત્સુકતાથી પૂછ્યું:-"પછી-પછી?"

નર્મદા પુનઃ કહેવા લાગીઃ-"મોતીબાગ અહિંથી લગભગ બે માઇલ દૂર આવેલો છે. તે આપણા જમીનદાર મહાશયનોજ બાગ છે. હું એકલી ત્યાં જઇ શકું તેમ નહિ હોવાથી શેઠાણીએ એક વિશ્વાસુ નોકરને મ્હારી સાથે મોકલ્યો હતો. મોતીબાગ પાસે જઇ પહોંચતાં મ્હેં એ સિપાહીને બ્હાર ઉભો રાખી બાગમાં પ્રવેશ કર્યો. એ બાગમાં તે પહેલાં હું કદિ ગઇ નહોતી. બાગમાં એક વિશાળ બે માળનું મકાન મ્હારા જોવામાં આવ્યું. હું એ મકાન પાસે જઇ પહોંચી તો તેનાં પગથિયાં ઉપરજ એક તાડકા રાક્ષસી પડેલી હતી."

અતિશય આશ્ચર્યચકિત થઇ જઇને કૃષ્ણલાલે પૂછ્યું:-"હેં! તું શું કહે છે?"

સહજ હસીને નર્મદાએ કહ્યું:-"એ કાંઇ રામાયણમાં દર્શાવેલી ખરી તાડકા રાક્ષસી નહોતી." છતાં એ ઘરડી ઠચરીના અવયવોના ઘાટ ઉપરથી આ અલંકાર તેને માટે ઉચિત થઇ પડતો હોવાથીજ મ્હેં આમ કહ્યું. એ ઘરડી ડોશી હું ગઇ ત્યારે પડી પડી ઘોરતી હતી. મ્હેં પ્રથમ તો ધીમે પગલે નીચેના ઓરડામાં તપાસ કરી; પરંતુ ત્યાં એક પણ મનુષ્ય જોવામાં આવ્યું નહિ. મ્હારા મનમાં થોડો ભય પણ ઉપજ્યો; પરંતુ અંતરને દૃઢ કરી મ્હેં સ્વગત વિચાર્યું:-"આ મ્હારા શેઠનુંજ મકાન છે. અહિં ભય શો છે?" આમ વિચારી હું સાવધાનતાથી દાંદર ચઢી ઉપર ગઇ. ઉપર એક વિશાળ ઓરડો હતો. એ ઓરડાની આજુબાજુ બીજી ઘણી ન્હાની ઓરડીઓ હતી. એ મ્હોટા ઓરડામાંથી પસાર થઇ છજામાં જઇને મ્હેં જોયું તો પાસે આવેલી નદીના કિનારા ઉપર જમીનદાર મહાશય ફરતા મ્હારા જોવામાં આવ્યા. આથી મ્હેં તેમની પાસે જઇને વાતચિત કરી લેવાનો વિચાર કર્યો. પછીથી જેવી હું છજામાંથી એ મ્હોટા ઓરડામાં આવી અને જે બન્યું તેથી મ્હારાં રુવે રુંવાં ખડાં થઈ ગયાં, ભયથી હું કંપી ઉઠી. એ વાતનો વિચાર ફરતાં હજી પણ શરીર કંપી ઉઠે છે!"

કૃષ્ણલાલે કહ્યું:-"શું થયું હતું?"

"હું ઓરડીની વચ્ચે આવી હોઇશ એવામાં એક ખુણામાંથી કોઇના રડવાનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો."

"શું કહે છે? રડવાનો અવાજ?"

"હા-કોઇના રડવાનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો. બરાબર 'હું-હું-હું-હું-! આવો અવાજ સાંભળતાં મ્હેં એમ વિચાર્યું

કે, "બપોરનો વખત છે, અને આ મકાન વસ્તીથી ઘણે દૂર છે તેથી કોઈ ડાકિણી કે પિશાચિની આવો અવાજ કરતી હશે ! હું શામાટે અહિં મરવાને આવી ?!" શું કહું ? મ્હારા પગ તો થરથર ધ્રૂજવા લાગ્યા. પાછી જેવી હું દાદર ઉપરથી નીચે ઉતરવા લાગી કે એજ અવાજ મ્હેં સાંભળ્યો. હું ઉતાવળથી દાદર ઉતરવા લાગી. છેલ્લું પગથીઉં ઉતરતાં ગફલત થઇ જવાથી હું એ તાડકા રાક્ષસીની ઉપર પડી, અને તેથી તે એકદમ જાગી ઉઠી, અને 'ઓ-ઓ-ઓ-' કરવા લાગી. તેના મ્હોડામાં માત્ર એકજ દાંત હતો. હું તેનું વિકાળ મ્હોં જોઇને ઘણો ભય પામી. તેના ડોળા વાઘના ડોળા જેવાજ હતા ! મ્હને જોતાંની સાથે તે 'ચોર ચોર' કહીને બૂમો પાડવા લાગી. એની બૂમો સાંભળી બાગનો રામગોપાળ નામનો માળી—"

કૃષ્ણલાલે વચ્ચેજ પૂછ્યું:—" રામગોપાળ માળી એટલે ? એ તો હિંદુસ્તાની નામ છે. શું જમીનદાર મહાશયે હિંદુસ્તાની રાખ્યો છે ?"

નર્મદા:—હા, તે હિંદુસ્તાની છે; પરંતુ ઘણા સમયથી ગુજરાતી માણસોના સહવાસમાં રહેતો હોવાથી તે ગુજરાતી બોલી શકે છે. પછી એ માળીએ આવીને મ્હને પૂછ્યું:—"કોણ છે તું ? ચોરટી ! અહિં શા માટે આવી છે ? હરામજાદી ! પૂછ્યા વિના અહિં આવવાની સખ્ત મનાઇ છે એ તું જાણે છે ?" આવાં વચનો સાંભળવામાં આવતાં મ્હારા ક્રોધનો પાર રહ્યો નહિ. મ્હેં પણ રોષાવેશમાંજ કહ્યું:—" ગદ્ધા ! હું કોણ છું તે તું જાણે છે ? તું કોને શું કહે છે તેનું તને ભાન છે ? જમીનદાર મહાશયને કહી હું તને નોકરી ઉપરથી હાંકી કઢાવીશ, સમજ્યો ?" મ્હારાં વચનો સાંભળી તેણે વિશેષ ક્રોધે ભરાઇને કહ્યું:—" તું નક્કી ચોરટી છે. હું હમણાંજ તને જમીનદાર મહાશય પાસે લઇ જઉં છું." આમ કહી તે મ્હને જમીનદાર મહાશય પાસે લઇ ગયો, અને તેણે તેમને સલામ કરીને કહ્યું:—"સાહેબ ! હું એક ચોરટી બાઇને આપની પાસે પકડી લાવ્યો છું !" "ચૂપ રહે, મૂર્ખ !" કહીને હું જમીનદાર પાસે ગઇ અને તેમની પ્રકૃતિના સમાચાર પૂછવા લાગી. મ્હેં કહ્યું:—" આપની તબિયતના સમાચાર જાણવાને માટે બાઇસાહેબે મ્હને આપની પાસે મોકલી છે. ત્રણ ચાર દિવસથી આપ ઘેર આવેલા નહિ હોવાથી તેમના જીવને ઘણી ફિકર થાય છે—" આ વચનો સાંભળી જમીનદાર તો મ્હારા મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યા. તેમણે પૂછ્યું:—" નર્મદા ! તું બાગમાં આવેલા

બંગલામાં ગઇ હતી કે ?" મ્હેં કહ્યું:—" હા, આપને શોધવાને માટે ગઇ હતી." તેમણે મ્હને પુનઃ પૂછ્યું;—" પરંતુ તું મેડા પર ગઇ હતી કે ?" મ્હેં ઉત્તર આપ્યો:—"ના જી !" આ સમયે જમીનદાર મહાશયની રોષદર્શક આંખો જોઇ હું ઉપર ગઇ હતી એમ કહેવાનું સાહસ કરી શકી નહિ. મ્હેં તેમને વિશેષ સંતોષ આપવાના હેતુથી કહ્યું:—" હું જેવી દાદર ઉપર ચઢવા જતી હતી તેવામાં પગાથયાં પાસે સૂઇ રહેલી ડોશીની ઠોકર વાગવાથી તેના ઉપર પડી ગઇ. આથી એ ડોશી નિદ્રામાંથી જાગ્રત થઇ, અને મ્હોટેથી બૂમો પાડવા લાગી. તેની બૂમો સાંભળી માળી આવી પહોંચ્યો, અને તે મ્હારો ઘણો તિરસ્કાર કરીને મ્હને અહિં તેડી લાવ્યો." મ્હારો ખુલાસો સાંભળી જમીનદારે કહ્યું:—" જા, તું ઘેર જઇને કહે કે, મ્હારી તબિયત તદ્દન સારી છે—ચિંતા કરવાનું કારણ નથી."

કૃષ્ણલાલે પૂછ્યું:—" પછી તું ઘેર આવતી રહી કે ?"

નર્મદા:—હા, પછી હું પેલા નોકર પાસે જઇ તેની સાથે ઘેર પાછી આવતી રહી. મ્હેં ઘેર આવીને શેઠાણીને કહ્યું કે:—" બાઇ-સાહેબ ! એમની પ્રકૃતિ સારું હોવાનું તેમણે કહ્યું છે; પરંતુ ત્યાં એક અદ્દભુત પ્રકાર મ્હારા જોવામાં આવ્યો હતો કે જેનું સ્મરણ કરતાં અદ્યાપિ હું ધ્રૂજી ઉઠું છું." આમ કહીને મ્હેં મ્હારી સઘળી બહાદુ-રીનું અથેતિ વર્ણન તેમને કહી સંભળાવ્યું. મ્હેં બાગમાં આવેલા બંગલામાં ભૂત હોવાનો નિશ્ચય તેમની પાસે પ્રદર્શિત કર્યો; કિન્તુ કોઇ પણ પ્રકારે તેમના મનનું સમાધાન થયું નહિ. કોણ જાણે કે તેમના મનમાં શો સંદેહ ઉત્પન્ન થયો હતો ! બીજા દિવસે મધ્યાન્હકાળે જમીનદાર મહાશય ઘેર આવ્યા, અને તેજ દિવસે તેમણે ટંટો કરીને શેઠાણીને કાઢી મૂક્યાં !"

નર્મદાને મુખે આ સઘળી ચમત્કારિક હકીકત સાંભળવામાં આવતાં કૃષ્ણલાલના અંતરમાં વિવિધ પ્રકારના વિચારો ઉપસ્થિત થવા લાગ્યા. મોતીબાગ સંબંધી તેણે નર્મદાને અનેક પ્રશ્નો પૂછી આવશ્યક માહિતી મેળવી લીધી. બાગ ક્યાં છે ? બંગલો ક્યાં આવેલો છે ? પહેલા માળ ઉપર કેટલી ઓરડીઓ છે ? પહેલા માળે કયી બાજુએથી નર્મદાએ એ અવાજ સાંભળ્યો હતો વગેરે પ્રશ્નો તેણે પૂછ્યા; પરંતુ થોડી સામાન્ય માહિતિ સિવાય નર્મદા પાસેથી વિશેષ હકીકત જાણવામાં આવી નહિ. આ ગૂઢ રહસ્યની સંપૂર્ણ શોધ કરવાનો કૃષ્ણલાલે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. માલિકનાં ખોટાં કામો જાણ્યા સિવાય નોકર કદિ પોતાની

ઉન્નતિ કરી શકતો નથી, અને માલિકને પ્રિય થઈ પડતો નથી એવો કૃષ્ણલાલનો સિદ્ધાંત હતો.

રસોઇ તૈયાર થઇ ગઇ હતી. નર્મદાએ થાળી પીરસી કૃષ્ણલાલને જમવા બેસાડ્યો, તથા નર્મદા 'શાક વધારે લ્યો.' 'આ એક રોટલી વધારે ન ખાઓ તો મ્હારા સમ છે!' એમ કહીને કૃષ્ણલાલને આગ્રહપૂર્વક જમાડવા લાગી. આવી રીતે કૃષ્ણલાલનું સ્વકપોલકલ્પિત સ્વપ્ન સફળ થયું! કૃષ્ણલાલે જમી રહ્યા પછી કહ્યુઃ—"નર્મદા! તું મ્હારી થાળીમાંજ નહિ જમે કે?" આમ છતાં નર્મદા એક હિંદુ વિધવા હતી. તે કૃષ્ણલાલના આ પ્રસ્તાવને કોઇ પણ રીતે સ્વીકારતી નહોતી. બીજી તરફથી કૃષ્ણલાલ પણ પોતાની હઠ છોડતો નહોતો! આથી અંતે નર્મદાએ કંટાળી જઇ રોષાવેશમાંજ કહ્યુંઃ—"જો આવી રીતે તમે મ્હને કંટાળો આપશો તો હું એકદમ અહિંથી ચાલી જઇશ, અને પછીથી જીવનપર્યંત તમારૂં મ્હોં સુદ્ધાં જોવા આવીશ નહિ, સમજ્યા?"

હવે વધારે આગ્રહ કરવામાં સાર નથી સમજી ધુર્ત્ત કૃષ્ણલાલે નર્મદાને તેની ઇચ્છા હોય તે પ્રમાણે કરવાનું કહ્યું. તેણે નમ્રસ્વરે કહ્યુંઃ—"નર્મદા! બસ આટલી વાતમાંજ તું ખિજવાઇ ગઇ? શું હું નથી જાણતો કે, સ્ત્રી પોતાનું લગ્ન થયા સિવાય સ્વામીની થાળીમાં કદિ જમતી નથી. હું તો અત્યાર સુધી ત્હારું મન જોતો હતો! પરંતુ હું તને અહિંથી જમ્યા સિવાય તો નહિજ જવા દઉં!"

નર્મદાનો ક્રોધ પણ હવે શાન્ત થઇ ગયો હતો. કૃષ્ણલાલની સાથે વિશેષ કાંઇ બોલ્યા સિવાય તેણે જૂદી થાળીમાં જમી લીધું.

થોડા સમયમાંજ સઘળું કાર્ય આટોપી નર્મદાએ કૃષ્ણલાલ પાસે રજા માગી. તેના તરફ ટગર ટગર જોઇ રહીને કૃષ્ણલાલે કહ્યુંઃ—"પણ, નર્મદા! પેલી વાતનો તો ત્હેં મ્હને કશો ઉત્તર આપ્યો નહિ?"

"કયી વાતનો?"

"ખરી મહત્વની વાતનો—આપણા પુનર્લગ્ન સંબંધીનો!"

નર્મદાએ થોડા સમય સુધી વિચાર કરી, નીચું જોઇને કહ્યુંઃ—"હજી હું એ વાતનો વિચાર કરતી હતી."

"ત્યારે પછી અંતે શો નિશ્ચય કર્યો?"

"તમને જેમ ઠીક લાગે તેમ આપણે કરીશું તમારા સિવાય આ જગતમાં મ્હને સારી સલાહ આપે એવું બીજું કોણ છે?"

સંતોષ પામી, આનંદસાગરમાં ઝોકાં ખાતાં ખાતાં કૃષ્ણલાલે કહ્યું:—" ત્યારે, લગ્નની બાબતમાં હારી સંમતિ છે, કેમ ? બસ બસ, તું ડાહી છે, જ્ઞાની છે. મ્હારા જેવા દુઃખી માણસને સુખી કરવાની પરોપકારપૂર્ણવૃત્તિથીજ તું મ્હારી સાથે લગ્ન કરવાને સંમત થઇ છે, એ હું ક્યાં નથી જાણતો ? આજની હારી સંમતિથી મ્હને કેવું અપાર સુખ થયું છે તેની કલ્પના તું કરી શકે તેમ નથી. એક દિવસે આપણે એક ઠેકાણે શાન્તિથી બેસી આ બાબતનો ચોક્કસ નિશ્ચય કરીશું. તું પાછી ક્યારે આવીશ ?"

"વખત મળશે એટલે આવીશ." આમ કહી નર્મદા જવા લાગી.

"જો આવવાને ભૂલીશ નહિ." કૃષ્ણલાલે અધીરતાથી સૂચના કરી.

નર્મદાએ પાછી ફરીને કહ્યું:—" હું ચોક્કસ આવીશ; પરંતુ મ્હારી એક વાત તમારે કબૂલ કરવી પડશે."

" શી વાત ? " કૃષ્ણલાલે ઉત્સુકતાથી પૂછ્યું.

" આવતી કાલથી ઉપવાસ કરશો નહિ. હમ્મેશાંની માફક સ્હવાર સાંજ રસોઇ બનાવીને જમજો. કહો આ વાત તમારે કબુલ છે ને ? "

કૃષ્ણલાલે હાસ્યમુખે સંમતિ દર્શાવી એટલે પછી નર્મદા ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

## ફોજદાર હિરાલાલ.

**यस्य चित्तं द्रविभूतं कृपया सर्व जन्तुषु ।**
**तस्य ज्ञानेन मोक्षेण किं जटाभरमलेपनैः ॥**

चाणक्य नीतिसार.

(ભાવાર્થ;—જે પુરુષનું ચિત્ત સર્વ પ્રાણીઓ ઉપર દયાથી નિરંતર દ્રવતું રહે છે, તેને જ્ઞાનથી, મોક્ષથી, જટા ધારણ કરવાથી અને વિભૂતિ ચોળવાથી શો લાભ છે ? )

હરિપ્રસાદ વૈભવના સર્વોચ્ચ શિખર પર ચઢતા હતા, તથા જનતાના અને સરકારના આદરને પણ પ્રાપ્ત થયા હતા. આમ છતાં કોઇ તેમનો દ્વેષ કરતું નહોતું એમતો નહોતુંજ. તેમના વૈભવની ઉન્નતિ કેટલાંક દ્વેષી સ્વભાવનાં માણસોથી જોઇ શકાતી નહોતી. તેમનો ભાગ્યરવિ કેટલાંક માણસોને બાળી ભસ્મીભૂત કરી નાખતો હતો.

ફોજદાર હિરાલાલ એવો માણસ હતો કે, જો તેના તરફ જોનારના દૃષ્ટિકેમેરામાં તે આવી ગયો તો જોનારના મન ઉપર તેની ઉગ્રતા અને કઠોરતાનો પ્રભાવ હમ્મેશાંને માટે પડી ગયા સિવાય રહેતો નહિ. કેટલાક પોલિસ અમલદારોની મુદ્રા વિલક્ષણ હોય છે. એ મુદ્રા ઉપર અત્યંત નીચતા તેમજ અધિકારનું રાક્ષસી તેજ જોવામાં આવે છે. હિરાલાલની મુખમુદ્રા પણ એવીજ હતી. તેમાં નીચતાનું પ્રતિબિંબ તદ્દન અસ્પષ્ટ હતું;–માત્ર રાક્ષસી અધિકારનું તેજજ વિશેષ પ્રમાણમાં પ્રતિબિંબિત થયેલું હતું. આમ છતાં તેનામાં વનરાજ સિંહની ઉદારતા અને સરળતા પણ હતી. તેનું કપાળ નિરંતર સંકુચિત જોવામાં આવતું હતું. વર્ષાઋતુમાં, શિયાળામાં તેમજ પ્રચંડ ઉનાળામાં પણ તે ન શરીર પર ઑવરકોટ પહેરતો હતો. એ ઑવરકોટની બાંહ્યોમાં હાથના પંઝા છુપાઈ રહેતા હતા. તે હમ્મેશાં પોતાના હાથમાં એક જાડી મજબુત લાકડી રાખતો હતો.

હિરાલાલ નિર્વ્યસની હતો. એકાદ કાયમાં ફત્તેહ મળતાં જ્યારે તેનું મન આનંદિત બની જતું ત્યારે તે માત્ર સુવાસિત તપખીરના બે દમ મારતો હતો. પુસ્તકોનો તેને શૉખ નહોતો; ઉલટો કાંઇક અંશે તિરસ્કાર હતો; પરંતુ જે કાંઇ તેને વાંચવું પડતું હતું યા તો જે કાંઇ તે વાંચતો હતો, તેથી તેની બુદ્ધિ વિશેષ તીવ્ર અને સ્થિર થઇ હતી; પરંતુ તેથી તેની ભાષામાં સહજ પણ નમ્રતા યા તો મધુરતા આવી નહોતી. હિરાલાલમાં બે ગુણ સારા હતા; પરંતુ એ ગુણો ખૂબ વધી ગયેલા હોવાથી તેનું સદ્‌ગુણીપણું દૂર થઇને દૂર્ગુણપણુંજ આવ્યું હતું. અધિકારસંમાન તથા શાસનભંગ કરનાર પ્રત્યે તેને ઘણો તિરસ્કાર રહેતો હતો. આ તેના સદ્‌ગુણ હતા. ચોરી, ખૂન વગેરે ઇન્ડિયન પિનલકોડમાં આવતા પ્રત્યેક્ ગુન્હાને તે પોતાની દૃષ્ટિથી શાસન–સત્તા વિરુદ્ધ બંડ અર્થાત્ રાજદ્રોહજ સમજતો હતો. ઇન્ડિયન પિનલકોડ સરકારેજ કર્યો છે, એટલે તેનું ઉલ્લંઘન કરવું એ સરકારની આજ્ઞાનો ભંગ કરવો એવોજ તેનો અર્થ થાય છે, એમ તે જોર દઇને કહેતો હતો; અર્થાત્ જો કોઇ પણ માણસને, કોઇ પણ ફોજદારી કેસમાં ન્યાયમંદિરનાં પગથીઆં ચઢવાં પડતાં તો તેને માટે ફોજદાર હિરાલાલના અંતરમાં કાયમનો દ્વેષ—કાયમનો તિરસ્કાર ઉપજતો હતો. એમાં અપવાદ જેવું કાંઇ તેને જણાતું નહોતું. તે જાણી જોઇને કોઇ નિરપરાધીને દુઃખી કરવાનો પ્રયત્ન કરતો નહોતો. તે સરળ માણસની સાથે હમ્મેશાં સરળતથીજ વર્તતો હતો; પરંતુ વહેમી, ચોર તથા

ગુન્હેગારો તરફ તેનું સરળ વર્તન કદિ જોવામાં આવતું નહોતું.

રાધનપુરમાં આવીને કામ ઉપર રજુ થતાંજ હરિપ્રસાદની બોલબાલા તેના સાંભળવામાં આવી. દશ વર્ષ પૂર્વે જે દરિદ્રતાનો દોસ્ત હતો તેજ હરિપ્રસાદને હમણાં તેણે લક્ષાધિપતિ થયેલો જોયો. પહેલાં હરિપ્રસાદ દરિદ્ર કેમ હતો? દશ વર્ષ પહેલાં તે ક્યાં હતો? એનું કુળ તથા પૂર્વજીવન કેવું છે? એવા અનેક પ્રશ્નો સાહજિકજ તેના અંતરમાં ઉપસ્થિત થયા. અંતે આ પ્રશ્નો તેણે પોતાના ખાતાને પૂછ્યા. —પૂછ્યા એટલુંજ નહિ; પરંતુ એ સંબંધી ઘણી તપાસ કરી; છતાં તે હરિપ્રસાદનું પૂર્વજીવન જાણી શક્યો નહિ. આથી હરિપ્રસાદ ઉપર તેણે હમ્મેશાં તીક્ષ્ણ દૃષ્ટિ રાખવા માંડી. તે હરિપ્રસાદ તરફ નિરંતર શંકાપૂર્ણ દૃષ્ટિથી જોતો હતો, તથા આ પ્રકાર હરિપ્રસાદના જાણવામાં પણ આવ્યો. હરિપ્રસાદે હિરાલાલની દૃષ્ટિને કશું મહત્વ આપ્યું નહિ. પોતાના ઉપર આવી શંકા રાખવાનુ શું કારણ છે એ સંબંધી પણ તેમણે હિરાલાલને એક પણ પ્રશ્ન કર્યો નહિ. ઉલટું અન્ય માણસોની સાથે તેઓ જેવી સરળતાથી, સ્નેહથી અને સહૃદયતાથી વર્તતા હતા તેવીજ રીતે હિરાલાલની સાથે પણ વર્તવા લાગ્યા. કેટલીક વખતે હિરાલાલે હરિપ્રસાદની સમક્ષજ આડી રીતે તેમના પૂર્વજીવનની માહિતી મેળવવા સંબંધીના પ્રશ્નો પૂછ્યા. હરિપ્રસાદે પણ જેટલી સભ્યતા તેમજ સરળતાથી હિરાલાલે એ પ્રશ્નો પૂછ્યા તેટલીજ સભ્યતા અને સરળતાથી તેના પ્રશ્નોના ઉત્તરો આપ્યા; પરંતુ એટલાથી તેનું સમાધાન થયું નહિ. લોહી પી ચુકેલા કૂતરાની જેવી રીતે લોહી સિવાયના ભોજનથી તૃપ્તિ થતી નથી તેવીજ સ્થિતિ હિરાલાલની થઈ. તેની જીજ્ઞાસાવૃત્તિ વિશેષ પ્રબળ થઇ. એક દિવસે કેટલાક માણસોની સાથે વાતચિત કરતાં કરતાં હિરાલાલે ત્રીસ વર્ષ પૂર્વેના એક દુષ્કાળની હકીકત કહી. એ ભયંકર દુષ્કાળનું હૃદયદ્રાવક વર્ણન કરી તેમાં પોતાનાજ એક કુટુંબના સર્વસ્વનો વિનાશ થયાની હકીકત તેણે કહી સંભળાવી. આ સઘળી વાતચિત ચાલતી હતી તે દરમ્યાન તેની હારપ્રસાદની તરફ તીવ્ર દૃષ્ટિ હતી; પરંતુ એ નિર્વિકાર મુખમુદ્રા ઉપર સહજ પણ ફેરફાર થયેલો તેના જોવામાં આવ્યો નહિ. ઘેર આવીને જોરથી તેણે પોતાની ટોપી ટેબલ ઉપર પછાડી. પછીથી ઓષ્ઠને દાંતથી પીસીને તેણે ટેબલ પર હાથ ઠોક્યો. આ હાથનો અઘાત થતાંજ ટેબલ ઉપરની સઘળી વસ્તુઓ—નોકરને બોલાવવાની ઘંટડી—કાગળો—ખડીઓ વગેરે—હાલી ઉઠયું. આજનો હિરાલાલનો ક્રોધ કોના ઉપર હતો?

પુનઃ હિરાલાલ શાન્ત થયો. સાત આઠ દિવસમાં તો તે આ વિષયને છેકજ ભૂલી ગયો હોય એમ જણાવા લાગ્યું; આમ છતાં તેનું અંતર આ વિષયનું વિસ્મરણ કરી શક્યું નહોતું. તીક્ષ્ણ ધારવાળી તલવાર પોતાનું કાપાકાપીનું કામ છોડી દે ખરી કે? દબાવી રાખેલી સ્પ્રિંગ દબાણ ઉપાડી લેતાંજ પુનઃ ઉછળ્યા સિવાય રહે ખરી કે? પછીથી હિરાલાલ આ વિષયને કેવી રીતે ભૂલી શકે? હરિપ્રસાદના શાન્ત, પ્રેમાળ અને નિષ્કપટ વર્ત્તનથી તેની તલવારને કાટ ચઢવા લાગ્યો. તેની સ્પ્રિંગ પર દાબ બેસવા લાગ્યો; પરંતુ તલવાર ઘસાઇને તીક્ષ્ણ થાય, સ્પ્રિંગ દબાણમાંથી મુક્ત થઇ ઉછળી જાય એવો એક પ્રસંગ આ સમયે દૈવયોગે બન્યો.

પાસેના ગામમાંજ એક માણસના ઘરમાં ચોરી થયાના સમાચાર પ્રભાતકાળે પાંચ વાગ્યે હિરાલાલના જાણવામાં આવ્યા. આ ચોરીની તપાસ કરવા માટે હિરાલાલ એજ સમયે રાધનપુરથી નીકળી પડ્યો, અને રસ્તે જતા એક ગાડામાં તે બેસી ગયો, તથા ગાડીવાનને તેણે જલદીથી ગાડું હાંકવાની આજ્ઞા કરી. હિરાલાલ ઉતાવળમાં તેમજ આવેશમાં હોવાથી પોતાને ક્યાં જવું છે એ કહેવું તે ભૂલી ગયો. ગાડીવાને નમ્રતાથી પૂછ્યું:–"ક્યાં જવું છે?" આ પ્રશ્ન સાંભળી હિરાલાલે ગાડીવાન્ પર ક્રોધે ભરાઇ પોતે જે ગામ જવું હતું તે ગામનું નામ કહ્યું, અને તેણે "જલદી હાંક." એવી રૂઆબમાંજ ગાડીવાનને આજ્ઞા કરી. ગાડીવાન્ હિરાલાલનું યમસ્વરૂપ જોઇને ગભરાઇ ગયો હતો. પોતાનો જીવ બચાવવાને તેણે બળદોને જલદીથી હાંકવા માંડયા. ગાડું ઝપાટાબંધ આગળ વધવા લાગ્યું.

ચોમાસાના દિવસો હોવાથી ગઇ રાત્રે પુષ્કળ વર્ષાદ પડયો હતો. અદ્યાપિ ગગનમંડળ મેઘાચ્છાદિત હતું. સૂર્યોદય થવાને એક કલાકનો વિલંબ હતો; છતાં અંધકાર ઘણો હતો. સઘળો રસ્તો કાદવકીચ્ચડથી ભરેલો હતો. બળદો ગાડીવાનના હાથમાંની લાકડીનો માર ખાઇ ઉતાવળથી દોડતા હતા. આટલા વેગથી પણ હિરાલાલનું સમાધાન નહિ થતું હોવાથી તે ગાડીવાનને "સાલા, જલદી હાંક, સરકારી કામ બગડશે તો ત્હારો જીવ લઇશ!" એમ કહ્યા કરતો હતો. અલ્પ કાળમાંજ ગાડું રાધનપુરથી માઇલ દોઢ માઇલ દૂર જઇ પહોંચ્યું. એવામાં એક ઠેકાણે આંચકો આવ્યો. બળદોને પણ ઠોકર વાગી. સ્હામે એક વિશાળ ઝાડ કાળું રાક્ષસ જેવું જણાતું હોવાથી બળદો ભડક્યા પણ ખરા. તેની સાથેજ ગાડું એક બાજુએ નમી પડ્યું અને બળદો પણ

જમીન ઉપર પટકાઇ પડયા. ગાડીવાન્ પણ 'ફોજદાર સાહેબ!' ફોજદાર સાહેબ' કહેતો નીચે પડયો, અને પૈડા નીચે તેનું માથું આવી ગયું. એ જગ્યાએ ખાડો હોવાથી કાદવ વિશેષ હતો; તેથી ગાડીવાનનું મ્હોં કાદવમાં દબાઇ ગયું, અને તેના ઉપર પૈડું ચઢી ગયું! ફોજદાર હિરાલાલ તો અકસ્માત થતી વખતેજ નીચે કૂદી પડી એક બાજુએ ઉભો રહ્યો હતો. તેણે બળદોને ઉભા કરવા વ્યાજબી વિચાર્યાં નહિ; કેમકે જો તે બળદોને ઉભા કરે ને તેઓ ચાલવા માંડે તો ગાડીવાન્ પૈડા નીચે દબાઇ ને મરી જાય. ગાડીવાન્ "મ્હને કોઇ બચાવો— હું મરી ગયો, મ્હને કોઇ બચાવો" એવા પોકાર કર્યા કરતો હતો.

ગાડીવાનની બૂમો સાંભળી આજુબાજુનાં ખેતરોમાંથી કેટલાક ખેડૂતો ત્યાં આવી પહોંચ્યા. હરિપ્રસાદનો હમ્મેશાં પ્રાતઃકાળે ફરવા જવાનો નિત્યનિયમજ હતો. આ પ્રસંગે તેઓ પણ કર્મધર્મસંયોગે આ રસ્તે આવી ચઢયા હતા. ગાડીવાનની બૂમો સાંભળી તેઓ સત્વર ગાડા પાસે આવી પહોંચ્યા. હિરાલાલ હજી સુધી પોતાના ઑવરકોટને ચોટેલો કાદવ સાફ કરી નાખતો હતો.

હરિપ્રસાદ આવી પહોંચ્યા. આસપાસના પાંચ છ ખેડૂતો પણ આવ્યા; પરંતુ ફોજદાર હિરાલાલને જોતાંજ તેઓ પાછા હઠી ગયા, અને દૂર ઉભા રહી પૈડા નીચે દબાઇ રહેલા ગાડીવાન્ તરફ જોઇ રહ્યા. હરિપ્રસાદે અગ્રેસર થઇને કહ્યું:—"અરે, જોઇ શું રહ્યા છો? એને બચાવો, નહિ તો બિચારો ગરીબ માણસ જીવથી જશે."

બે ખેડૂતો આગળ આવ્યા. તેમણે પૈડાને હાથથી ખસેડવાનો ઘણો પ્રયત્ન કર્યો—તેમનો દમ પણ ભરાઇ આવ્યો; છતાં પૈડું પાછું ખસવાને બદલે ઉલટું સહજ આગળ આવ્યું! ગાડીવાન્ બિચારો અસહ્ય વેદના થતી હોવાથી રડવા લાગ્યો. બન્ને ખેડૂતો નિરાશ થઇ પાછા હઠી ગયા.

"અરે હું પાંચ રૂપિયા આપુંછું—દશ આપુંછું; પરંતુ એને બચાવો. એકને બદલે ચાર જણા પ્રયત્ન કરો." હરિપ્રસાદે ખેડૂતોને ઉદ્દેશીને કહ્યું.

"મહારાજ! માણુસના જીવ કરતાં કાંઇ પેસાની કિંમત વધારે નથી. આપ તો ચાર જણને પ્રયત્ન કરવાનું કહો છો; પરંતુ જો દશ જણ પ્રયત્ન કરીએ તો પણ પૈડું પાછું ફરવાનું નથી. ખાડામાં પુષ્કળ કાદવ છે, અને ખાડો ઘણો ઉંડો છે!" એક ખેડૂતે ખુલાસો કર્યો.

બીજા એક ખેડૂતે કહ્યું:—" ચાલો, આપણે જઇને બે ચાર

મજબુત લાકડાં લઈ આવીએ એટલે એનો ટેકો દઇ પૈડું ઉંચુ કરી ગાડીવાનને બચાવી શકાશે."

"તમને લાકડાં લઇ આવતાં કેટલો વખત લાગશે ?" હરિપ્રસાદે પૂછ્યું.

"લગભગ અડધો કલાક લાગશે" એક ખેડૂતે ઉત્તર આપ્યો.

"ત્યાં સુધી આ ગાડીવાનથી પૈડાનો ભાર ઉંચકી શકાશે નહિ. તેનો શ્વાસ બંધ થઇ જશે તો તે મરી જશે. તમે જોઇએ તો વીસ–પચીસ–પચાસ રૂપિયા લ્યો; પરંતુ એનો જીવ બચાવો. કોઇ વીર છે? કોઇ પ્રાણદાતા છે ?" હરિપ્રસાદે કહ્યું.

"આ કાર્ય કરવાને માટે રાવણની શક્તિ જોઇએ. મનુષ્યની શક્તિનો ઉપયોગ અહિં થઇ શકે તેમ નથી, તથા રાવણ જેવી શક્તિ ધરાવનાર માત્ર એકજ મનુષ્યને મ્હેં આ જગતમાં જોયો છે." હિરાલાલે આગળ આવી પ્રત્યેક્ શબ્દ ઉપર ભાર મૂકીને કહ્યું.

હરિપ્રસાદ ક્ષણ માત્રને માટે ચંચળ બની ગયા; પરંતુ એ ચંચળતા હિરાલાલ જોઇ શક્યો નહિ. હિરાલાલે વિશેષમાં કહ્યું:–"એ માણસે અઢાર વર્ષ તો કેદખાનામાં કાઢ્યાં છે."

"એમ કે ?" હરિપ્રસાદે સહજ સ્મિત કરીને પૂછ્યું.

"એટલુંજ નહિ; પરંતુ કેદખાનામાંથી છુટયા પછી માત્ર બીજેજ દિવસે પુનઃ તેણે એક સાધુ મહાત્માનાં આશ્રમમાં ચોરી કરી હતી." હિરાલાલે ઉમેર્યું.

"હાય હાય–મ્હને બચાવો–બચાવો ! મ્હારો જીવ જાય છે !" ગાડીવાનના આ શબ્દો સાંભળવામાં આવતાંજ હરિપ્રસાદનું હૃદય ઘણું દ્રવિત થયું. હિરાલાલ અને હરિપ્રસાદ–બન્ને જણા ધ્રૂજી ઉઠયા.

ગાડીવાનથી હવે પૈડાનો ભાર વેઠી શકાતો નહોતો. તે મૃતપ્રાયઃ સ્થિતિમાં હતો. હરિપ્રસાદે કહ્યું:–"કોઇ સો રૂપિયા લઇને પણ આને બચાવો. પૈડા પાસે જઇ તેને બરડાનો ટેકો દેવામાં આવશે તો પૈડું ઉંચુ થશે."

પરંતુ હરિપ્રસાદની સૂચનાનુસાર કાર્ય કરવાની કોઇની હિંમત ચાલી નહિ. હિરાલાલે કહ્યું:–"પીઠ પર પૈડાનો ભાર ઉંચકી શકે એવા એકજ માણસને હું ઓળખું છું;–પરંતુ એ ઉસ્તાદ બદમાશ છે."

"મરી ગયો માડીરે! મ્હને કોઇ બચાવો રે! જલદી કરો–મ્હારો જીવ જાય છે !!"

હરિપ્રસાદે પોતાની હમ્મેશાંની સદયદષ્ટિનો કટાક્ષ હિરાલાલ ઉપર

ફેંક્યો. પછી એક વખત તેમણે ત્યાં ઉભા રહેલા ખેડૂતો તરફ પણ જોયું. પછીથી તેમણે સત્વર પોતાનાં કપડાં કાઢી નાંખ્યાં. ત્યાં ઉભા રહેલા માણસો તેમને અટકાવે તે પહેલાં તો તેઓ પૈડા પાસે જઇ પહોંચ્યા, તથા તેમણે પોતાની પીઠ પર પૈડું ઉંચકવાનો પ્રયત્ન કર્યો. પછીથી તેમણે ગાડીવાનને આશ્વાસન આપી, સાવધાન રહેવાને સૂચવ્યું. ફોજદાર હિરાલાલ આવો પ્રકાર જોઇ બોલી ઉઠયોઃ–"રાવસાહેબ ! આમ આવો–આમ આવો, આવું સાહસિક કાર્ય ન કરો." ખેડૂતોએ પણ આવું કાર્ય નહિ કરવા માટે હરિપ્રસાદને ઘણુંય કહ્યું; પરંતુ તેમણે કોઇના કહેવા પ્રત્યે લક્ષ્ય આપ્યું નહિ. આવો પ્રકાર જોઈ બિચારો ગાડીવાન્ પણ મહાકષ્ટે બોલ્યોઃ–"અન્નદાતા ! દશ મરે તો ભલે મરે; પરંતુ દશનો આશ્રયદાતા ન મરશો. તમે મ્હનેજ મરવા દ્યો !

આમ છતાં હરિપ્રસાદ નિરુત્સાહિત થયા નહિ. કોઇને પણ તેમણે ઉત્તર આપ્યો નહિ. પછીથી હરિપ્રસાદે પોતાની ઇચ્છાબળથી કહો કે અપાર્થિવ શક્તિથી કહો; પરંતુ એકદમ પોતાની પીઠ ઉપર પૈડું એક હાથ ઉંચું કરી નાખ્યું ! પછીથી જ્યારે ગાડીવાન્ બ્હાર નીકળી ગયો ત્યારે તેમણે ચાકમાંથી પૈડું ઉતારી નાખી, ખાડાની બ્હાર મૂકી દીધું. ગાડીવાને પોતાના પ્રાણદાતા હરિપ્રસાદના ચરણોમાં મસ્તક નમાવ્યું. હિરાલાલ આશ્ચર્યચકિત બની જઇ ત્યાંથી પગે ચાલતોજ રવાના થઇ ગયો. આ સમયે તેની મુખમુદ્રા ઉપર ઘણો ક્રોધાવિર્ભાવ જણાતો હતો. શું તેને ઉદારચરિત હરિપ્રસાદના આ પરોપકારી કાર્ય માટે ક્રોધ ઉપજ્યો હતો ?

## પ્રકરણ ૧૫ મું.

### કઠોર જગતનો કઠોર અનુભવ.

" ધરી આશા તણો પાયો, ચણાવી તે ઉપર કિસ્મત !
કહીં ? ક્યારે ? લીંધો તાણી, એ પાયો તેં અરે કિસ્મત !"

સ્વ. મ. ન. દ્વિવેદી.

**શ્રીમંત મનુષ્યને ફસાવીને લીધેલા પૈસા જ્યારે પહોંચતા નથી ત્યારે પછી ગરીબ માણસના ગળા ઉપર છુરી ફેરવીને લીધેલા પૈસા ક્યાંથી પહોંચે ! કેશવલાલ અને કાળિકા પૈસા પ્રાપ્ત કરવાને માટે ગમે તે કાર્ય કરી શકે તેમ હતાં. પૈસાની વાસ આવતાંજ તેઓ બન્ને પો-**

તાની કમર કસતાં હતાં. આમ છતાં તેમની પાસે એવી લુચ્ચાઇથી મેળવેલા પૈસા રહેતા નહિ. શાન્તિલતાની માતા પાસેથી કેશવલાલે જે પંચોત્તેર રૂપિયા લીધા તે બે ચાર દિવસમાંજ ઉડી ગયા. તે સાથેજ શાન્તિલતા ઉપરનો તેમનો કૃત્રિમ સ્નેહ પણ દૂર થયો. પોતાના સગાની એક નિરાધાર દરિદ્ર બાળિકાને માત્ર પોતાનો ધર્મ બજાવવાના હેતુથી પોતે આશ્રય આપ્યો છે, એવું કેશવલાલે ગોવિંદપુરમાં સર્વત્ર જાહિર કર્યું. કેશવલાલ અને કાળિકા હવે શાન્તના ઉપર સહજ પણ પ્રેમ રાખતાં નહિ. શાન્તિને માટે તેની પ્રેમમયી માતા જે કપડાં મૂકી ગઇ હતી તે કપડાં ગુલાબ અને ચંપાએ પહેરવા માંડયાં, તથા ગુલાબ અને ચંપાનાં ફાટેલાં કપડાં ગરીબ બિચારી શાન્તિનાં શરીર પર શોભવા લાગ્યાં! શાન્તિનાં ઘરેણાં સુદ્ધાં કાઢી લઇ કેશવલાલે તેને વેચી નાખ્યાં, અને જે રકમ આવી તે પણ તેણે ખરચી નાખી. શાન્તિને માત્ર કપડાં લત્તાં કે ઘરેણાનુંજ દુઃખ નહિ; પરંતુ તે સાથે ખાવાનું પણ દુઃખ હતું. ગુલાબ અને ચંપાનું જે ખાધેલું વધતું હતું તે ઉચ્છિષ્ટ અન્ન શાન્તિને મળતું હતું. જ્યારે ગુલાબ અને ચંપા જમતાં હોય ત્યારે શાન્તિને તેમની પાસે જવાની રજા નહોતી. અજ્ઞાન બાળિકા શાન્તિ કાંઇ સમજતી નહોતી. સમજવા જેટલી તેની ઉંમર પણ નહોતી. થોડા સમય પછી તો શાન્તિને પોતાનું ભોજનપાત્ર પણ માંજી નાખવું પડતું હતું.

આઠ દશ દિવસને અંતે શાન્તિની માતા તરફથી શાન્તિની કુશળતા જણાવવા સંબંધીનો પત્ર આવતો હતો. કેશવલાલ પણ એ પત્રોનો "શાન્તિ આનંદમાં છે. ગુલાબ અને ચંપાની સાથે તેને પણ ઘણું સારું ગોઠે છે." એવો ઉત્તર આપતો હતો. પહેલા છ મહિના વીતી ગયા. સાતમા મહિનાની પહેલી તારીખે દશ રૂપિયાનો મનીઑર્ડર કેશવલાલને મળ્યો. દર મહિને રૂપિયા બરાબર વખતસર આવતા જોઇને કાળિકાને તેના પતિ કેશવલાલે એક દિવસે કહ્યું:—" દશ રૂપરડીમાં એની છોકરીનું ખર્ચ કેવી રીતે ચાલતું હશે એની તેને કલ્પના પણ છે કે?" તરતજ બીજે દિવસે તેણે શાન્તિની માતાને લખ્યું કે:—" શાન્તિનું વધતું જતું ખર્ચ માત્ર દશ રૂપિયામાં નભતું નથી. તેને શું ન જોઇએ? પહેલાંનાં કપડાં ફાટી ગયેલાં હોવાથી બીજાં કપડાંની જરૂર છે." આવી રીતે શાન્તિની માતા ફસાઇ પડે એવી અનેક અસત્ય હકીકતનો પત્ર લખવામાં આવ્યો. ભોળી તેમજ પ્રેમાળ માતા પાપીની પ્રપંચજાળમાં ફસાઈ પડી. " માત્ર બે રૂપિયા વધારે આપવા પડશે એજને? ઠીક છે. જો કાળિકાએ મ્હારાપર ઉપકાર કર્યો ન હોત તો મ્હને આ વીસ રૂપિયાની નોકરી પણ ક્યાંથી મળી શકત? વળી મ્હારી

શાન્તિના સુખ કરતાં પૈસા વધારે છે કે? જો કદાચ હું શાન્તિને અહિં લાવી હોતતો સૌને મ્હારે મ્હારા પતિનો પરિચય આપવો પડત, અને તેથી તેમની પ્રતિષ્ઠાનું સંરક્ષણ થાત નહિ.” આવો વિચાર કરીને મમતામયી સુંદરીએ બીજે મહિનેથી દશ રૂપિયાને બદલે બાર રૂપિયાનો મનીઑર્ડર કરવા માંડ્યો.

એકનો દ્વેષ કર્યા સિવાય બીજા ઉપર પ્રેમ કરી શકાતો નથી એવો કેટલાંક માણસોનો સ્વભાવ હોય છે. કાળિકાનો સ્વભાવ આવોજ હતો. શાન્તિનો તિરસ્કાર કર્યા સિવાય તે પોતાનાં સંતાનો ઉપર પ્રેમ કરી શકતી નહોતી. શાન્તિલાલ પ્રત્યેનો દ્વેષ તે પોતાનાં સંતાનો પ્રત્યેનો પ્રેમ છે એમ તે સમજતી હતી. ધીમે ધીમે તેને એમ લાગ્યું કે, શાન્તિ પોતાના મકાનમાં આવીને રહી તેથી તેનાં સંતાનોને ખેલવા કૂદવા માટે ઘર ન્હાનું પડવા લાગ્યું. જેટલી સંભાળ શાન્તિની રાખવી પડે છે તેટલી વિશેષ સંભાળ જો પોતાનાં સંતાનોની રાખવાની હોત તો તેમના કેટલા લાડકોડ પૂરા કરી શકાત? પરંતુ શાન્તિને કાળિકા પોતાના સંતાનસ્નેહમાં અંતરાયરૂપ સમજવા લાગી. શાન્તિને સૂઇ રહેવાની બે હાથ જેટલી જમીન નજરે પડતાં પણ કાળિકાને એમ લાગતું હતું કે, “જો આ બલા મ્હારે ત્યાં ન હોત તો હું મ્હારાં સંતાનોને મ્હોટી પથારી કરી આપત, અને તેઓ સૌ સુખમાં સૂઇ રહેત. એણે આવીને મ્હારાં સંતાનોનું સકળ સુખ હરી લીધું છે.”

કેવા અનુદાર વિચાર! કેવી દુષ્ટ ભાવના!!

પરંતુ આ માત્ર ભાવનાજ નહોતી. આ ભાવના વિચારસૃષ્ટિમાંથી કર્મસૃષ્ટિમાં પણ અવતરતી હતી. પોતાનાં સંતાનોને રડતાં છાનાં રાખવા માટે કાળિકા અજ્ઞાન–અનાથ શાન્તિલાલને મારતી હતી. બાળકો પોતાની બાલ્યાવસ્થામાં તેમની માતાના વર્તનનુંજ વિશેષ અનુકરણ કરે છે, અને મ્હોટપણે તેઓ તેમની માતાના જેવાંજ થાય છે. ગુલાબ, ચંપા અને શાન્તિ કરતાં સહજ મ્હોટી હોવાથી તેનો સ્વભાવ તેની માતા જેવો થવા લાગ્યો હતો. ધીમે ધીમે તે પણ પોતાની માતાની માફક શાન્તિનો દ્વેષ કરવા લાગી. જતાં આવતાં તે શાન્તિની ઢીંગલી ઉંચકીને ફેંકી દેતી હતી. ક્વચિત્ તે તેની પીઠ પર એકાદ ઝપાટો પણ લગાવી દેતી હતી. ક્વચિત્ તેનાં કપડાં જાણી જોઇને ફાડી નાખતી હતી. આવા પ્રકારો બની અંતે તેની ફરિયાદ ન્યાયાધીશ કાળિકા પાસે જતી હતી. આવા સમયે

શાન્તિ ગુન્હેગાર ઠરતી અને તેના પુષ્પના જેવા કોમળ અંગ ઉપર સખ્ત તેમજ નિર્દયતાપૂર્ણ માર પડતો હતો.

બીજી તરફ શાન્તિની માતા પોતાની કિશોરી કન્યા આનંદમાં છે એમ સમજીને પોતાના આત્માનું હમ્મેશાં સમાધાન કરી રાધનપુરમાં રહેતી હતી. પગારના વીસ રૂપિયા તથા એક ખાનગી ટયુશનના પાંચ રૂપિયા મળી દર મહિને તે પચીસ રૂપિયા કમાતી હતી. તેમાંથી દશ રૂપિયા તે ચંચળને આપતી હતી. જો કે પ્રથમ છ માસ સુધી સુંદરીને કેશવલાલ તરફ રૂપિયા મોકલવા પડયા નહોતા તો પણ તે એ છ માસમાં પંદર વીસ રૂપિયાથી વધારે રકમ બચાવી શકી ન હોતી. ભવિષ્યના મનોરાજ્યમાં તે તલ્લીન બની ગઇ હતી. ભવિષ્યમાં શાન્તિને રાધનપુર લઇ આવવાનો તેનો વિચાર હતો. શાન્તિ આવશે એટલે તેને માટે સારાં સારાં કપડાં જોઇશે, તેને સૂઇ રહેવાને માટે સારું સ્વચ્છ બિછાનું જોઇશે—રમકડાં જોઇશે! અહા! માતાના અંતરનું કેવું આનંદમય મનોરાજ્ય! એ મનોરાજ્યની ખરી કલ્પના આ જગતમાં જે માતાને માત્ર એક સંતાન સિવાય બીજું કોઈ નથી તેનેજ આવી શકે તેમ છે.

"મ્હારી શાન્તિ હવે જલદી અહિં આવશે! બહુ બહુ તો મ્હારે હવે તેના વિયોગે માત્ર એક બે વર્ષ કાઢવાં પડશે. પછીથી તે મ્હારી સાથે શાળામાં પણ આવશે. હું મ્હારી શાન્તિને જોઇ બહુ સુખી થઇશ." ચાલવા દે, સુંદરિ! ત્હારૂં મનોરાજ્ય ચાલવા દે! ઇશ્વર ત્હારા શુદ્ધ અને સાત્વિક આનંદનો કદિ વિરસ ન કરો એમજ અમે ઇચ્છીએ છીએ!

પણ ઇશ્વરની ઇચ્છા કદાચ તેને આનંદમા રાખવાની હશે; પરંતુ મનુષ્યેચ્છા તેથી વિરુદ્ધજ હતી. તેને નીચ મનુષ્યોની ઇચ્છાનું બળિદાન થવું પડયું; તેથી ઇશ્વરેચ્છાનો કશો ઉપયોગ થયો નહિ. જગતમાં આવો કઠોર અનુભવ ઘણાં માણસોને થાય છે, તેજ પ્રમાણે આપણી સ્નેહલતાને પણ થયો!

સ્નેહલતા ચપળ બુદ્ધિની, વિનયશીલ સ્વભાવની અને અપૂર્વ સૌન્દર્યમયી હતી. બુદ્ધિ, ગુણ તથા સૌન્દર્યથી જગતમાં મનુષ્યની ઉન્નતિ પણ થાય છે, તેમજ તેનાથી તેની અવનતિ થઇને કેટલીક વખતે તેને દુઃખ પણ ભોગવવું પડે છે. પોતાના વિનયશીલ વ્યવહારથી સ્નેહલતાએ મુખ્ય માસ્તરાણીનો સ્નેહ સંપાદન કર્યો હતો. તેની ભલામણથી સ્નેહલતાને એક ખાનગી ટયુશન પણ મળ્યું હતું; પરંતુ તેનો આવો ઉત્કર્ષ બીજી શિક્ષિકાઓથી સહન કરી શકાયો નહિ.

પોતે ગૃહિણી હોઇ પોતાને એક કન્યા છે એવું એ સ્થિતિમાં જાહિર કરવું સ્નેહલતાને માટે ઇષ્ટ નહોતું. તેથી તે પોતાના સંબંધીની વાતચિત કરતાં ઘણી સાવધ રહેતી હતી. પોતાની વાત નીકળતાં તે એ વાતને ઉડાવી દેવાનોજ પ્રયત્ન કરતી હતી; તો પણ ગૃહસુખની પતિપત્નીપ્રેમની–વાત નીકળતાંજ તેનું અપૂર્વ સૌન્દર્યપૂર્ણ તેજસ્વી વદનમંડળ નિસ્તેજ બની જતું હતું. કેટલીક વખતે તો તેનાં નયનયુગલમાંથી મોતીના જેવાં અશ્રુબિંદુઓ સરી પડતાં જોવામાં આવતાં હતાં. આવો પ્રસંગ ક્વચિતજ ઉપસ્થિત થતો હતો. આથી સ્નેહલતા ત્રણ વર્ષ સુધી પોતાની નોકરીને બરાબર સંભાળી શકી. અન્ય શિક્ષિકાઓ જ્યારે સ્નેહલતાના આવા ભાવાંતરને સમજી શકી ત્યારે તેમણે દ્વેષબુદ્ધિથી સ્નેહલતાનું ભૂતકાળનું ગુપ્તજીવન જાણવાના પ્રયત્નો કરવા માંડ્યા. સ્નેહલતા પોતાના પગારમાંથી દરમહિને કોઇને બાર રૂપિયા મોકલે છે એવું જાણવામાં આવતાંજ દ્વેષબુદ્ધિવાળી શિક્ષિકાઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. આ રૂપિયા સ્નેહલતા કોને મોકલે છે તથા ક્યાં મોકલે છે તે જાણી શકવાનો ઉપાય નહોતો. સુયોગની રાહ જોઇ બેસી રહેનાર માણસને ક્વચિત્ પોતાનો હેતુ સિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય છેજ. તેજ પ્રમાણે બીજી શિક્ષિકાઓને પણ એ વાત જાણવાનો સુયોગ પ્રાપ્ત થયો. મહિનાની આખર તારીખ હતી. મુખ્ય અધ્યાપિકાએ ઑફીસમાં કાંઇ કામ માટે સ્નેહલતાને બોલાવીને તેના વર્ગમાં બીજી શિક્ષિકાને દેખરેખ રાખવાની આજ્ઞા કરી. બીજી શિક્ષિકાએ સ્નેહલતાના વર્ગમાં આવી, હાજરી તપાસવાને હાજરી પત્રક કાઢ્યું તો તેમાં એક કાર્ડ અને મનીઑર્ડરની એક પાવતી તેના જોવામાં આવી. તેણે એ કાર્ડ તથા મનીઑર્ડરની પાવતી ઉચકી લઇ પોતાના પોલકાના ખિસ્સામાં મૂકી દીધી.

બીજે દિવસે એ શિક્ષિકા શાળામાંજ "ગોવંદપુરનો કેશવલાલ કોણ છે ?" એવી અરસપરસમાં ચર્ચા કરવા લાગી.

સુંદરીની સઘળી પોષ્ટ શાળાના શિરનામે આવતી હતી. તેજ દિવસે પાછી બીજી મનીઑર્ડરની પાવતી આવી. તેમાં એમ પણ લખ્યું હતું કે:–" ચિ. શાન્તિ આનંદમાં છે.' પાવતી પણ એ શિક્ષિકાના હાથમાં ગઇ. ચિ. શાન્તિ કોણ હશે ? શિક્ષિકા સ્નેહલતાની સાથે તેનો શો સંબંધ હશે ? કેશવલાલ કોણ હશે ? વગેરે વાટાઘાટ–ચર્ચા ચાલુ થઇ. સૌ કોઇ સ્નેહલતા પ્રત્યે સંશયપૂર્ણ મુદ્રાથી જોવા લાગ્યું. સ્નેહલતા એ સંશયનું રહસ્ય સમજી શકી નહિ, તેજ પ્રમાણે દ્વેષબુદ્ધિવાળી શિક્ષિકાઓ પણ સ્નેહલતાનું ગુપ્તજીવન–રહસ્ય સમજી શકી નહિ.

સ્નેહલતાનો પગાર વધવાનો હતો–તેનો વીસને બદલે પચીસ રૂપિયા માસિક પગાર થવાનો હતો, તથા તે માટે સ્નેહલતાને સમક્ષ બોલાવીને મુખ્ય અધ્યાપિકાએ તેની ઘણી ભલામણ કરી હતી. આ ભલામણ માત્ર તેના સદ્‌ગુણોની હતી–નોકરીની વિશેષતાની નહોતી. આથી અન્ય શિક્ષિકાઓની દ્વેષબુદ્ધિ વધી ગઈ. એક શિક્ષિકા સીક રજાઓ લઇને ગોવિંદપુર જઇ પહોંચી. ત્યાં કેશવલાલ તથા કાળિકાની મુલાકત લઇ, સઘળા રહસ્ય સાથે પુનઃ તે રાધનપુર આવી શાળામાં હાજર થઈ. પોતાની દુષ્ટતા અનુસાર એ શિક્ષિકાએ મુખ્ય અધ્યાપિકા પાસે સ્નેહલતા ગેરવર્તણુંક ચલાવનારી છે, એવું પુરાવા સાથે જાહિર કર્યું.

વૃક્ષને ઉછેરીને મ્હોટું કરતાં જેટલાં વર્ષ લાગે છે તેટલી મિનિટો–અરે તેટલી પળો પણ તેનો નાશ કરતાં લાગતી નથી. જે તાજમહેલને બનાવવાને માટે વર્ષોનાં વર્ષો સુધી અસંખ્ય કારીગરોએ મહેનત કરી છે, જેની પાછળ અસાધારણ પૈસા ખરચાયા છે, તેજ જગતને મુગ્ધ કરનારા તાજમહેલને જો જમીનદોસ્ત કરવો હોય તો નજીવોજ સમય લાગે. જગતમાં વિધાતાએ વિધાયક સામગ્રી કરતાં વિનાશક સામગ્રીજ વધારે નિર્માણ કરેલી જોવામાં આવે છે. તેણે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે. સૃષ્ટિનું લાલનપાલન પણ તેજ કરે છે; છતાં તેનો નાશ પણ તે ત્વરાથી શા માટે કરે છે એ એક ગૂઢ રહસ્ય છે !

સ્નેહલતા એમ સમજતી હતી કે, હવે પોતાનો પગાર બે ચાર દિવસમાં વધશેજ. પોતે હવે સુખી થઇને સુખના શિખર ઉપર ચઢશે. પરંતુ એ સુખના શિખર ઉપર નહિ, કિન્તુ જ્વાળામુખીના ક્ષણિક સુપ્ત રહેલા શિખર પર પોતે ચઢે છે એની તેને કલ્પના પણ નહોતી. પોતાના હિતશત્રુઓની નીચતાથી પોતાની આશા પ્રાણહારક નિરાશામાં બદલાઇ જશે, એમ તે જાણતી નહોતી. આજે તેણે બાર રૂપિયાને બદલે પચીસ રૂપિયાનો મનીઑર્ડર ગોવિંદપુર કેશવલાલ ઉપર મોકલ્યો, તથા તે સાથે ગુલાબ, ચંપા અને શાન્તિને માટે કેટલાંક સુંદર પોલકાં અને મિઠાઇનું એક પારસલ પણ મોકલ્યું. પછીથી તે પ્રફુલ્લ અંતઃકરણે શાળામાં આવી. એકસરેજ પ્રમાણે જો એકાદ વૃત્તિશોધક કિરણ ઉપલબ્ધ હોત, અને તેનો તેના અંતઃકરણ ઉપર જો પ્રયોગ કર્યો હોત તો તે અંતઃકરણરૂપી સરવરમાં સુખદ આશાનાં વિશાળ જળમંદિરો શણગારેલાં જોવામાં આવત. તેની મુખમુદ્રા જો તેના અંતરનું પ્રતિબિંબ બતાવી શકત તો તે ઘણુંજ અસ્પષ્ટ અને પ્રચ્છન્ન જોવામાં આવત. સ્નેહલતાનું મુખમંડળ આનંદપૂર્ણ જણાતું હતું.

સ્નેહલતા વિનયથી પોતાની અધિકારિણી પાસે જઇને ઉભી રહી. ક્ષણ માત્રપર્યંત પોતાની અધિકારિણી તરફ જોઇને સ્નેહલતાએ પોતાનું મસ્તક નીચું નમાવ્યું. મુખ્ય અધ્યાપિકાએ ધીમેથી; પરંતુ નિશ્ચયસૂચક સ્વરે કહ્યું:—"બ્હેન! શિક્ષકમંડળ તરફ તથા શાળાના ચાલક અને માલિક તરફ તમારા પ્રમોશનની અરજી મ્હેં ગઈ કાલે મ્હારી ખાસ ભલામણ સાથે મોકલી છે."

અધ્યાપિકા શાન્ત થઈ. સ્નેહલતાના અંતઃકરણમાં આનંદના દિવ્ય મૌક્તિક ઉત્પન્ન કરનાર સ્વાતીના સધ્યમેઘ આશારૂપી આકાશમાં ધીર ગંભીર ગર્જના કરવા લાગ્યો. હમણાં સધ્ય મેઘ વર્ષશે, તથા તેની વૃષ્ટિથી પોતાના અંતઃકરણમાં આનંદની મુકતાવલી ઉત્પન્ન થશે, તથા એ મુકતાવલી પ્રાણાધિકા શાન્તિના કંઠમાં પહેરાવી શકાશે એમ તેને લાગવા માંડયું. એ આનંદ કેવો અવર્ણનીય હતો!!

"તથા તે માટે આજે મ્હારે પશ્ચાત્તાપ કરવો પડશે એમ હું જાણતી નહોતી." અધિકારિણીનો સ્વર નિષ્ઠુરતાથી ગર્જવા લાગ્યો.

સ્નેહલતાને એમ લાગ્યું કે, ગગનમંડળમાંથી ભીષણ વજ્રપાત્ થયો.

અધિકારિણીએ કહ્યું:—"મ્હેં જે હકીકત સાંભળી છે તેનો તમારે મુખેજ સ્પષ્ટ ખુલાસો સાંભળવાની ઇચ્છાથી મ્હેં તમને અહિં બોલાવ્યાં છે."

વાયુથી ધ્રૂજતી લતાની માફક સ્નેહલતા ધ્રૂજી. તે મુખ્ય અધ્યાપિકા તરફ ટગર ટગર જોઈ રહી.

અધ્યાપિકાએ પૂછયું:—"શાન્તિલતા તમારી પુત્રી છે કે? જો એ તમારી પુત્રી હોય તો તમારા પતિ કયાં છે? કેમકે તમારા પતિ જીવતા છે તેનું ચિહ્‌ન તમારા કપાળ ઉપર છે. તમારે પુત્રી નથી તેમ પતિ પણ નથી એવું તમે કહી શકશો કે? એ સઘળી હકીકતનો સ્પષ્ટ ઇતિહાસ અમારે જાણવો ઇષ્ટ છે. આ શાળાનું ધ્યેય નીતિ તેમજ ધર્મ છે. આ શાળામાં અભ્યાસ કરનારી દરેક કન્યા અખંડ નીતિની અને નિશ્ચયથી ધર્મશાલિની થાય એવો શાળાના ચાલકોનો ઉદ્દેશ છે. આ શાળામાં અભ્યાસ કરનારી દરેક કન્યા 'આદર્શ ગૃહિણી' થવી જોઇએ એવો તેમનો મુખ્ય ઉદ્દેશ છે. તેથી આ શાળાની દરેક શિક્ષિકા પણ નીતિ તેમજ ધર્મપરાયણા હોવી જોઇએ. તે સિવાય છોકરીઓ ઉપર તેની સારી છાપ બેસે નહિ. અને માલિકનો શ્રમ તથા પૈસા ફોકટ ખરચાઇને તેમને પુણ્યને બદલે પાપ પ્રાપ્ત થાય."

સ્નેહલતા ગભરાઈ ગઈ હતી. તે અધ્યાપિકા તરફ હજી સુધી ટગર ટગર જોઈ રહી હતી. અધ્યાપિકાએ પુનઃ કહ્યું:—"તમારા શુદ્ધાચરણને કલંક બેસે એવા કેટલાક કાગળો આવેલા છે. એ ખરા છે કે ખોટા તેનો ખુલાસો તમારે મુખે થાય તો ઠીક."

સ્નેહલતાએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—"હું ઈશ્વર સાક્ષી ઉપર કહું છું કે, હું નિષ્કલંક છું. માત્ર હું મ્હારા પતિનો પરિચય આપી શકતી નથી; તેથીજ મ્હારે માટે આપના અંતરમાં સંશય ઉપજ્યો છે."

અધ્યાપિકાએ પૂછ્યું:—"ત્યારે શાન્તિલતા કોણ છે? તમારા પતિ ક્યાં છે? તેમણે તમારો ત્યાગ શા માટે કર્યો છે?"

આકાશ તૂટી પડ્યું. સમુદ્રે માઝા મૂકી. મુશળધાર વૃષ્ટિ સાથે ભીષણ વાવંટોળિયો થવા લાગ્યો. ગરીબ બિચારાં કુમળાં વૃક્ષોની હવે કેવી દુર્દશા થશે? એ પોતાના ઉપર થતા આઘાત કેવી રીતે સહન કરી શકશે? તેને આવી દુઃખપૂર્ણ પરિસ્થિતિમાં કોણ સહાયતા કરશે? સ્નેહલતા મૌન ધારણ કરીને ઉભીજ રહી. તેણે કશો ઉત્તર આપ્યો નહિ.

અધ્યાપિકાએ મેજ ઉપર હાથ પછાડીને કહ્યું:—"તમારે તમારા પતિનો પરિચય આપવોજ જોઇએ. નહિ તો તમારી વર્તણુંક સારી નથી એમજ સિદ્ધ થાય છે."

સ્નેહલતાઃ—મ્હારા જીવનમાં હું કદિ અસત્ય બોલી નથી કિંવા મ્હેં કોઇ પણ પ્રકારનું દુરાચરણ કર્યું નથી. તમે મ્હારાં માતાસ્વરૂપ છો! મ્હને મ્હારા જીવની ચિંતા નથી; પરંતુ મ્હારી શાન્તિ તરફ જુઓ, અને મ્હને નોકરી પરથી દૂર ન કરો.

અધ્યાપિકાએ કઠોર સ્વરે કહ્યું:—"તમારા રૂપ પ્રમાણે જો તમારાં આચરણ સારાં હોત તો ઘણું સારું થાત! પરંતુ જગતનો ન્યાયજ આવો છે. તેજસ્વી તેમજ રૂપવાન્ હિરાકણીમાં જાલિમ જહર ભરેલું હોય છે, એવોજ તમારો પ્રકાર છે. અતિ કષ્ટે—ઘણીજ દિલગિરીથી, મ્હારા કર્ત્તવ્યને લીધે, જે છોકરીઓને તેમનાં માબાપોએ વિશ્વાસથી અમારે સ્વાધીન કરી છે, એ વિશ્વાસને લીધે તેમજ એ છોકરીઓના કલ્યાણાર્થે મ્હારે તમને નોકરી ઉપરથી કમી કરવાં પડે છે. એનો દોષ મ્હારા ઉપર મૂકશો નહિ! તમે તમારાં ધર્મભ્રષ્ટ આચરણોનો વિચાર કરી જુઓ! હરિપ્રસાદ શેઠની મંજૂરી આવે ત્યાં સુધી હું તમને કમી કરૂં છું; તેમનો જે હુકમ થશે એ તમને જણાવવામાં આવશે. તમને નુકસાન થાય છે એ માટે એક મહિનાનો તમને વિશેષ પગાર મળશે."

"શું! મ્હને કમી કરશો? હું આ શું સાંભળું છું? આજકાલ

કરતાં ત્રણ વર્ષથી હું આપના હાથ નીચે નોકરી કરું છું. આ ત્રણ વર્ષમાં આપે મ્હારૂં શું દુરાચરણ જોયું છે?"

"એ ચર્ચા કરવાને હું ઇચ્છતી નથી. આ હકીકત લોકોને કાને જાય તો આ શાળામાં એક પણ કન્યા અભ્યાસ કરવા આવે નહિ. તેથી શાળાને નુકસાન પહોંચી, શાળાની આબરુ સચવાય નહિ. તેથી આજે ને આજેજ-હમણાંને હમણાંજ તમે ઘેર રવાના થઇ જશો તો આ વિદ્યાલય ઉપર તમારો મહાન્ ઉપકાર થશે!"

ક્યાં રહ્યું પ્રમોશન! ક્યાં રહ્યો આનંદ! દુઃખની કેવી પરિસીમા! ક્યાં અલ્પકાળ પૂર્વેની સુખદ આશા અને ક્યાં હમણાની ઘોર -ભયંકર-વિઘાતકી નિરાશા! ક્યાં સ્વર્ગ! અરેરે! આવું જગતમાં હમ્મેશાં થાય છે. આ કઠોર જગતનો કઠોર અનુભવ છે!

---

## પ્રકરણ ૧૬મું.

---

### મનુષ્ય કે પિશાચ?

"When sorrows come they come not as single but in battalions."—Proverb.

સ્નેહલતાની નોકરી છૂટી ગયાને પંદર દિવસ થયા હતા. આ પંદર દિવસમાં અનેક સંકટો સ્નેહલતાની પાછળ લાગ્યાં હતાં. એઆબરુથી નોકરી ઉપરથી તે છુટી થઇ એને બીજે દિવસેજ, તેને ચંચળના ગૃહનો ત્યાગ કરવો પડ્યો. બિચારી ચંચળ નિરુપાય હતી; કેમકે તે સહજ ઘરની બ્હાર નીકળતી તો આડોસ પાડોસમાં રહેતી સ્ત્રીઓ તેને અનેક પ્રશ્નો પૂછતી હતી; "એ માસ્તરણ શી ન્યાતની છે? કયા કુળની છે? સધવા છે કે વિધવા છે? સકેશા છે કે અખંડ સુવાસિની છે?" વગેરે. આથી ચંચળ કહે તે પહેલાંજ સ્નેહલતાએ પોતાની પરિસ્થિતિ સમજી જઇને ચંચળના ઘરનો ત્યાગ કર્યો. ધીમે ધીમે રાધનપુરનાં ઘણાંખરાં માણસો સ્નેહલતાને વેશ્યાજ સમજવા લાગ્યાં! તે રાધનપુરના સભ્ય અને અસભ્ય લોકોની નિંદાનું પાત્ર થઇ ગઇ હતી.

સ્નેહલતાએ સ્વતંત્ર મકાન રાખ્યું, તથા તે ત્યાં રહેવા લાગી. એ સ્થળે પોતાનાથી શાન્તિથી રહી શકશે, એવી તેના મનમાં આશા હતી; પરંતુ એ આશા વ્યર્થ થઇ. તેની પાસે સાઠ રૂપિયા સિલ્લકે હતા. હજી તે તેની પ્રાણાધિકા શાન્તિને માટે ત્રણ ચાર મહિના સુધી રૂપિયા મોકલી શકે તેમ હતી. એ સમય દરમ્યાન પોતાનું પણ બીજે કોઇ

સ્થળે ઠેકાણું પડી જશે એમ સ્નેહલતાએ વિચાર્યું હતું. તે વિચારતી હતી કેઃ—" જે કારણથી હું ભય પામતી હતી તેજ કારણ જાહિર થયું! હવે ભય પામવાથી શું વળે તેમ છે? જેવી મ્હારી સ્થિતિ થઇ છે તેવીજ સ્થિતિ મ્હારી શાન્તિની થશે. શાન્તિના મુખમાંથી નીકળતા સુધામય 'મા' શબ્દના ઉચ્ચારથી મ્હારા ઉપર થતા જગતની નિંદાના ઘાનું દુઃખ હું ભૂલી જઇશ! જો હું નિરુત્સાહી થઇ ગઇ હોઇશ તો તેનું માત્ર સ્મિત હાસ્ય જોઇને પ્રોત્સાહિત થઇશ! મ્હારી શાન્તિને મ્હારા હૃદય સાથે ચાંપી હું જગતના શોક તાપને શાન્ત કરીશ!" નિરાશામાં આવા આશાપૂર્ણ વિચારો કરતી સ્નેહલતા પોતાના મકાનમાં બેઠી હતી, એવામાં પોષ્ટમેન આવીને તેના હાથમાં એક પત્ર મૂકી ગયો. પત્ર ફોડી તેના પર દૃષ્ટિ ફેંકતાંજ સ્નેહલતા દુઃખિત થઇ. પત્ર ટૂંકોજ હતો. "ચાર દિવસથી શાન્તિલત બિમાર છે. તેને સખ્ત તાવ આવે છે. ડૉક્ટરનું ઔષધ ચાલુ છે. સેવાચાકરી માટે એક નર્સ રાખી છે. ડૉક્ટર તેમજ નર્સના ખર્ચ માટે રૂપિયા મોકલી આપશો. તમારે આવવાનું કારણ નથી."

પ્રેમમયી માતા સત્વર ઉઠી. પોષ્ટઑફિસ પર જઇ પંદર રૂપયાનો મનીઑર્ડર કરી તે પાછી આવતી હતી એવામાં એક ટોપીવાળાની મને ચાલતો સંવાદ સહજ તેના સાંભળવામાં આવ્યો. એ સંવાદ સાંભળવામાં આવ્યાથી તેનું મન આનંદિત થયું. ઘેર પાછી આવી, પોતાની બાકી રહેલી સિલ્લક સાથે લઇ, સ્નેહલતા પુનઃ બ્હાર નીકળી પડી, તથા તેણે જૂદા જૂદા રંગનું રેશમ, મખમલ, બનાત અને સોયા ખરીદ કર્યા. ઘેર આવીને તરતજ સ્નેહલતા પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇ. સંધ્યાકાળના પાંચ વાગ્યાના અરસ્સામાં તેણે એક બનાત ઉપરનો અને એક મખમલ ઉપરનો વેલબુટ્ટીનો નમુનો તૈયાર કર્યો. પછીથી તે એ બન્ને નમુના લઇને, જે ટોપીઓની દુકાને સ્હવારે તેણે સંવાદ સાંભળ્યો હતો ત્યાં ગઇ, અને તેણે દુકાનદારને એ બન્ને નમુના બતાવ્યા.

દુકાનદારને ખરાનું ખોટું અને ખોટાનું ખરું કરવાની અપ્રતિબંધ પરવાનગી આપેલી હોય છે; કેમકે તેને એક રૂપિયાના બે રૂપિયા કરવાના હોય છે. સ્નેહલતાનું એમ જ થયું. લુચ્ચા દુકાનદારોએ તેને ફસાવી. પોતાનું કામ દુકાનદારોને પસંદ પડયું છે એવું સ્નેહલતાના મનનું સમાધાન થયું હતું. દુકાનદારે આપેલા બાર આનાના પૈસા લઇને તે ઘર તરફ જતી હતી એવામાં દુકાનદારે કહ્યુંઃ—" બીજા પણ જૂદી જૂદી જાતના નમુના કાઢી લાવશો કે? જો નમુના જોવા હશે તો હું આપીશ."

"એમાં મ્હને શી હરકત છે ?" આમ કહીને સ્નેહલતા ચાલવા લાગી. તેનો જીવ સહજ શાન્ત થયો. તેણે સ્વાગત કહ્યું:-" આજે ચોખ્ખો નફો ચાર આના રહ્યો. ચાર કલાકમાં ચાર આના મળ્યા; તેથી જો હું હવેથી આઠ કલાક કામ કરીશ તો આઠ આના મળશે."

બીજે દિવસે સ્હવારે ટોપીવાળો સ્વરૂપચંદ સ્નેહલતાના મકાનમાં આવ્યો. સ્નેહલતા પોતાનું વેલબુટ્ટીનું કામ કરવામાં તન્મય બની ગઈ હતી. દ્વારમાં કોણ આવી, ઉભું રહીને તેના તરફ પાપપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યું છે, એ તેના ધ્યાનમાં નહોતું. અંતે સ્વરુપચંદે મકાનમાં પ્રવેશ કરી, સ્નેહલતાને ઉદ્દેશીને કહ્યું:-" સુંદરિ ! તમારા કાર્યમાં હું હરકત કરું છું એ માટે ઉદારતાથી મ્હને ક્ષમા આપશોને ?"

અરેરે, જો આ સમયે સ્નેહલતા ગભરાઇ ન હોત, હરિણીના જેવી ચકિતદૃષ્ટિથી તેણે દુકાનદાર સ્વરૂપચંદ તરફ જોયું પોતાના સ્તન ઉપર વસ્ત્ર નાખીને તેણે પોતાની અભિરામલીલાને પૂર્ણ ન કરી હોત તો તેની ભવિષ્યની આપત્તિ દૂર થઇ હોત. સ્નેહલતાનો અંગવિક્ષેપ વિજયશીલ, પવિત્રતાપૂર્ણ તેમજ તદ્દન અત્યાવશ્યક હતો. પણ એ સૌન્દર્ય, સુરાપાનથી ઉન્મત્ત બનેલા સ્વરૂપચંદના મનને ઘણું ગમ્યું. ત્યાંને ત્યાં તેણે પોતાના અધરોષ્ઠને દંશ કર્યો. નેત્રો ચમકાવ્યાં, તથા મુછો આમળતો આમળતો તે અનાથિની સ્નેહલતા તરફ જોઇ રહ્યો.

અલ્પકાળને માટે સ્નેહલતા ગભરાઇ ગઇ. પછીથી તરતજ તેણે સાવધ થઇ જઇને કહ્યું:-" આપ અહિં કેમ આવ્યા છો ? વળી-"

"મ્હારે તમારો માલ જોઇએ છીએ. મ્હેં તમને કહ્યું હતું તે પ્રમાણે હું નમુનો મ્હારી સાથે લેતો આવ્યો છું! તમે નમુનો બતાવશો તો મ્હને ઘણો આનંદ થશે. ગઇ કાલનો અને આજનો નમુનો તો ઉત્તમ છે. નમુના ઘરાકની આંખોને લલચાવે એવા છે !" સ્વરૂપચંદે દ્વિઅર્થી વચનો કહ્યાં.

" મ્હેં જે બીજા નમુના તૈયાર કર્યા છે તે હું બતાવીશજ !" સરળતાથી સ્નેહલતાએ ઉત્તર આપ્યો.

સ્વરૂપચંદે એક બે વેલબુટ્ટા બતાવીને કહ્યું:-" આ જુઓ, હું એક બે સાધારણ નમુના લેતો આવ્યો છું. એવા નમુના તમે કાઢી આપો ! મ્હારી પાસે કામ પુષ્કળ છે; પરંતુ તમારા નાજુક હાથે એ બ કામ થઇ શકશે કે ?"

" મ્હારાથી થશે એટલું કામ હું કરીશ." સ્નેહલતાએ સરળ ભાવથી ઉત્તર આપ્યો.

"તમે તમારી મહેનતના બદલા માટે બિલકુલ ચિંતા રાખશો નહિ. મ્હારૂં કામ તમે અત્યંત કુશળતાથી તેમજ ઘણું સુંદર કરી શકો એ માટે હું તમને અગાઉથી થોડા પૈસા આપી રાખું છું." આમ કહીને સ્વરૂપચંદે દ્રવ્યલોભ દર્શાવી પોતાનો નીચ વિચાર પાર ઉતારવાને માટે એક વીસ રૂપિયાની નોટ સ્નેહલતા પાસે મૂકી.

અત્યંત સરળતાથી એ નોટ સ્વરૂપચંદના હાથમાં પાછી આપીને સ્નેહલતાએ કહ્યું:-"મ્હને અગાઉથી પૈસાની જરૂર નથી. કામ થતું જાય તેમ તેમ પૈસા આપતા જજો એટલે થયું."

સ્વરૂપચંદે કહ્યું:-"તમે આને તમારી મજુરી સમજશો નહિ. હું તમને આ વીસ રૂપિયા બક્ષિસ તરીકે આપું છું."

"મ્હને બક્ષિસ આપો છો! બક્ષિસ આપવાનું કાંઇ કારણ?"

"તમારી કાર્ય કુશળતાથી તમે મ્હારૂં તો શું; પરંતુ મ્હારાં ઘરાકોનું મન પણ હરી લીધું છે; તેથી મ્હારી ઘરાકી વધશે. વળી મ્હારી ઘરાકી કદાચ નહિ વધે તો તેની મ્હને ચિંતા નથી. તમારા જેવું ઘરાક મ્હારી પાસે હશે એટલે મ્હને આનંદજ છે!"

આ વચનોનો ખરો અર્થ સ્નેહલતા સમજી શકી નહિ. ઘરાકો તેમજ દુકાનદારનું ચિત્ત પોતે કેવી રીતે હરી લીધું? ઘરાકો પુષ્કળ મળશે, અને કદાચ નહિ મળે તોપણ ચિંતા નથી, એટલે? વળી પોતે એની ઘરાક કેવી રીતે? આ સઘળો વિચાર કરતી કરતી સ્નેહલતા પોતાની સ્હામેની વેલપત્તી જોવા લાગી. સ્વરૂપચંદે કહ્યું:-"આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં મ્હેં જે નમુનો આપ્યો છે તે તૈયાર કરી રાખજો. વળી તે એટલો સુંદર થવો જોઇએ કે, એ જોતાંજ મ્હને આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહે નહિ."

સ્વરૂપચંદ આમ કહી, નોટ પાછી સ્નેહલતા પાસે ફેંકીને જતો હતો એવામાં સ્નેહલતાએ પુનઃ કહ્યું-"મ્હને મ્હારી મજુરીના પૈસા કાલે મળશે તો પણ ચાલશે. હું નોટ લઇને શું કરું?"

સ્વરૂચંદે પાછા ફરી, એ નોટ ઉંચકી લઈ, તેને બદલે પાંચ રૂપિયા ત્યાં મૂકીને કહ્યું:-"તમારા ગુણો તેમજ કાર્ય કુશળતા બદલ હું તમને આ પાંચ રૂપિયા ભેટ તરીકે આપું છું, તે તમે લ્યો." પછીથી આગળ પાછળ જોયા સિવાય સ્વરૂપચંદ ચાલ્યો ગયો. તે કહી ગયો હતો તે પ્રમાણે એ બીજે દિવસે સંધ્યાકાળે આવ્યો. એ આવ્યો એટલે તરતજ સ્નેહલતાએ તેના આપેલા પાંચ રૂપિયા તથા નમુના, કશું કામ કર્યા સિવાય તેની પાસે પાછા મૂકી દીધા. સ્વરૂપચંદે આશ્ચર્ય પામીને પૂછ્યું:-"કેમ, તમે કામ ન કર્યું?"

સ્નેહલતાએ ઉત્તર આપ્યોઃ-" ના."

"તમારી પ્રકૃતિ સારી નથી કે શું ?"

સ્નેહલતા શાન્ત રહી. સ્વરૂપચંદે કહ્યુંઃ-" સુંદરિ ! મ્હારા જેવીજ તમારી સ્થિતિ આકુળ વ્યાકુળ બની ગઇ છે કે શું? જો તેમ હોય તો હું ઘણો ભાગ્યશાળી છું, એમ સમજીશ !"

સ્નેહલતાએ રોષાવેશમાંજ કહ્યુંઃ-" જો તમે તમારા પૈસા પાછા લેશો તો હું કામ કરીશ."

સ્વરૂપચંદે કામાવેશથી અક્કલને દેશવટો આપીને કહ્યુંઃ-" મ્હારૂં કામ કરીશ?-કયું કામ કરીશ? મ્હારે આ કામ કરાવવું નથી. ત્હારા જેવી કોમળાંગીને કોઇ પણ કામ ન કરવું પડે એવીજ મ્હારા અંતરેચ્છા છે. હું તને ત્હારા ઘેર બેઠે મહિને વીસને બદલે ચાળીસ રૂપિયા આપીશ. એના બદલામાં હું ત્હારા સ્વર્ગીય સ્નેહસુધાનું પાન કરવાની અભિલાષા રાખું છું. તું જ્યારે શિક્ષિકા હતી ત્યારે મ્હારી દુકાન પાસે થઇને હર-નિશ જતી આવતી હતી. તે સમયથીજ હું ત્હારી પ્રતિમૂર્ત્તિને મ્હારા હૃદય સિંહાસન પર પ્રતિષ્ઠિત કરી નિરંતર એકાગ્ર ચિત્તે તેનું ધ્યાન ધરૂં છું. મ્હારૂં શરીર તો શું પરંતુ મન સુદ્ધાં ત્હારામાં તન્મય બની ગયું છે. હું ત્હારા સૌન્દર્યમાં લય થઇ ગયો છું. ત્હારા ઉપર આવેલાં અસંખ્ય સંકટો દૂર કરવાની તું મ્હને આજ્ઞા કર ! હું તને અપાર આનંદમાં રાખીશ.-પુષ્પશય્યામાં તને સુવાડીશ ! પરંતુ તું મ્હારી મહદેચ્છાને રતિરસના સિંચનથી પરિતૃપ્ત કર."

ક્રૂર વાઘના દર્શનથી, અને ભયજનક બમોથી ગભરાઇ ગયેલી ગાય કરતાં પણ સુંદરી સ્નેહલતા વિશેષ ગભરાઈ ગઇ હતી. તેણે આ પિશાચ પુરુષને કશો ઉત્તર આપ્યો નહિ-તેનાથી બોલી શકાયુંજ નહિ. તે વિદ્યુત્ ગતિથી પોતાની રૂમમાંથી બ્હાર નીકળી ગઇ. આશ્ચર્યમાં પડી ગયેલો સ્વરૂપચંદ તેના તરફ સ્થિરદૃષ્ટિથી જોઇ રહ્યો. આશ્ચર્ય દૂર થયા પછી તેના અંતરમાં ક્રોધ ઉપજ્યો. તેણે સ્વગત વિચાર્યુંઃ-"તેને સપાટો બતાવ્યા સિવાય તે હાથમાં આવવાની નથી." આમ વિચારી તેણે મૂકેલા પાંચ રૂપિયા, પોતાના તેમજ સ્નેહલતાના સઘળા નમુના, રેશમ તથા સ્નેહલતાની ન્હાની ટૂંક અર્થાત્ સ્નેહલતાનું સર્વસ્વ લઇ તે સત્વર ત્યાંથી પસાર થઇ ગયો.

સ્નેહલતા ઓરડીમાં પાછી આવી, તો પોતાના વેલબુટ્ટાના નમુના, ટૂંક કે બીજો કશો સામાન તેના જોવામાં આવ્યો નહિ. તે પોતાના કપાળ ઉપર હાથ ઠોકી, પોતાના ભાગ્યનો દોષ કાઢી રડવા લાગી.

સ્નેહલતા! આ નિષ્ઠુર સંસારમાં ત્હારું સાંત્વન કોણ કરે તેમ છે? જો ત્હારી શાન્તિલતા ત્હારી પાસે હોત તો તેણે ત્હારું સાંત્વન કર્યું હોત; કિન્તુ તે પણ ત્હારી પાસે નથી. જગતે ત્હારી ઓળખાણ છોડી દીધી છે; પણ શાન્તિલતા ત્હારી ઓળખાણ રાખશે કે? સ્નેહલતા વિલાપ કરવા લાગી:–"જો મ્હારા જેવી એક સાધારણ સ્ત્રી એ દુકાનદાર ઉપર ચોરીનું આળ મૂકે તો તે કોઇ ખરું માને કે? મ્હારા જેવી નીતિહીન, દ્રવ્યહીન અને સહાયહીન સ્ત્રીનું કહેલું કોઈ ખરું માનશે કે? ત્યારે હવે હું શું કરું? શાન્તિ માટે હું ક્યાંથી પૈસા મોકલું? પરંતુ હે પરમકૃપાળુ પરમાત્મા! તમે મ્હને દોષિત ગણશો કે? દુષ્ટ જગતે મ્હને ફસાવી તેથી હું શું કરું? શું જગતમાં સર્વત્ર આવો જુલ્મજ થાય છે! સમાજ આવો નિષ્ઠુર છે! મ્હારા મનથી તેમજ ધર્મથી હું ગૃહિણી હોવા છતાં જગતના લોકો મ્હને વેસ્યા સમજે છે. મ્હારે લીધેજ મ્હારાં માબાપોને અકાળે મૃત્યુવશ થવું પડયું. તેમણે મ્હને આ જગતમાં નિષ્કાંચન તથા નિરાધાર કરી! દુનિયા! એવો તે મ્હેં ત્હારો શો અપરાધ કર્યો હતો? ગયા જન્મે મ્હેં કયી સતી સ્ત્રીના સંસાર-સુખનો વિનાશ કર્યો હતો?"

અંતે સ્નેહલતા શોક કરતી કરતી ઉંઘી ગઇ. આમ છતાં નિદ્રામાં પણ તેણે ઘણાં દુ:ખપૂર્ણ સ્વપ્ન જોયાં. સ્હવારે શય્યામાંથી તે ઉઠી પણ શકતી નહોતી. તેને ચક્કર આવવા લાગ્યાં. તેનું શરીર તેમજ મન જાણે કે જડ બની ગયું હતું. શય્યામાં બેઠી થઇ સ્નેહલતાએ પોતાની આંખો ને માથું પોતાના બન્ને હાથથી દબાવી રાખ્યું. પરંતુ આવી રીતે તે ક્યાં સુધી બેસી શકે? દેહધર્મ તો પાર પાડવોજ જોઇએ. દુ:ખદ સ્થિતિ હોય યા સુખદ સ્થિતિ હોય તો પણ શરીરના ભોગ તો સંભાળવા પડે છેજ. સ્નેહલતા ઉઠી બ્હાર જઈ, પ્રાત:કાર્ય કરી ઓરડીમાં આવી તો ઓરડીમાં પુન: એક નવીન સંકટ તેની સ્હામે ઝઝુમવાની તૈયારી કરીને ઉભેલુંજ હતું. ઓરડીમાં પોષ્ટમેન એક પત્ર નાખી ગયો હતો. સ્નેહલતાએ કંપતા હાથે એ પત્ર ઉંચકી ફોડયો અને બ્હીતાં બ્હીતાં વાંચવા માંડયો:–

"શાન્તિલતાને બે દિવસ તાવ આવ્યા પછી ત્રીજા દિવસથી તેનું સ્વરૂપ બદલાયું છે. કૉલેરાએ તેના શરીર ઉપર હુમલો કર્યો છે. ડૉકટર અને નર્સ તેની પાસે બેસી રહ્યાં છે; પરંતુ બિલ નહિ મળવાથી ડૉકટર તેમજ નર્સ નારાજ રહે છે. આમ છતાં બની શકે તેટલા ઉપચારો કરવામાં આવે છે. ડૉકટરનું ઔષધ, માતાજીની પૂજા વગેરે

ચાલુ છે. ઇશ્વર સત્વર શાન્તિને આરામ કરશે. ગભરાશો નહિ. રૂપિયા સત્વર પહોંચાડવાની વ્યવસ્થા કરજો. ”

સ્નેહલતા ગભરાઇ ગઈ. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેણે ઘરની માલિક જે બાઇ હતી તેની પાસે જઇને પૂછ્યું:—“ બ્હેન ! કૉલેરાનો રોગ કેવો હોય છે ? ”

એ બાઇએ થર થર કંપતાં કહ્યું:—“ બાપરે ! એ રોગની વાતજ શી કરવી એના જેવો ભયંકર રોગ ભાગ્યેજ બીજો કોઇ હશે. એ રોગ જેને થાય છે તે માણસ ભાગ્યેજ બચે છે;–તે બે દિવસમાંજ મરણને શરણ થાય છે. જો સારા નશિબે બે ત્રણ દિવસ તે કાઢે છે તો પછી વિશેષ ધાસ્તી જેવું રહેતું નથી. ખરી રીતે આ રોગ માતાજીનો છે; પરંતુ આજકાલના વીસમી સદીના સુધરેલા–નાસ્તિક લોકો દેવદેવીઓ કે માતાઓને માનતા નહિ હોવાથી તેઓ એને કૉલેરા કહે છે ! ”

ખિન્ન અંતઃકરણે સ્નેહલતા પોતાની ઓરડીમાં પાછી ગઈ. પુનઃ તેણે પત્ર હાથમાં લઇને વાંચી જોયો. શું કરવું તેની મ્હોટી ચિંતામાં તે પડી ગઇ. તેની પાસે વિશેષ પૈસા નહોતા તેથી તે પૈસા વગર શાન્તિ પાસે જઇને પણ શું કરી શકે ? પોતાની ઓરડીમાં આવી એક ચટાઇ ઉપર બેસી સ્નેહલતા સ્વગત કહેવા લાગી:–“ હે પ્રભુ ! હજી પણ તમને મારા પર દયા નથી આવતી ? મ્હારા ઉપર દુઃખના ડુંગરો તૂટી પડતા જોઈને પણ તમારું–દયાળુ દીનાનાથનું–હૃદય દ્રવિત થતું નથી ? મ્હારી શાન્તિ–મ્હારા જીવનના આધાર ઉપર પણ તમે નિષ્ઠુર થયા ? એના કરતાં જો મ્હને કૉલેરા થયો હોત તો હું ચિંતા કરત નહિ. શાન્તિના જીવને માટે હું મ્હારો જીવ આનંદથી આપી શકું તેમ છું ? સંસારનાં સઘળા સંકટો શું ગરીબ માણસોને માટેજ ઉત્પન્ન થયેલાં છે ? સંસાર શું વિષમય છે ? નીતિવાન્ તેમજ ધર્મપરાયણ માણસોને દુઃખ ભોગવવું પડે, જગતની નિંદા સાંભળવી પડે અને પાપી દુરાચારી માણસો ગાડી, વાડી ને લાડીમાં ગુલતાન બને તથા તેમની સર્વત્ર વાહવાહ થાય એ ક્યાંનો ન્યાય કહેવાય ?! પ્રભુ ! તમે ન્યાયી છો છતાં તમારા જગતમાં આવો અન્યાય કેમ? અરેરે ! હવે મ્હને આવા સંકટ સમયે કોણ પૈસા આપશે ? કોની પાસે હું ભિક્ષા માગું ? જેણે મ્હારા કપાળ ઉપર વ્યભિચારિનીનું કલંક મૂક્યું છે, અને મ્હને નિરાધાર બનાવી છે તે હરિપ્રસાદ મ્હારા આવા દુઃખદ પ્રસંગે મ્હને સહાયતા કરશે કે ? હું તેમની પાસે જઇને ભિક્ષા માગું કે? ભિક્ષા ન માગું તો શું કરું ? કોની પાસે જાઉં ? ક્યાંથી પૈસા લાવું? ”

સ્નેહલતા વિચારશૂન્ય થઇને બેસી રહી. થોડા સમય પછી પુનઃ તે સ્વગત કહેવા લાગીઃ—"બસ એમજ, મ્હારી શાન્તિના કરતાં મ્હને મ્હારી પ્રતિષ્ઠા યા તો માન વિશેષ પ્રિય નથી. શાન્તિજ મ્હારા મનની—સૌન્દર્યની અને સમસ્ત સુખની—એક પતાકા છે. એ પતાકાજ જ્યારે પ્રચંડ વાયુમાં ગોથાં ખાતી હોય ત્યારે મ્હારે મ્હારા સૌન્દર્યને, માનને તેમજ પ્રતિષ્ઠાને શું કરવું છે ?"

સ્નેહલતાની મુખમુદ્રા ભીષણ ગંભીર થઇ. સ્મશાનની ગંભીર શાન્તિના જેવી ભીષણ શાન્તિ તેના મ્હોં ઉપર દેખાવા લાગી. તે હાથમાં વેલબુટ્ટાના નમુના લઇ તેના ઉપર સોયથી કામ કરવા લાગી. તેની સોય ઘણી ઉતાવળથી કામ કરવા લાગી. તેણે ત્રણ પત્તાં ભરી કાઢ્યાં; પરંતુ પછીથી હાથ થાકી ગયા. આંખોએ અંધકાર ફરી વળ્યો. નિરુપાયે તેણે સોય નીચે મૂકીને હાથ તેમજ નેત્રોને વિશ્રામ આપવા માંડ્યો.

સંધ્યાકાળ સુધીમાં સ્નેહલતાએ નમુનો તૈયાર કરી નાખ્યો. સ્વરૂપચંદની દુકાને નહિ જવાનો આજે સ્નેહલતાએ સંકલ્પ કર્યો હતો; છતાં રસ્તો માત્ર એકજ હતો, અને તે સ્વરૂપચંદની દુકાન પાસેથીજ જતો હતો. સ્વરૂપચંદ પોતાને જોઇ શકે નહિ એ હેતુથી સ્નેહલતાએ પોતાના માથાપરનું વસ્ત્ર સહજ આગળ ખેંચી રાખ્યું હતું. આથી સ્નેહલતાનું મુખ ઢંકાયું; પરંતુ સ્વરૂપચંદ તો તેને પોતાની દુકાન પાસેથી જતી જોઇ શક્યો. સ્વરૂપચંદની દુકાન પછી બીજી પાંચ છ દુકાનો છોડી દઇ સ્નેહલતાએ એક દુકાનના માલિકને પોતે તૈયાર કરેલા નમુના 'વેચાતા લેવા છે કે નહિ?' એવો પ્રશ્ન પૂછ્યો. દુકાનદાર નમુના હાથમાં લઇને જોવા લાગ્યો; એટલામાં નરાધમ સ્વરૂપચંદ ત્યાં આવ્યો, તથા એ નમુના તેણે પોતાના હાથમાં લઇને કહ્યું:—"જુઓ શેઠજી! કેવું સફાઇદાર અને કુશળતા ભરેલું કામ છે? જેનું રૂપ સારું હોય છે તેનામાં ગુણ પણ સારા હોય છે. બાઇ! ત્હારે આ નમુના વેચવા છે કે ? "ના શેઠજી! તમે આ નમુનાની શી કિંમત કરો છો?"

શેઠજીએ કહ્યું—"નમુનો તો સારો છે. કિંમત તો હવે આ બાઇ કહે તે."

સ્વરૂપચંદે કહ્યુંઃ—"બાઇ! આના કરતાં જરીનું કામ કરીશ તો તું સારી રકમ પેદા કરીશ. જરીના માલની માગણી પણ બજારમાં પુષ્કળ છે."

સ્વરૂપચંદને કશો ઉત્તર નહિ આપતાં સ્નેહલતાએ નવા દુકાનદારને કહ્યુંઃ—"પાંચ નમુનાના પાંચ રૂપીયા મ્હને આપો!"

આ નવા દુકાનદારે વિચારમાં પડી જઇ સ્વરૂપચંદ તરફ જોયું.

સ્વરૂપચંદે કહ્યું:–"જો આપની મરજી ન હોય તો હું એક એક રૂપિયે આ પાંચ નમુના લેવા તૈયાર છું."

તરતજ નવા દુકાનદારે પેટીમાંથી પાંચ રૂપિયા બ્હાર કાઢી સ્નેહલતાના હાથમાં મૂકયા. સ્નેહલતાએ એ રૂપિયા લઇને પૂછ્યું:–"આપને બીજા તૈયાર કરેલા નમુનાની જરૂર છે કે?"

નવા વ્યાપારીએ કહ્યું:–"જો આ કરતાં તમને જરીનું તથા ઝીકનું કામ આવડતું હોય તો સારું. તમારે તાર વગેરે જે સરસામાન જોઇશે તે હું પૂરો પાડીશ! પરંતુ એની જામીનગિરી બદલ તમારે દશ રૂપિયા મ્હારી દુકાનમાં ડિપોઝીટ રાખવા પડશે!"

"હું મ્હારી પોતાની પાસેથીજ તાર અને ઝીક વાપરું તો તમને ચાલશે કે નહિ?" સ્નેહલતાએ પૂછ્યું.

"ત્યારે તો ઘણું સારું–મ્હને કશો વાંધો નથી." નવા દુકાનદારે આ પ્રમાણે કહ્યું એટલે સ્વપરૂચંદે કહ્યું:–"બાઇ! મ્હારે પણ જરી તેમજ ઝીકનું કામ જોઇએ છીએ. હું મ્હારે ખર્ચે તમને જે સામાન જોઇશે તે પૂરો પાડીશ. તમે મ્હને માત્ર કામ કરી આપશો કે?"

સ્નેહલતા ચોથે દીવસે બપોરે જરીની વેલના નમુના લાવવાનું કહી ઘેર ગઇ. પોતાની ઓરડીમાં પ્રવેશ કરી તેણે સ્વગત કહ્યું:–"બીજા ત્રણ દિવસ સુધી સતત કામ કરીશ એટલે પંદર રૂપિયા મળશે. એ પંદર તથા મ્હારી પાસે પાંચ છે તે મળી વીસ રૂપિયા થશે એ વીસ રૂપિયાની રકમ લઇ હું મ્હારી શાન્તિ પાસે જઇ પહોંચીશ."

એક દિવસે સ્હવારે સ્નેહલતા જે ઓરડીમાં રહેતી હતી તે ઓરડીના માલિક સ્ત્રી નીચે આંગણામાં સાફસુફ કરતી હતી. એવામાં તેણે સ્નેહલતાની ઓરડીમાંથી એક પુરુષને નીચે ઉતરી ચાલ્યો જતો જોયો. આવા પ્રભાતકાળના સમયમાં સ્નેહલતાની ઓરડીમાંથી અજાણ્યા પુરુષને નીકળી બ્હાર ચાલ્યો જતો જોઇને એ સ્ત્રી આશ્ચર્યમાં પડી ગઇ. તેણે પૂછ્યું:—"કોણ છે?" પરંતુ એ પુરુષ તો કશો ઉત્તર નહિ આપતાં ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો. એ સ્ત્રીનું નામ લીલાવતી હતું. લીલાવતી વિચારમગ્ન સ્થિતિમાં પોતાની ઓરડીમાં પેઠી. તેના મનમાં સ્નેહલતાના શુદ્ધાચરણ માટે શંકા ઉપજી. તેણે આજે સ્નેહલતા ઓરડીની બ્હાર નીકળે એટલે તેનો બરાબર તિરસ્કાર કરવાનો વિચાર કર્યો. આ વાત તેણે તેનો પતિ ઘેર આવ્યો એટલે તેને પણ કહી સંભળાવી. તેના પતિએ તેને એવો ઉત્તર આપ્યો કે:–

"એને આપણા મકાનમાં રાખવાનો આગ્રહ તો ત્હેં કર્યો હતો, તેથી હવે તુંજ તેને કાઢી મૂક. હું વચ્ચે પડવાને ઇચ્છતો નથી."

બપોર થયા તો પણ સ્નેહલતા બ્હાર આવી નહિ. લીલાવતીનો ક્રોધ ધીમે ધીમે વૃદ્ધિંગત થવા લાગ્યો. તેણે અંતે અધીર બની જઇ સ્નેહલતાની ઓરડી પાસે જઇ ઓરડીનું બારણું ધીમેથી ઉઘાડયું. ઓરડીમાં પ્રવેશ કરતાંની સાથેજ તેણે એક સ્ત્રીને એક બાજુએ પડી રહેલી જોઇ. પડી રહેલી સ્ત્રી બેશુદ્ધાવસ્થામાં બોલતી હતી કે:–" શાન્તિ! વ્હાલી શાન્તિ! હવે મ્હારાપર દુઃખ પડવામાં બાકી રહી નથી. આ જગતમાં સર્વત્ર અધર્મજ જોવામાં આવે છે. આ સંસાર વિષમય છે. હું ધર્મ માર્ગે રહી આટલાં આટલાં સંકટો વેઠું છું તો પણ લોકો મ્હારી નિંદાજ કરે છે; કેવો અન્યાય?!"

આ શબ્દો સાંભળવામાં આવતાં લીલાવતીના અંતરમાં આઘાત થયો. ના ના–આ સર્વાંગસુંદર સ્નેહલતા–પોતાની ભાડુત નથી; પરંતુ બીજી કોઇ સ્ત્રી છે એવો લીલાવતીને ભાસ થયો. આ સમયે ઓરડીમાં પડી રહેલી, બીષણ તેમજ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોતી સ્નેહલતાએ લીલાવતી પાસે આવીને કહ્યુ:–" બ્હેન! તમે આશ્ચર્યમાં પડી ગયાં હો એમ લાગે છે. મ્હને મ્હારા સૌન્દર્ય ઉપર તિરસ્કાર ઉપજ્યો છે. મ્હારા સૌન્દર્યેજ મ્હારા સર્વસ્વનો નાશ કરેલો છે; તેમાં પણ વળી મ્હારા પતિદેવતાએ મ્હારો ત્યાગ કર્યો છે; તેથી હવે મ્હારે સૌન્દર્યને શું કરવું છે? હવે હું સંન્યાસિની થઇ જવાનેજ ઇચ્છું છું. એટલે પછી કોઇ મ્હારા તરફ પાપપૂર્ણ દૃષ્ટિથી જોઇ શકશે કે?"

લીલાવતીને જે દૃઢ સંશય ઉપજ્યો હતો તે એકદમ દૂર થઇ ગયો.

સ્નેહલતાની આવી દુઃખદ સ્થિતિ જોઇ તેનું અંતર દ્રવિભૂત થયું. એના જેવી શુદ્ધહૃદયની સાધ્વી સતી સ્ત્રીના ઉપર પોતાને સંદેહ ઉપજ્યો એમાટે પણ લીલાવતીને ઘણું માઠું લાગ્યું. તેણે સહજ આગળ વધી સ્નેહલતાને સ્નેહાલિંગન કરીને કહ્યું:–"બ્હેન! ત્હારૂં કહેવું ખરૂં છે. આ વિષમય સંસારમાં ભાગ્યેજ કોઇ સુખી રહી શકે છે!"

આમ કહીને લીલાવતી ચાલી ગઇ.

# પ્રકરણ ૧૭ મું.

## રત્ન-પરીક્ષા.

રામપ્રસાદ પોતાના બેઠકખાનામાં બેસી જરૂરી કાર્યોના કાગળો તપાસતો હતો. તેના હાથમાં એક પત્ર હતો. એ પત્ર તેણે વાંચી જોયો. પછીથી પત્રને નીચે મૂકી દઇ પુનઃ તે વિચારો કરવા લાગ્યો. એ પત્રમાં વિશેષ કાંઇ લખેલું નહોતું. એ પત્ર સોનાપુરના કારભારી ઉર્ફે ગોવિંદરામ પંડ્યાએ લખેલો હતો. એમાં તેણે બે માસની રજા માગી હતી. ગોવિંદરામ રામપ્રસાદનો ઘણો વિશ્વાસુ કારભારી હતો. એની જગ્યાએ કોની નિમણુક કરવી તેનોજ રામપ્રસાદ વિચાર કરતો હતો. સોનાપુરનો કારભાર ચલાવનાર માણસ હોશિયાર, બુદ્ધિમાન્ અને વિશેષે કરીને ઘણો પ્રામાણિક હોવો આવશ્યક હતો. આવા પ્રકારની યોગ્યતાવાળો કોઇ પણ માણસ રામપ્રસાદની નજરમાં આવતો નહોતો; વળી ગોવિંદરામ પંડ્યાની રજા મંજૂર કર્યા સિવાય પણ ચાલે તેમ નહોતું; આથી રામપ્રસાદ અનેક પ્રકારના વિચારો કર્યા કરતો હતો.

વિચાર કરતાં કરતાં આપણા કૃષ્ણલાલની માનસમૂર્ત્તિ રામપ્રસાદનાં મનશ્ચક્ષુ સ્હામે દેખાવા લાગી. આ થોડાજ દિવસમાં કૃષ્ણલાલનો જે સામાન્ય પરિચય રામપ્રસાદને પ્રાપ્ત થયો હતો તે ઉપરથી એ હોશિયાર ચતુર અને વિશ્વાસુ છે એમ તેને લાગતું હતું; પરંતુ ગમે તેમ તોપણ કૃષ્ણલાલ નવો માણસ હતો-તેને સોનાપુરનો મહત્વનો કારભાર સોંપવો ઇષ્ટ છે કે ? હવે તેના વતી માત્ર એકજ મુદ્દો વિચારવા જેવો હતો. તેને નવીનજ કામ સોંપવાનું હતું; તેથી પોતાની ભાવી ઉન્નતિની આશાથી પોતાને સોંપવામાં આવેલું કામ તે પ્રમાણિકતાથી કરે એવો સંભવ હતો. એક વખત તેને બોલાવીને આ વાત પૂછી જોવાનો રામપ્રસાદે નિશ્ચય કર્યો. આવો નિશ્ચય કરીને રામપ્રસાદે કૃષ્ણલાલને પોતાની પાસે બોલાવ્યો. આ સમયે કૃષ્ણલાલ કચેરીમાં બેસી પોતાનું કામકાજ કરતો હતો. જમીનદારે પોતાને બોલાવ્યો છે જાણી શંકાશીલ હૃદયે ધીમે ધીમે તે જમીનદાર પાસે ગયો. ત્યાં જઇ અપાર નમ્રતાથી નમસ્કાર કરી તે એક બાજુના ખુણામાં મૌન ધારણ કરી ઉભો રહ્યો.

ડબ્બીમાંથી એક સિગારેટ બ્હાર કાઢી, તેને સળગાવી, મ્હોંમાંથી ધુમાડો કાઢતાં કાઢતાં રામપ્રસાદે કહ્યું:-" કૃષ્ણલાલ! તાલુકાનો કારભાર ચલાવતાં તમને આવડે છે કે ? "

"જી, હા. સર્વ પ્રકારની વસુલાત, ગણુવતો લખાવવાં વગેરે કાર્યોની મ્હને ઘણી સારી માહિતી છે."

"પહેલાં તમે કોઇ ઠેકાણે તાલુકાનો કારભાર ચલાવવાનું કામ કર્યું હતું કે?"

"હા, જી. પહેલાં હું જે જમીનદાર મહાશયને ત્યાં કામ કરતો હતો તેમણે મ્હને એક તાલુકાનો કારભાર ચલાવવાનું કાર્ય સોંપ્યું હતું. હમણાં એ જમીનદાર મહાશયનો પરલોકવાસ થયાથી તેમના પુત્ર સઘળી જમીનદારીના માલિક થયા છે. તેઓ સુધરેલા છે તેથી મ્હારા જેવા માણસને તેઓ પસંદ કરતા નથી. એમના પિતાના વખતમાં મ્હારા માનમરતબાનો પાર નહોતો!"

રામપ્રસાદે આ ખુલાસો સાંભળી થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:-"જુઓ કૃષ્ણુલાલ! જમીનદારીનો કારભાર ચલાવતાં વારંવાર સારાં નરસાં કાર્યો પણ કરવાં પડે છે. ધર્મ કિંવા રામની માફક સરળતાથી તેમજ ન્યાયથી જમીનદારીનો કારભાર ચલાવી શકાતો નથી, એ તમે જાણો છો ને?"

કૃષ્ણુલાલ આ વચનોનો કાંઇ ઉત્તર નહિ આપતાં નીચું જોઇ મનમાં ને મનમાં હસવા લાગ્યો. કૃષ્ણુલાલનું આવું વર્તન જોઇ રામપ્રસાદ તેના ઉપર ઘણો પ્રસન્ન થયો. તેણે કહ્યું:-"કૃષ્ણુલાલ! તમે વયોવૃદ્ધ અને અનુભવી પુરુષ છો-જમીનદારીના હરેક પ્રકારના કાર્યથી તમે માહિતગાર છો એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી થઇ છે. જુઓ કૃષ્ણુલાલ! હમણાં ઇંગ્રેજી રાજ્ય છે. કાયદાકાનુનોનુંજ સામ્રાજ્ય છે. ગમે એવી પેશ્વાઇ યા તો લુચ્ચાઇ હમણાં ચલાવી શકાય તેમ નથી. આમ છતાં પોતાના માલિકનું ચતુરાઇથી જે પુરુષ હિત કરે છે, અને સરકારને પણ પ્રસન્ન કરે છે એજ પુરુષ કુશળ ગણી શકાય. એવા કુશળ કારભારીની જલદી ઉન્નતિ થાય છે—તેને સારી પ્રાપ્તિ પણ થાય છે."

કૃષ્ણુલાલે નમ્રતાથી કહ્યું:—"હું જો કે મૂર્ખ તેમજ અક્ષરશત્રુ માણસ છું તોપણ એટલું તો સમજું છું કે, જેનું આપણે નિમક ખાઇએ છીએ તેને માટે વખત આવતાં જીવ પણ આપવો જોઇએ. પ્રભુ! હું મ્હારા જુના જમીનદાર મહાશયના કલ્યાણાર્થે તો છ વર્ષને માટે જેલમાં સુદ્ધાં ગયો હતો!"

અત્યંત આશ્ચર્ય પામીને રામપ્રસાદે પૂછ્યું:-"શું તમે છ વર્ષ સુધી જેલમાં ગયા હતા કે, કૃષ્ણુલાલ?"

"જી, હા. હુજુર!"

"કેમ, શું થયું હતું ?"

"મ્હોટું ભયંકર તોફાન થયું હતું. એ તોફાનમાં એક બે માણસોનો જીવ સુદ્ધાં ગયો હતો. એથી કેસે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. જમીનદાર મહાશયનો આરોપ મ્હેં મ્હારે માથે ખેંચી લઇને છ વર્ષ સુધી કેદખાનાનું અસહ્ય દુઃખ ભોગવ્યું. આટલા દિવસ સુધી આ વાત કોઇને મ્હેં કહી નહોતી. આજે આપેજ જ્યારે વાત કાઢી ત્યારે મ્હારે સઘળો ખુલાસો કરવો પડયો."

કૃષ્ણલાલનો આ ખુલાસો સાંભળી રામપ્રસાદ તેના ઉપર ઘણો પ્રસન્ન થયો. તેણે કહ્યું:–"શાહબાશ છે–નોકરો હોય તો તમારા જેવાજ હોવા જોઇએ!"

અત્યાર સુધી કૃષ્ણલાલ ઉભો રહ્યો હતો. રામપ્રસાદે તેને પોતાની પાસે આવીને બેસવા કહ્યું. કૃષ્ણલાલ ગાદીની નીચે બેઠો. પછીથી રામપ્રસાદે પૂછ્યું:–"કેટલા દિવસથી તમે કેદખાનામાંથી છૂટયા છો ?"

"કાંઇ બહુ દિવસો નથી થયા ?"

"ત્યારે તમે કેદમાં હશો ને તમારા જુના જમીનદાર મહાશયનો પરલોકવાસ થયો હશે, કેમ ?"

"જી હા–હુજુર ! હું કેદખાનામાંથી છુટીને ગામમાં ગયો ત્યારે તેમના ચરણોનું દર્શન કરી શક્યો નહિ–તેમની ચરણરજ શિર ઉપર ચઢાવી શકયો નહિ !" આમ કહીને કૃષ્ણલાલે દુઃખિત મુખમુદ્રા કરીને નીચું જોયું. રામપ્રસાદે સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું:–"હું તમારા દુઃખનો હેતુ સમજી ગયો છું. જો તમારા જુના જમીનદાર જીવતા હોત તો તમારે નોકરી માટે બીજાનું મ્હોં જોવા જવું પડત નહિ ! તેઓ જીવતા હોત તો તમારા જેવા એકનિષ્ઠ નોકરને કદાપિ હાંકી કાઢત કે ? પરંતુ તમારા જુના જમીનદાર મહાશયના પુત્રે તમારી પ્રામાણિકતા અને આત્મભોગની કાંઇ કિંમત કરી નહિ ?"

"ના ના. એવું નથી. મ્હને રાખવા માટે તો તેમણે ઘણી ખટપટ કરી. ન કેમ કરે ? મ્હેં બાલ્યાવસ્થાથી તેમને મ્હારા ખોળામાં રમાડીને મ્હોટા કર્યા છે ! વાસ્તવિક રીતે હું તેમનો નોકર હોવા છતાં તેઓ મ્હને 'કાકા' કહીને બોલાવતા હતા ! મ્હેં જ્યારે નોકરીપર રહેવાની નામરજી દર્શાવી ત્યારે તેમણે મ્હને કહ્યું કે:–'કાકા ! જો તમે મ્હારો ત્યાગ કરશો તો મ્હને ઘણું નુકસાન થશે–તમે મ્હારો ત્યાગ ન કરશો.' આમ છતાં ગામમાં મ્હારું મન ગોઠતું નહોતું. તેનું એક કારણ એ હતું કે, જે માલિકને માટે હું મ્હારો પ્રાણ સુદ્ધાં આપવાને તૈયાર હતો તેમનો પરલોકવાસ થયો હતો. બીજું

કારણ એ હતું કે, હું કેદખાનામાં હતો ત્યારે મ્હારી સ્ત્રીનું મૃત્યુ નિપજ્યું હતું. કેદખાનામાંથી જ્યારે હું ગામમાં પાછો ગયો ત્યારે મ્હેં મ્હારા મકાનને પણ જમીનદોસ્ત થઇ ગયેલું જોયું. આવાં આવાં અનેક કારણોથી મ્હારું મન એ ગામમાં ગોઠયું નહિ. મ્હારે વિશેષ ફિકર કરવા જેવું કારણ નહોતું. માત્ર મ્હારા એક પેટની ચિંતા હતી; અંતે હું જ્યાં જઉં ત્યાં મ્હારા પેટનો નિર્વાહ કરી શકું તેમ હતો; તેથી આપનું નામ સાંભળીને હું આ તરફ આવ્યો. દર્શન થતાંજ આપે દયા લાવી મ્હને આશ્રય આપ્યો !"

રામપ્રસાદે સ્મિત હાસ્ય કરીને કહ્યું:–"તમારા જેવા એક નિષ્ઠ નોકર મળવાથી મ્હને ઘણો લાભ થયો છે ! છતાં આવી રીતે એકદમ તમારા નવા જમીનદારે તમારો ત્યાગ કર્યો એ તેમને શોભતું નથી !"

કૃષ્ણુલાલે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"જો તેમણે મ્હને દૃઢ આગ્રહ કર્યો હોત, અને કહ્યું હોત કે, 'કાકા ! તમારું ઘર પડી ગયું છે તે હું બંધાવી આપું છું' અગર તો 'અમારા માટે તમે જે અપાર દુઃખ વેઠયું છે તે બદલ હું તમને પાંચસો રૂપિયા ભેટ આપું છું' તો મ્હેં શું કર્યું હોત તે હું કહી શકતો નથી; પરંતુ અંદર ખરો મર્મ શો હતો એ આપ જાણો છો કે ? મ્હેં એમ વિચાર્યું કે, પૂર્વે જેવા માનમરતબામાં મ્હેં મ્હારા દિવસો પસાર કર્યા છે તેવો માનમરતબો આ સુધરેલા જમીનદાર મહાશય પાસે કાયમ રહેવાનો નથી. આજકાલના ઇંગ્રેજી ભણેલા યુવકોથી હું ઘણો ડરું છું. વાઘની, શિકારી કૂતરાની કિંવા સર્પની મ્હને જેટલી ભીતિ લાગે છે તેથી પણ વધારે ભીતિ મ્હને બાલ્યાવસ્થામાંજ ચશ્માં ચઢાવનારા ઇંગ્રેજી ભણેલા યુવકોની લાગે છે! મ્હને શા માટે ભીતિ લાગે છે તે હું પોતે પણ સમજી શકતો નથી !" આમ કહીને કૃષ્ણુલાલ ચૂપ રહ્યો.

કૃષ્ણુલાલનો આટલો બધો પરિચય પ્રાપ્ત થતાં રામપ્રસાદ ઘણો ખુસી થયો. સોનાપુરના કારભારનું કામ તેણે તેનેજ સોંપવાનો નિશ્ચય કર્યો. પછીથી તેણે કહ્યું:–"જુઓ કૃષ્ણુલાલ ! અહિંથી ત્રણ ગાઉ દૂર આપણો એક મ્હોટો તાલુકો આવેલો છે. હમણાં ત્યાં ગોવિંદરામ પંડયા નામના કારભારી કામ કરે છે. એ ગામનું નામ સોનાપુર છે. એ તાલુકામાંથી વર્ષ દહાડે પાંચ છ હજાર રૂપિયાની પ્રાપ્તિ થાય છે. ગોવિંદરામ કારભારીએ બે મહિનાની રજા માગી છે. તેમનો પુત્ર બિમાર હોવાથી તેને સાથે લઈ તેની દવા માટે તેમનો મુંબાઇ

જવાનો વિચાર છે. એ ગોવિંદરામના કામ ઉપર તમને મોકલવાનો મ્હારો વિચાર છે."

પોતાના બન્ને હાથ જોડીને અત્યંત નમ્રતાથી કૃષ્ણલાલે કહ્યું:-

"હુજુર! તમે માબાપ છો! આપ જે આજ્ઞા કરો તે પાળવાને હું તૈયાર છું!"

"હમણાં તમને કેટલો પગાર મળે છે? વીસ રૂપિયા ને?"

"હા, જી."

"આ બે મહિના માટે હું ત્યાં તમારી હંગામી નિમણુક કરું છું તેથી એ જગ્યાનો પૂરો પગાર એટલે કે મહિને ત્રીસ રૂપિયા તમને મળશે. તમારા કારભારથી જો હું સંતુષ્ટ થઈશ તો એવાજ એકાદ તાલુકાના કારભારીની જગ્યા ખાલી થતાં હું ત્યાં તમારી કાયમ નિમણુક કરીશ."

કૃષ્ણલાલ બન્ને હાથ જોડી, નીચું જોઈ બેસી રહ્યો. રામપ્રસાદે પુનઃ બીજી એક સિગારેટ સળગાવીને કહ્યું:-"જુઓ કૃષ્ણલાલ! હવે મ્હારે સોનાપુરના કારભાર સંબંધી એક ગુપ્તવાર્તા તમને કહેવાની છે. તમે બ્હાર જઇને જુઓ કે, આટલામાં બીજું કોઇ હાજર તો નથી ને?"

કૃષ્ણલાલે બ્હાર જઇને ચોતરફ જોયું. પછી અંદર આવીને તેણે કહ્યું:-"ના જી-કોઇ નથી."

"ઠીક-તમે સહજ મ્હારી પાસે આવીને બેસો."

રામપ્રસાદની પાસે જઇને સંકોચથી કૃષ્ણલાલ બેઠો. રામપ્રસાદે ઘણા ધીમે સ્વરે કહેવા માંડ્યું:-"કૃષ્ણલાલ! હું જે કાંઇ કહું તે લક્ષ્યપૂર્વક સાંભળી લ્યો. સોનાપુર ગામમાં એક ગરીબ રહે છે. તેનું નામ રામજી છે. તેના મ્હોટા ભાઇનું નામ દામજી હતું; પરંતુ કેટલાંક વર્ષથી તેનું મૃત્યુ થયું છે. તે પોતાની પાછળ એક યુવતી સ્ત્રીને મૂકી સ્વર્ગવાસી થયો છે. એ સ્ત્રીને એક પણ બાળક થયેલું નહિ હોવાથી મ્હોટા ભાઇના ભાગની થોડી ઘણી જમીન તેનો ન્હાનો ભાઇ પચાવી બેઠો છે. પહેલાં તે તેની ભાભીને પણ ઘણું દુઃખ દેતો હતો. તેને પેટ પૂરતું ખાવાનું સુદ્ધાં આપતો નહોતો. તે તેના ઉપર હાથ સુદ્ધાં ઉગામતો હતો. આ સઘળું દુઃખ જ્યારે એ સ્ત્રીનાથી વેઠી શકાયું નહિ ત્યારે એક દિવસે કોઇને કાંઇ કહ્યા કર્યા સિવાય એ વિધવા યુવતી પલાયન કરી ગઈ. હમણાં તે કોઈ એકાંત સ્થળે જઇને છુપાઇ રહેલી છે. તમે સોનાપુરમાં જઇને એ રામજીના ઉપર પૂરતી દેખરેખ

રાખજો; છતાં તમારી તેના ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ છે એમ તેને જણાવા દેશો નહિ. જો એ કદાચ પોલિસ પાસે જતો જોવામાં આવે અગરતો કચેરીમાં કશી ખટપટ કરે છે એમ જાણવામાં આવે તો તરત તમે મ્હને એ સમાચાર પહોંચાડજો;-એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ, સમજ્યા ?"

કૃષ્ણલાલે નમ્રતાથી કહ્યું:-" સમજ્યો, સરકાર ! હું સઘળો બંદોબસ્ત બરાબર કરીશ ! એ માટે આપ બિલકુલ બેફિકર રહેજો! જીવનપર્યંત એ એની ભાભીનો પત્તો મેળવી શકે નહિ એવીજ વ્યવસ્થા હું કરીશ !"

કૃષ્ણલાલનાં આ વચનો સાંભળી રામપ્રસાદના મનમાં એક પ્રકારનું કૌતુક ઉત્પન્ન થયું. તેણે પૂછ્યું:-"શી વ્યવસ્થા કરશો ?"

"એ માટે ઘણી સહેલાઇથી અનેક યુક્તિઓ કરી શકાશે; પરંતુ હાલ તરત મ્હને જે યુક્તિ સૂઝી છે તે હું આપને જણાવું છું. હું જે કાંઇ પૂછું છું તેથી આપ મ્હારા ઉપર ક્રોધે ભરાશો નહિ. એ વિધવા યુવતીનું નામ શું છે ?"

રામપ્રસાદે સહજ શંકાશીલ સ્વરે પૂછ્યું:-" નામ પૂછવાનું શું કારણ છે ?"

"જી-કારણ છે. એક પત્ર તૈયાર કરવાનો મ્હારો વિચાર છે."

"ઠીક-તેનું નામ યશોદા છે."

"મ્હારો વિચાર એવો છે કે, એ યશોદાના નામનો અગાઉથીજ એક પત્ર તૈયાર કરી રાખવો. સોનાપુર જઇ પહોંચ્યા પછી ત્રણ ચાર દિવસે હું એ રામજીને મ્હારી પાસે બોલાવી મંગાવીશ. હું તેને પૂછીશ કે, 'કેમ રામજી ! ત્હારે એક ભાઇ હતો કે, દામજી નામનો?" તે કહેશે કે 'હા, સાહેબ !' હું પૂછીશ કે, ' ત્હારો તે ભાઇ મરી ગયો છે, કેમ ?' તે ઉત્તર આપશે કે, 'હા.' પછી હુ પૂછીશ કે, ' ત્હારા ભાઇનું વારસ કોણ છે ?' આના ઉત્તરમાં તે પોતે વારસ છે એમ જણાવશે એટલે હું તેની ભાભીની વાત તેને પૂછીશ, અને ખરી રીતે તેના ભાઇની વારસ તેની ભાભી છે એમ કહીશ. હિંદુ કાયદાનુસાર તેની સ્ત્રીજ વારસ હોવાથી હું તેને બરાબર ગભરાવી શકીશ. પછીથી પેલો બનાવટી પત્ર કાઢી એક વખત હું તે પત્ર વાંચવા જેવો ઢોંગ કરીને તેને કહીશ કે,' રામજી ! જો આ પત્ર મ્હને નાશિકથી મળ્યો છે, તે સાંભળ. એમાં એમ લખેલું છે કે, શ્રીમાન્ માન્યવર સોનાપુર તાલુકાના કારભારી સાહેબ રામકૃષ્ણ પંડ્યાની સેવામાં

સોનાપુરની રહેનારી બાઇ યશોદાના પ્રણામ. વિશેષમાં લખવાનું કે, ઇશ્વરની કૃપાથી હજી સુધી હું કોઇ પણ પ્રકારે જીવતી રહી છું. હું એક અનાથ સ્ત્રી છું. સોનાપુરમાં મ્હારું સાસરું છે. મ્હારા પતિનો સ્વર્ગવાસ થયા પછી હું મ્હારા દિયર રામજીના ઘરમાં રહીને, તેમના ઘરસંસારનું ઘણુંખરૂં કામકાજ કરતી હતી; આમ છતાં મ્હારા દિયર મ્હને પેટ પૂરતું ખાવાનું પણ આપતા નહિ. એક વખત તો તેમણે મ્હને ઝેર ખવડાવવાનો પ્રયત્ન સુદ્ધાં કર્યો હતો. આથી મ્હેં ભયભીત બની જઈને જીવ બચાવવાના હેતુથી એ ઘરનો ત્યાગ કર્યો. એ સમયથી હું નાશિક જેવા પુણ્યક્ષેત્રમાં આવીને રહી છું. મ્હારા જીવનના બાકી રહેલા દિવસો ઇશ્વરભક્તિમાં વ્યતીત કરવાનોજ હવે મ્હારો વિચાર છે. મ્હારા ભરણપોષણના ખરચ માટે મ્હને દર મહિને ઓછામાં ઓછા દશ રૂપિયા તો મળવાજ જોઇએ. મ્હારા પતિની જે મિલકત હતી તે સઘળી મ્હારા દિયરજી પચાવી બેઠા છે. વાસ્તવિક રીતે જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હુંજ મ્હારા પતિની મિલકતની માલિક છું; તેથી તેમની જમીનની સઘળી આવક મ્હનેજ મળવી જોઇએ. એ આવક પોતે ખાઈ જવાના હેતુથીજ મ્હારા દિયરે ઝેરથી મ્હારો જીવ લેવાનો પ્રયત્ન કર્યો હતો. જો મ્હેં ધાર્યું હોત તો આ બાબતની હું પોલિસમાં ખબર આપી શકત—સરકાર દરબારે ચઢી મ્હેં મ્હારા પતિની મિલકત મેળવી હોત; પરંતુ મ્હારા જેવી એક સ્ત્રી-જાતિને હવે માલમિલકતની શી જરૂર છે ? કોઇ પણ રીતે મ્હારા ઉદરનો નિર્વાહ થઇ શકે તથા થોડી ઘણી રકમ હું ધર્મકાર્યોમાં ખરચી શકું એટલી રકમ મ્હને મળ્યા કરશે તો હું સંતોષ માનીશ. આથી અંતે આ અનાથ સ્ત્રીની આપના ચરણોમાં એટલી વિનંતિ છે કે, મ્હારા પોતાના હિસ્સાની જે આવક હોય તેમાંથી પ્રત્યેક માસે આપ મ્હારા દિયરજી પાસેથી દશ રૂપિયા લઇ, એ રકમનો મ્હારા ઉપર મનીઑર્ડર મોકલવાની કૃપા કરશો. આપ અમારા અન્નદાતા, જમીનદાર મહાશયના પ્રતિનિધિ—ગામના કર્ત્તા હર્ત્તા અને વિધાતા છો. આપ જ અમારા સરકાર, મૅજીસ્ટર અને પોલિસ છો. આથી હું આપનાજ શરણમાં આવી છું. આ અનાથ વિધવાનું સંરક્ષણ કરવાના હેતુથી આપ આ પ્રમાણે વ્યવસ્થા કરી મહત્ પુણ્ય પ્રાપ્ત કરજો. પૈસા મોકલવાનું ઠેકાણું:—“ દીનમણિશંકર મનમોહન પૂજારી. ઠે. માધવદાસની વાડીમાં મુ. નાશિક. ’ આવી રીતનો પત્ર વાંચી હું રામજીને કહીશ કે, ‘ કેમ રામજી ! તું આવું નીચ કાર્ય કરે છે કે ? બિચારી વિધવા ભાભીને અપાર દુઃખ દઇ તેને ત્હેં મ્હારા

ઘરમાંથી નાશી જવાની ફરજ પાડી છે ? તું લુચ્ચો, નીચ અને દગાબાજ માણસ છે. તેને ઝેર આપીને મારી નાખવાનો ત્હેં નિશ્ચય કર્યો હતો, કેમ ? તું મનુષ્યજાતિમાં રાક્ષસ ઉત્પન્ન થયો છે ! પરમપવિત્ર બ્રાહ્મણકુળને ત્હેં લજાવ્યું છે ! જો આ પત્ર હું કદાચ ફોજદાર સાહેબ તરફ મોકલું તો ત્હારી કેવી દુર્દશા થાય તેનો તને કાંઇ ખ્યાલ છે ? અહિં ફોજદાર સાહેબ આવી હાથકડી પહેરાવીને ચૌદમા રત્નનો સ્વાદ ચખાડતા ચખાડતા તને થાણામાં લઇ જાય ! તથા છેવટે ૩૦૭ કલમ પ્રમાણે ત્હારા પર કેસ ચાલતાં તને દશ વર્ષની સખ્ત કેદની સજા થાય, સમજ્યો ?' અંતે રામજી પોતાનો ગુન્હો કબૂલ કરશે; એટલે પછી હું કહીશ કે: 'જો, હવેથી દર મહિને આ ઠેકાણે દશ દશ રૂપિયાનો મનીઑર્ડર મોકલતો રહેજે. યશોદાએ મ્હનેજ પૈસા વસુલ કરી મનીઑર્ડર કરવાની વિનંતિ કરી છે; પરંતુ મ્હારાથી એ વિનંતિ અનુસાર વર્તી શકાય તેમ નથી. મ્હને મ્હારાં કાર્યોમાંથી બિલકુલ અવકાશ મળી શકે તેમ નથી; તેથી હું આ કામ કેવી રીતે કરી શકું ? હું કાંઇ કોર્ટનો બેલિફ છું કે ત્હારા ઉપર ડિક્રી બજાવ્યા કરું ? હું કહું છું તે પ્રમાણે તું વર્તવાને તૈયાર છે, કે સરકાર દરબારમાં ચઢી ત્હારે ત્હારી તેમજ ત્હારા કુટુંબની ખરાબી કરવી છે ?' આમ કહી હું આંખો લાલચોળ કરીને બેસી રહીશ. તેની ભાભીનો પત્તો તો લાગવાનોજ નથી; પરંતુ ૩૦૭ કલમ પ્રમાણે કેદની સજા થવાના ભયથી તે બેટાની થાણામાં જવાની હિંમત ચાલશે નહિ !"

આમ કહીને કૃષ્ણલાલ અટક્યો. અત્યાર સુધી રામપ્રસાદ તેની આ અલૌકિક વક્તૃતા શાન્તિથી સાંભળતો હતો. તેના આશ્ચર્યની સીમા રહી નહોતી ! તેના હાથમાંની સિગારેટ હાથમાંજ બુઝાઇ જઇને ક્યારનીય નીચે પડી ગઇ હતી. કૃષ્ણલાલની આવી અલૌકિક બુદ્ધિમત્તા, તેનું અપૂર્વ યુક્તિકૌશલ, *કુટિલ નીતિમાંની તેની પારંગતતા, તેનું વિલક્ષણ વક્તૃત્વ વગેરે જોઇને રામપ્રસાદ તો આશ્ચર્યચકિતજ બની ગયો હતો ! જો કે કૃષ્ણલાલ દેખાવમાં સાદો ને સરળ માણસ જણાતો હતો; પરંતુ તેનામાં આટલી બધી અક્કલ હશે એવો રામપ્રસાદને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

આજની મુલાકાતથી કૃષ્ણલાલે રામપ્રસાદને ઘણો પ્રસન્ન કર્યો. રામપ્રસાદે વિચાર્યું કે:–"ખરેખર, આ કૃષ્ણલાલ એક ઢંકાયલું રત્ન છે. આવું રત્ન મ્હારા સુદૈવેજ મ્હને મળી આવ્યું છે !" શૌલે

**शैले न माणिक्यम्** " એજ ખરું છે ! ગમે તેમ હોય પરંતુ આવા બુદ્ધિશાળી ચતુર માણસને આપણે આપણા હાથમાંથી કદાપિ જવા દેવો જોઇએ નહિ ! "

આમ વિચાર્યાં પછી રામપ્રસાદે કૃષ્ણલાલને ઉદ્દેશીને કહ્યું:— " કૃષ્ણલાલ ! તમે કહો છો તે ખરું છે; પણ જો રામજી મનીઑર્ડર મોકલશે તો બધું કારસ્થાન પકડાઇ જવાનો સંભવ રહે છે. "

" પરિણામનો વિચાર મ્હેં પ્રથમથી કરી જોયો છે. પૈસાની માયાનો ત્યાગ કોઇ સહેલાઇથી કરી શકતું નથી, અને ધારો કે કદાચ રામજી મનીઑર્ડર મોકલશે તો નાશિકમાં એક દિનમણિશંકર મનમોહન નામનો પૂજારી રહે છે તેનાજ હાથમાં રૂપિયા જશે ! એ દિનમણિશંકરને હું સારી રીતે ઓળખું છું ! "

રામપ્રસાદે સંતોષ પામીને કહ્યું:–" વાહ ! ઘણીજ ઉત્તમ યુક્તિ તમને સૂઝી છે. એ સંબંધી હવે તમે ત્યાં જઇને સઘળો બંદોબસ્ત કરી નાખજો. તમારું બુદ્ધિચાતુર્ય જોઇ હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. તમને માત્ર સોનાપુરની એ માસની હંગામી નિમણુક માટેજ નહિ; પરંતુ કાયમને માટે દર મહિને ત્રીસ રૂપિયા પગાર મળશે. "

કૃષ્ણલાલનાં નેત્રોમાં જાણે કે કૃતજ્ઞતાની લહરિયો નૃત્ય કરવા લાગી. ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:–" હજુર ! આપ આશ્રયદાતા છો ! આ ગરીબ સેવક ઉપર નિરંતર આવીજ કૃપાદૃષ્ટિ રાખજો. "

" ઠીક ત્યારે, તમે પરમ દિવસે સોનાપુર તરફ રવાના થઇ, ગોવિંદરામ પાસેથી તમારી જગ્યાનો ચાર્જ બરાબર સંભાળી લઇને પછીથી કામની શુરુઆત કરજો. પરમ દિવસે તમે અહિંથી છૂટા છો. "

" જેવી આપની આજ્ઞા. " આમ કહી પુનઃ એક વખત રામપ્રસાદને પ્રણામ કરીને કૃષ્ણલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### સંકટમાંથી ઉદ્ધાર.

**दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।**
**सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥**

( ભાવાર્થઃ–દુર્જન અને સર્પ એ બન્નેમાંથી સર્પ સારો છે, દુર્જન સારો નથી; કેમકે સર્પ તો કોઇકજ સમયે ડંશ દે છે; પરંતુ દુર્જન તો પગલે પગલે દુઃખી કરે છે. )

સ્નેહલતાએ જે દિવસે પોતાની અજ્ઞાન્ સમજ પ્રમાણે આત્મ-યજ્ઞ કર્યો તે દિવસ પછી ચાર દિવસ સુધી તે ઘરની બ્હાર નીકળી નહિ. આ સમય દરમ્યાન કેશવલાલનો એક પત્ર આવ્યો હતો. તેમાં તેણે લખ્યું હતું કે, "આજ સુધીમાં ડૉક્ટરને બીજા વીસ રૂપિયા અમારે આપવા પડયા છે. નર્સના દશ રૂપિયા, બ્રાહ્મણના હોમહવનના લગભગ દશ રૂપિયા તથા પરચુરણ ખરચના દશ રૂપિયા મળી એકંદરે પચાસ રૂપિયા જેમ બને તેમ જલદીથી મોકલી આપો. શાન્તિને પ્રથમના કરતાં થોડો આરામ છે. તમારી વિશેષ ખરચ કરવાની ઇચ્છા ન હોય તો પચાસ રૂપિયા મોકલી આપો, અને તમારી કન્યાને તમે અહિં આવીને લઇ જાઓ. તમે નહિ આવો અને અહિં કાંઇ સારો ખોટો બનાવ બનશે તો તે માટે અમે જવાબદાર નથી !"

આવી સ્થિતિમાં ઘરમાં બેસી રહેવાથી સ્નેહલતાનું શું વળે તેમ હતું ? પચાસ રૂપિયા મોકલી આપ્યા સિવાય તેનો છુટકો નહોતો. આજ સુધીમાં ઘરમાં બેસી રહીને સ્નેહલતાએ જે મહેનત કરી હતી તેના તેને પંદર રૂપિયા મળે તેમ હતા. બાકીના પાંત્રીસ રૂપિયા ક્યાંથી મેળવવા તેનીજ ચિંતા તે કર્યા કરતી હતી. હરિપ્રસાદ પાસે જવાનો કવચિત્ તેના અંતરમાં વિચાર ઉપજતો હતો; કિન્તુ તેમ કરવાનું સાહસ તે કરી શકતી નહોતી. અંતે તેણે આજે વીસ રૂપિયા મનીઑર્ડરથી રવાના કરવાનો, અને ચાર દિવસ પછી પોતાની જાતે જવાનો વિચાર કર્યો.

વખતસર મનીઑર્ડર કરવાના હેતુથી આ બે ત્રણ દિવસમાં તૈયાર કરેલા દશ બાર વેલબુટ્ટીના નમુના લઇને સ્નેહલતા બપોરના બાર વાગે ઘરમાંથી બ્હાર નીકળી. આજે રસ્તે ચાલતાં તે સંકોચાતી હતી. તેની આંખોમાંથી વારંવાર અશ્રુબિંદુઓ સરી પડતાં હતાં. તે જાણતી હતી કે, તેને માટે જગત્ તેની પાસે આવે તેમ નહોતું. જગતને તેની જરૂર નહોતી; તેને જગતની જરૂર હતી. રસ્તે જતાં કોઇની દૃષ્ટિ પોતાના તરફ આકર્ષાય નહિ એટલા માટે તેણે પોતાનું મ્હોં ઢાંકી દીધું હતું. દુકાન ઉપર નમુના વેચી, પૈસા લઇ, બારોબાર પોષ્ટઑફિસે જઈ મનીઑર્ડર કરી દેવાનો તેનો વિચાર હતો. તેણે પેલા બીજા ટોપીવાળાને ત્યાં જઇને નમુના આપ્યા. આશ્ચર્યચકિત બની જઇને એ ટોપીવાળાએ, વેલબુટ્ટીના નવા કરેલા નમુના લઇ સ્નેહલતાને તેના પૈસા આપ્યા. આ સમયની સુંદરી સ્નેહલતાની શોચનીય અને મૃતપ્રાયઃ સ્થિતિ જોઇને એ ટોપીવાળાને પણ

ઘણો ખેદ થયો. એ ટોપીવાળાએ સ્નેહલતાને જરીના થોડા તાર તેમજ ઝીક આપી. સ્નેહલતા જરીના તાર તથા ઝીક લઇને ચાલી નીકળી. તેના શત્રુ સ્વરૂપચંદના ધ્યાનમાં પ્રથમ આ વાત આવી નહોતી; પરંતુ તેણે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી જોઇ તો તે સ્નેહલતાને ઓળખી ગયો, તથા પોતાની દુકાનેથી ઉઠી તે સ્નેહલતાની પાછળ પાછળ જવા લાગ્યો. સ્નેહલતા એક ગલીમાં વળી એટલે નર પિશાચ સ્વરૂપચંદે તેનો હાથ પકડીને કહ્યું:–"પ્રિયા! આવી રીતે મ્હારાથી છુપાઇને શા માટે ચાલી જાય છે? પાણીમાં વિકસતાં કમળો પણ ત્હારા જેટલાં સુંદર હોતાં નથી. જગતમાં હું જીવતો છું; છતાં ત્હારા જેવી સુકુમાર લતાને શા માટે દુઃખ ભોગવવું પડે? ચાલ, મ્હારી સાથે મ્હારે ઘેર ચાલ. જો હું નામનો સ્વરૂપચંદજ હોઇશ તો તને અપાર સુખમાં રાખીશ–ત્હારો દાસાનુદાસ થઇને રહીશ. બીજા કોઇને સંશય ન આવે એટલા માટે હું મ્હારી સાથે જરીના તાર અને ઝીક લેતો આવ્યો છું. ચાલ, પ્રિયા! વ્હાલી! ચાલ."

સ્નેહલતાએ પાપાત્મા સ્વરૂપચંદના હાથને તરછોડી નાખ્યો, તથા તેણે 'દોડો–દોડો' એવી બૂમો મારી. મધ્યાન્હકાળનો સમય હતો. સખ્ત તાપ પડતો હતો. સઘળા નોકર ચાકરો પોતપોતાના કામે ગયેલા હતા. ઘણાખરા દુકાનદારો પણ દુકાનો બંધ કરી વિશ્રાંતિ લેવા ઘેર ચાલ્યા ગયા હતા. સખ્ત તાપ પડતો હોવાથી રસ્તા ઉપર ભાગ્યેજ કોઇ જતું આવતું જોવામાં આવતું હતું. પછી આ નિર્જન ગલીમાં કોણ આવે જાય? આ સમયે ગલીના નાકાની એક બાજુએ એક ગાડી આવીને ઉભી રહી. ગાડી કેટલી વાર ઉભી રહીને ચાલી ગઇ એની સ્નેહલતાને યા તો કામોન્મત્ત બનેલા સ્વરૂપચંદને માહિતી નહોતી.

સ્નેહલતાની બૂમ સાંભળી કેટલાંક માણસો આસપાસથી આવી પહોંચ્યાં. સ્વરૂપચંદ પોતાના હાથમાંથી મુક્ત થયેલો સ્નેહલતાનો હાથ પુનઃ પકડીને કહેવા લાગ્યો:–" વાહરે રંડા! બૂમો શાની પાડે છે? ચોરી કરીને ઉપરથી શિરજોરી ચલાવે છે! દુકાનમાંથી આ જરીના તાર તથા ઝીક ચોરી જઇ, પછીથી ઉલટી 'દોડો દોડો' કહીને બૂમો પાડે છે? તું ઘણી લુચ્ચી જણાય છે! ચાલ, હું તને પોલિસને સ્વાધીન કરૂં છું."

આસપાસ એકઠા થયેલા લોકો પણ સ્વરૂપચંદનાં વચનોને સત્ય માની સ્નેહલતાનો 'ચોરટી–લુચ્ચી' વગેરે શબ્દો કહીને તિરસ્કાર કરવા લાગ્યા. કેટલાક તો કહેવા લાગ્યો:–" આ તો પેલી માસ્તરાણી છે ને?

ધણી લુચ્ચી છે—એને બરાબર સજા કરવી જોઇએ. એતો ઘેરેઘેર ઘર માંડનારી છે!"

બરાબર આ સમયે ફોજદાર હિરાલાલ ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાંજ સઘળા લોકો ચૂપ થઇ ગયા. હિરાલાલે પ્રથમ સ્નેહલતાને સ્વરૂપચંદના હાથમાંથી મુક્ત કરી. પછીથી શું બન્યું છે એ જાણવા માટે તેણે સ્વરૂપચંદને પ્રશ્ન કર્યો, તો સ્વરૂપચંદે, અનાથિની—નિરપરાધિની સ્નેહલતા ઉપર ચોરીનો અસત્ય આરોપ મૂક્યો, તથા તે પોતાની દુકાનમાંથીજ જરીના તાર અને ઝીક ચોરી જાય છે એમ તેણે જણાવ્યું. ફોજદાર હિરાલાલે જરીના તાર અને ઝીક પોતાની પાસે લઇ સ્નેહલતાની જડતી લીધી, તથા ઉતાવળિયા ફોજદારે જલદીથી ચોરીના માલનું પંચનામું પણ તૈયાર કર્યું. પછીથી સ્વરૂપચંદનું ઠામ ઠેકાણું લખી લઇ તે પોલિસના થાણામાં ગયો. તેની પાછળ તમાશો જોવા એકઠા થયેલા લોકોનું ટોળું પણ હતું.

સ્નેહલતાને હિરાલાલે તરતજ બે સિપાહીને સ્વાધીન કરી મૅજીસ્ટ્રેટ કચેરીમાં રવાના કરી, તથા હિરાલાલ પોતે પણ અધિકારીનો પોષાક પહેરી આરોપીને મૅજીસ્ટ્રેટની સ્હામે ઉભી કરવાને માટે કચેરીમાં હાજર થયો. હરિપ્રસાદ પાસેજ કેસ ગયો. અનાથિની સ્નેહલતાને તેમની સ્હામે ઉભી કરવામાં આવી, તથા હિરાલાલે પૂરાવા મેળવવા માટે આઠ દિવસની મુદત માગી.

હરિપ્રસાદે પોતાના ન્યાયાસન ઉપર બેસી રહીનેજ કહ્યું:—"હિરાલાલ! આરોપીબાઈ મુદ્દામાલ સાથે મળી આવી છે. વળી મુદ્દામાલ પાંચ રૂપિયાથી પણ ઓછી કિમ્મતનો જણાય છે—તથા પંચનામામાં પણ તમે તેટલીજ કિમ્મત દર્શાવી છે; તેથી આવા નજીવા કેસમાં મુદત આપવાનું કાંઇ કારણ જણાતું નથી. આ કેસનો નિકાલ આજેજ કરી નાખવાનો મ્હારો વિચાર છે."

હિરાલાલે કહ્યું:—"પૂરાવા મેળવતાં પહેલાંજ આપે કેસનો નિકાલ કરી નાખવાનો વિચાર કર્યો છે? આરોપી બાઇ ઉપર બીજો પણ ક્રિમિનલ પ્રોસીજર ૨૧૦૯ પ્રમાણે એ રખડેલ છે એવો આરોપ મૂકવાનો મ્હારો વિચાર છે; તેથીજ હું આઠ દિવસની મુદત માગું છું."

આ સમયે બીજો એક ફોજદાર સ્વરૂપચંદનેજ પકડી કચેરીમાં આવ્યો. સ્વરૂપચંદના હાથમાં હાથકડીઓ હતી. સ્વરૂપચંદને જોતાંજ હિરાલાલ ઘણા આશ્ચર્યમાં પડી ગયો, તથા તે હરિપ્રસાદ તરફ તેમજ નવા આવેલા ફોજદાર તરફ આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોવા લાગ્યો. સ્વરૂપચંદને આવેલો જોઇને હરિપ્રસાદે કહ્યું:—"કેમ હિરાલાલ! આજ

તમારો ફરિયાદી છે કે? મ્હારા હાથના વૉરંટથીજ મ્હેં તેને કેદ કર્યો છે. આ કેસની પૂર્ણ માહિતી તમે મેળવેલી નહિ હોવાથી તમે ચોરને છોડી દઇ સંન્યાસીનેજ ફાંસીએ ચઢાવવાનો પ્રયત્ન કરો છો! સ્વરૂપચંદ વ્યાપારી તેમજ શ્રીમંત હોવાથી છૂટી જાય છે અને તમે જે બાઇને ગુન્હેગાર ઠરાવી છે તે-અસહાય અને નિરાધાર હોવાથી ચોર ઠરે છે. આ ન્યાય નથી. મ્હારી એવી આજ્ઞા છે કે, આ આરોપી બાઇને દોષ મુક્ત કરીને તમે તેને છોડી દો. વળી તે સાથે હું એમ પણ ફરમાવું છું કે, આ બાઇ રખડેલ (Vagabond) ની કલમ નીચે બિલ્કુલ આવતી નથી; તેથી એ આરોપ પણ કાઢી નાખવો. જો એ કલમ પ્રમાણે આ બાઇને ગુન્હેગાર તરીકે કેદ પકડવામાં આવે તો રાધનપુરની એક ચતુર્થાંશ સ્ત્રીઓના પર એ ગુન્હો લાગુ પડશે."

હિરાલાલે કહ્યું:-"પરંતુ આ બાઇએજ ચોરી કરી છે, એવું સાબત કરવાનો હું પૂરાવો આપું છું."

"એવો પૂરાવો તમે આપી શકો તેમ નથી. જેવી રીતે બનેલો બનાવ તમે જાતે જોયો છે તેવીજ રીતે મ્હેં પણ જોયો છે. વળી તમે પ્રારંભથી સાક્ષીદાર નહોતા-પાછળથીજ આવી ચઢયા હતા; પરંતુ સઘળો બનાવ-પ્રારંભથી અંત સુધી મ્હેં જોયો છે. આરોપીએ તેમાંની એક પણ વસ્તુ ચોરેલી નથી. થોડો માલ તેણે એક વ્યાપારી પાસેથી લીધો છે, અને થોડો આ પાપિષ્ઠ વ્યાપારી સ્વરૂપચંદેજ તેના હાથમાં આપી તેને માથે ચોરીનું તદ્દન ખોટું આળ મૂક્યું છે. સ્વરૂપચંદેજ અર્થાત્ ફરિયાદીએજ ભરેલા બજારમાં આ સતી સાધ્વી સ્ત્રીની આબરૂ લૂંટવાનો ઘણોજ નિંદાસ્પદ અને ભયંકર ગુન્હો કર્યો છે. એ હકીકત મ્હેં જાતે જોઇ છે, તથા એટલા માટેજ મ્હેં તેને કેદ કરી મંગાવ્યો છે."

"કોર્ટને મ્હારી એવી વિનંતિ છે કે, આ કેસમાં કોર્ટની ગેરસમજ થઈ છે. સ્વરૂપચંદ શેઠ નિર્દોષી હોઇ આ બાઇજ ગુન્હેગાર છે. આ બાઇ દેખાવમાં આવી નમ્ર અને પવિત્ર જણાય છે; પરંતુ તે વેશ્યા છે. વેશ્યા જેવી નીચ સ્ત્રીએ આબરૂદાર વ્યાપારી માણસની આબરુ ગુમાવવાના હેતુથી આવો પ્રયત્ન કર્યો છે, એ માટે આ બાઇજ જવાબદાર છે."

સ્નેહલતાની આ સમયની શોચનીય સ્થિતિનું માત્ર શબ્દોથી વર્ણન થઇ શકે તેમ નથી. એ કવચિત્ હરિપ્રસાદ તરફ તો કવચિત્ હિરાલાલ તરફ જોતી હતી! બન્નેના વાદવિવાદને તે સર્વાંશે સમજી શકતી નહોતી. હિરાલાલ તરફ જોઇ, ભયભીત બની તે ધ્રૂજી ઉઠતી




" આ આરોપી બાઈને દોષમુક્ત કરીને તમે તેને છોડી દ્યો."

B. A. P. Works. પૃષ્ઠ ૧૫૦

હતી. એવામાં સ્વરૂપચંદે કહ્યું:—" આ બાઇએજ ચોરી કરી છે. હું તદ્દન નિરપરાધી છું. એ ચોરી કરીને નાશી જતી હતી તેથી મ્હેં તેની પાછળ દોડીને તેને પકડી હતી. જો ચોરને પકડવો, એને ગુન્હો ગણાતો હોય તો મ્હેં એ ગુન્હો કર્યો છે."

સ્વરૂપચંદનાં આ વચનો સાંભળી સ્નેહલતા શુદ્ધિમાં આવી. તેણે ગદ્દગદ કંઠે કહ્યું:—" ફોજદારસાહેબ તથા ન્યાયાધીશ સાહેબ! હું સંપૂર્ણ નિર્દોષી છું. જે મ્હારા ઉપર ચોરીનું કલંક મૂકે છે તેજ ખરો ગુન્હેગાર છે. પાંચ દિવસ ઉપર રાત્રે તે મ્હારી પાસે સિલ્લકે હતા એ થોડા ઘણા રૂપિયા—કપડાંલત્તાં, અને વેલબુટ્ટીઓના નમુના લઇ ગયો છે. મ્હારી ટ્રંક લઇ જઇને તે તેણે પોતાની દુકાનમાં વેચવા માટે મૂકી છે. હમણાં પણ જો આપ એની દુકાનમાં તપાસ કરશો તો મ્હારી ટ્રંક મળી આવશે. એ ટ્રંક પર મ્હેં મ્હારૂં 'સ્નેહલતા' નામ સુદ્ધાં લખાવેલું છે; પરંતુ હું નિરાધાર—ગરીબ છું! મ્હારી દાદ કોણ સાંભળે તેમ છે? હું નિરપરાધિની છું. આ પાપી ટોપીવાળાએ માત્ર ચોરી કરી છે, એટલુંજ નહિ પણ તે મ્હારી આબરૂ લૂંટવાના હેતુથી એ રાત્રે મ્હારે ત્યાં આવ્યો હતો. મૅજીસ્ટ્રેટસાહેબ! જ્યારથી આપે મ્હને નોકરી ઉપરથી કાઢી મૂકી છે ત્યારથી જગત્ મ્હારી વિટંબના કરે છે. હું વેસ્યા છું એવું હૃદયભેદક કલંક મ્હારા ઉપર મૂકે છે. જો હું વેશ્યા હોઉં તો હું જે લીલાવતી નામની સ્ત્રીના મકાનમાં રહું છું તેને પૂછી જુઓ! મ્હારી વિટંબણાનો સઘળો આરોપ હું તમારા શિર ઉપર મૂકું છું. જો હું વેસ્યા હોત તો મ્હારે આ કોર્ટમાં ગુન્હેગાર તરીકે આવવું પડત નહિ. આજ સુધીમાં મ્હેં કદાપિ નીતિ, ધર્મ તેમજ ન્યાયમાર્ગનો ત્યાગ કર્યો નથી. મ્હારી સાથે ધર્મવિધિ અનુસાર લગ્ન કરીને પણ મ્હારા પતિએ મ્હારો ત્યાગ કર્યો છે. આથી મ્હારાં માબાપ ખોટી લોકનિંદાને સહન કરી શકયાં નહિ. તેઓ આલોકનો ત્યાગ કરી પર-લોકવાસી થયાં. મ્હારાં માબાપ પોતાની પાછળ કાંઇ પણ મૂકી ગયેલાં નહિ હોવાથી હું અને મ્હારી કન્યા નિરાધાર થઇ ગયાં. પતિએ મ્હારો ત્યાગ કર્યો, માબાપે ત્યાગ કર્યો; પરંતુ નીતિએ મ્હારો ત્યાગ કર્યો નથી, અર્થાત્ મ્હેં મ્હારા ધર્મને જલાંજલિ આપી નથી. કોઈની એક પાઇ પણ મ્હેં ચોરી નથી. અહિં આવીને મ્હેં શિક્ષિકાની નો-કરી સ્વીકારી; પરંતુ આપના અન્યાયથી હું નોકરી ઉપરથી દૂર થઇ. ત્યારથીજ લોકો મ્હારી નિંદા કરવા લાગ્યા, અને આજે તો મ્હને 'વેસ્યા' તથા ચોરટી' તરીકે ન્યાયમંદિરમાં ઉભી કરવામાં આવી છે. જ્યારે તમે પણ મ્હારો ન્યાય નહિ કરો તો મ્હારી નિરાધાર પુત્રી

શાન્તિનું શું થશે? તેને નિષ્ઠુર કેશવલાલ હાંકી કાઢશે. નિરાધાર શાન્તિ અંતે રખડી રઝળી ભૂખના દુઃખથી મૃત્યુવશ થશે. માટે મ્હારી શાન્તિની ખાતર મ્હારો ન્યાય કરો. એ બિચારીને કોણ સંભાળશે? ફોજદારસાહેબ! તમારે ત્યાં અંતરના વિશ્રામસ્વરૂપ એક પણ બાળક છે કે? તેને તમારી પાસેથી કાઢી મૂકી ભિખારી બનાવી દેવામાં આવે-નિષ્ઠુર જગતમાં તેને નિરાધાર બનાવી દેવામાં આવે તો તમારા આત્માને દુઃખ થાય ખરું કે? માટે મ્હારી શાન્તિની ખાતર મ્હને ન્યાય આપો-ઈન્સાફ આપો-મ્હને મુક્ત કરો!"

સ્નેહલતાના આ હૃદયભેદક ભાષણને કોઇએ અટકાવ્યું. નહિ. હિરાલાલ સ્તબ્ધ રહ્યો, હરિપ્રસાદ સ્તબ્ધ રહ્યા તેમજ બીજા માણસો પણ સ્તબ્ધજ રહ્યા હતા. સ્નેહલતાનું ભાષણ પૂરૂં થયું એટલે હરિપ્રસાદે સ્વરૂપચંદને 'લૉક અપ' માં લઇ જવાની આજ્ઞા કરી, અને તેની દુકાનની જડતી લેવાનું વૉરંટ કાઢ્યું.

પોતાના અધિકાર ઉપર હરિપ્રસાદનો અધિકાર ચાલતો જોઇને હિરાલાલે કહ્યું:-"આ કોર્ટની પાસે કેસ ચલાવવાની મ્હારી ઇચ્છા નથી."

હરિપ્રસાદે શાન્તિથી; પરંતુ અધિકારસૂચક સ્વરે કહ્યું:-"મૅજીસ્ટ્રેટ વર્ગ બીજાની કોર્ટમાંથી આરોપી બાઈ 'સ્નેહલતા'ને તે નિર્દોષી હોવાથી તેને મુક્ત કરવાની આજ્ઞા કરવામાં આવે છે."

હિરાલાલે કહ્યું:-"કોર્ટને મ્હારી એવી વિનંતિ છે કે, આરોપી બાઈ સ્નેહલતાએ કોર્ટનું અપમાન કર્યું છે; તેથી હું તેને પુનઃ કેદ કરું છું, એ માટે મ્હને ક્ષમા આપવી."

હરિપ્રસાદે ઉત્તરમાં કહ્યું:-"જો કોર્ટનું અપમાન થયું હશે તો તેનો વિચાર કરવાને કોર્ટ સમર્થ છે. પોલિસને એ બાબતમાં માથું મારવાની જરૂર નથી."

અધિકારની ઉન્મત્તતાથી હિરાલાલે કહ્યું:—"માફ કરજો. હું સરકારનો પ્રતિનિધિ છું. મ્હારી હાજરીમાં હું રાજસત્તાનું અપમાન થયેલું જોઇ શકીશ નહિ."

આ સમયે હરિપ્રસાદના મુખ ઉપર અધિકારનું સાત્વિક તેજ ચમકતું હતું. તેમણે કહ્યું:-"હિરાલાલ! સારાસારનો વિચાર તમે કરી શકો છો કે? અધિકારના જોર પર ન જાઓ. હું ન્યાયાસન ઉપર છું. તમારા કરતાં મ્હારો અધિકાર વિશેષ છે. મ્હારા અધિકારનો હું ન્યાય અનુસાર ઉપયોગ કરૂં છું. તમને હુકમ કરવાનો અધિકાર નથી; પણ સરકારનો હુકમ તમારે અમલમાં [illegible]નો છે. એ હુકમ ન્યાય છે કે

અન્યાય એ ઠરાવવાનો તમને કશો અધિકાર નથી. આરોપીને મુક્ત કરો, તથા સ્વરૂપચંદની દુકાનની જડતીનું વૉરંટ આપું છું તેની અમલ બજાવણી કરો ! જાઓ !"

અજીત વીર ક્ષુદ્ર પ્રતિસ્પર્દ્ધિથી ચીત થતાં તેની જેવી મરણપ્રાય: સ્થિતિ થાય છે તેવીજ, બલ્કે તે કરતાં પણ વિશેષ મરણપ્રાય: સ્થિતિ મિથ્યાભિમાની હિરાલાલની થઇ. તેણે નિરુપાયે મસ્તક નમાવી વૉરંટ હાથમાં લીધું, અને ન્યાયકોર્ટને નમી-પ્રણામ કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

સર્વ કોર્ટ ખલાસ થઇ. શિરસ્તેદાર, હરિપ્રસાદ, સ્નેહલતા તથા એક બે સિપાહીઓ સિવાય બીજું કોઇ ત્યાં રહ્યું નહિ. હરિપ્રસાદે પોતાના ન્યાયાસન ઉપરથી ઉઠીને કહ્યું:—" બ્હેન ! મ્હારા ઉપર તું જે અપરાધ મૂકે છે એ અપરાધને હું પ્રત્યક્ષ રીતે નહિ પણ અપ્રત્યક્ષ રીતે પાત્ર છું. મ્હારી પાસે જે રિપોર્ટ આવ્યો તે મ્હને ખરો લાગ્યો, તથા એ રીપોર્ટ મ્હેં મંજૂર પણ કર્યો. આમ છતાં પણ એ જ્યારે કઠોર અન્યાય હતો ત્યારે તું મ્હને મળી કેમ નહિ? હમણાં તું જે હકીકત કહે છે તે મ્હને ખરી લાગે છે. ત્હેં ત્હારા ઉપર અનેક સંકટો આવી પડયા છતાં સન્માર્ગનો ત્યાગ કર્યો નથી. ત્હારા આ સાહસ તેમજ નિશ્ચયનું મ્હને ઘણું કૌતુક લાગે છે. આ સન્માર્ગનું અસિધારાવ્રત તું આવી નિષ્કંલિકત રીતે આચરે છે એ માટે મ્હને ત્હારા ઉપર અપાર પ્રેમ ઉપજ્યો છે. ત્હારાં સઘળાં સંકટોનું અને છળનાનું કારણ હુંજ થયો છું; એ માટે મ્હને ઘણો શોક થાય છે. આથી હું મ્હારાથી અજાણતાં થયેલાં એ પાપને ધોઇ નાખવાની ઇચ્છા રાખું છું. તને તેમજ ત્હારી પુત્રીને હવેથી કોઇ પણ પ્રકારનું દુ:ખ ભોગવવું ન પડે એવી વ્યવસ્થા હું કરી આપું છું. જગત્ ઉપર ખાસ મ્હારા ઉપરજ ત્હારા સદ્‌ગુણોનો હક્ક છે એમ હું સમજું છું. મુંબાઇ, પુના યાતો અન્ય કોઇ પવિત્ર ક્ષેત્રમાં રહેવાનો ત્હારો વિચાર હોય તો ત્યાં પણ તું ત્હારી પુત્રી સાથે આનંદથી અપાર સુખમાં રહી શકે એવી વ્યવસ્થા હું કરી આપીશ. ચાલ, બ્હેન ! મ્હારી સાથે મ્હારે ઘેર ચાલ. આપણે ત્હારી શાંન્તિને અહિં તેડાવવાની તજવીજ કરીએ !"

સ્નેહલતા જેને જહર સમજતી હતી તે અમૃત નીકળ્યું. જેને હાથ બાળનારો અંગારો સમજતી હતી તે માણિક્ય નીકળ્યું. અત્યંત દુ:ખમાં પણ એકાએક અત્યંત સુખનું દર્શન થયાથી, એ કલ્પનામય સુખનો આવેગ સ્નેહલતા સહન કરી શકી નહિ. ધીમે ધીમે તેની શુદ્ધિ ગૂમ થવા લાગી, તે હરિપ્રસાદના ચરણોમાં નમી પડી ગદ્‌ગદ

કંઠે બોલીઃ—" હું સ્વપ્નમા છું કે શું ? આ સુખસ્વપ્ન જગતના અંત સુધી આવી રીતે કાયમ રહો ! આવ શાન્તિ ! મારી આંખની કીકી ! આવ, બેટા ! ત્હારા મસ્તક ઉપર મ્હને શુભાશીર્વાદ આપવા દે આવ એક વખત મ્હને સ્નેહાલિંગન કરવા દે ! " આમ કહેતાં કહેતામાં સ્નેહલતા બેશુદ્ધ બની ગઇ.

પછીથી શું બન્યું તેની સ્નેહલતાને માહિતી નહોતી. શુદ્ધિમાં આવ્યા પછી તેને માલૂમ પડયું કે, તે કચેરીમાં નહિ, કિન્તુ એક પ્રશસ્ત—સ્વચ્છ—મધુર પ્રકાશવાળી ઓરડીમાં એક પલંગ પર સૂઇ રહેલી છે. આ ઓરડીમાં એક મેજ ઉપર કેટલીક ઔષધની શીશીઓ તેમજ ગ્લાસ પડેલા પણ તેના જોવામાં આવ્યા. સ્નેહલતાના પલંગ પાસે એક દાસી ઉભી રહી હતી. હરિપ્રસાદ પણ પલંગ પાસે ઉભા રહી સજળ નયને સ્નેહલતા તરફ જોઇ રહ્યા હતા. કૃતજ્ઞતાથી સ્નેહલતાનાં નેત્રામાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું, તથા તેના ઓષ્ઠ હાલવા લાગ્યા. હરિપ્રસાદે અશ્રુપૂર્ણ નયને, પોતાના હાથમાં સ્નેહલતાનો હાથ લઇને કહ્યુંઃ—" બ્હેન ! ત્હારાથી ન બોલાતું હોય તો તું ન બોલીશ. ત્હારા અંતરની વિશેષ કોમળતાથીજ તને વિશેષ દુઃખ થાય છે. હવે તું ત્હારી નાજુક પ્રકૃતિને સંભાળ—હિંમત અને ધૈર્ય રાખ. સત્યનોજ અંતે પરમાત્મા વિજય કરે છે. હરિશ્ચંદ્ર તેમજ તારામતીએ તેમને અનેક સંકટો સહન કરવાં પડયાં તો પણ સત્યનો ત્યાગ કર્યો નહિ; તેથી અંતે પરમકૃપાળુ પરમાત્માએ તેમનું કલ્યાણ કર્યું. નળદમયંતીની હકીકત પણ તું જાણતી હોઇશ. શ્રીરામચંદ્રજીએ લોકાપવાદને લીધે સીતાદેવીનો ત્યાગ કર્યો; પરંતુ એ સતી પોતાની પુણ્યમયી બુદ્ધિથી તથા પાતિવ્રત્યથી, શ્રી રામચંદ્રનો પોતાના લવકુશથી પરાજય કરીને તેમને પોતાનો સ્વીકાર કરાવવાની જરૂર પાડી. બ્હેન! એવી રીતે તું નિશ્ચયી રહે. ઇશ્વર દુઃખોથી ત્હારી કસોટી કરી, અંતે ત્હારા પર પ્રસન્ન થઇ ત્હારા પતિ સાથે ત્હારી મુલાકાત નહિ કરે કે? પરમેશ્વરની પરીક્ષામાં તું યશસ્વી થઇ છે. ત્હારી અખંડ નીતિથી, સદાચરણથી અને પુણ્યશીલતાથી તું સીતાદેવીની માફક સુખી થઈ શકીશ ! "

બીજે દિવસે કેશવલાલ તરફ બસો રૂપિયાનો મનીઑર્ડર અને એક પત્ર રવાના કરવામાં આવ્યો. કેશવલાલના હાથમાં રોકડા બસો રૂપિયાનો મનીઑર્ડર જઈ પડતાંજ તે બેહોશ બની ગયો. તેણે રાઘનપુરથી આવેલો પત્ર "શાન્તિલતાની માતા બિમાર છે; તેથી હવે જો શાન્તિને આરામ થયો હોય તો તેને સત્વર અત્રે રવાના કરી દેશો. આપના દેણાના તથા શાન્તિની બિમારીના ખરચ બદલ એકંદરે

બસો રૂપિયાનો મનીઑર્ડર રવાના કર્યો છે.” કાળિકાને વાંચી બતાવ્યો, અને પછીથી કેશવલાલે કહ્યું:–“આવી દુઝતી કામધેનુંને હાથમાંથી જવા દઇએ તો આપણા જેવું મૂર્ખ જગતમાં બીજું કોણ હોઇ શકે? એ રૂપસુંદરી આટલા બધા પૈસા ક્યાંથી મોકલે છે તેનો ખુલાસો આજે થયો. એકાદ શેઠ શાહુકાર કે જાગિરદારના પ્રેમમાં તે પડેલી હશે. ‘**स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं । देवो न जानाति कुतो मनुष्यः ॥**’ કહેવાય છે તે અક્ષરશઃ સત્ય છે.”

કાળિકાએ કહ્યું:—“એ રંડા સુરપણખા કોના પૈસાનું પાણી કરે છે તે તો ઇશ્વર જાણે! એવું તે બાઇસાહેબનામાં શું રૂપ બળ્યું છે!”

કેશવલાલ:—એ રૂપાળી હોય યા કદરૂપી હોય; પરંતુ આપણે માટે તો દુઝતી કામધેનુ છે ને? આ વાછરડી જ્યાં સુધી આપણા પંઝામાં છે ત્યાંસુધી, તેના આંચળમાંથી લોહી છૂટે ત્યાંસુધી દૂધ પીવાને આપણને કશી અડચણ નથી. હવે હું કેવી ચાલાકી ચલાવું છું તે જો તો ખરી. આમ કહીને કેશવલાલે એક પત્ર લખી તૈયાર કર્યો. પત્ર લખી રહ્યા પછી તેણે કાળિકાદેવીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે:—“જો મ્હેં આ પત્ર લખ્યો છે તે સાંભળ, “આપનો પત્ર તેમજ મનીઑર્ડર પહોંચ્યો છે; પરંતુ અમારા દુર્દૈવે અમારા મકાનમાં ચોરી થઇ છે. ચોર લોકો રોકડ સિલ્લક તો શું; પરંતુ તે સાથે અમારાં ઘરેણાંગાંઠાં અને શાન્તિનાં ઘરેણાં પણ ચોરી ગયા છે. જે દિવસે મનીઓર્ડરના રૂપિયા આવ્યા તેજ દિવસે ચોરી થયેલી હોવાથી એ રૂપિયા ચોર લોકો ઉપાડી ગયા છે. આથી કોઇને એક પાઇ પણ આપી શકાઇ નથી. મ્હારા દુઃખનો તો પાર રહ્યો નથી. ડૉક્ટર, દાઇ અને બ્રાહ્મણની ઉધરાણી મ્હારા ઉપર ચાલુ છે. એમને એકંદરે પોણોસો રૂપિયા આપવાના છે. જો કે હું આપની પાસે ફરીથી રૂપિયા માગું એ ઉચિત નથી; કેમકે દંડ મ્હારેજ ભરવો જોઇએ; પરંતુ મ્હારા ઉપર આવી પડેલા મહાન્ સંકટથી હું લાચાર છું! શાન્તિલતાબ્હેનને હવે ઘણો આરામ છે–માત્ર થોડી ઘણી અશક્તિ રહી છે?”

ઉપરોક્ત પત્ર હરિપ્રસાદને મળતાંજ તેમણે પુનઃ બસો રૂપિયાનો મનીઑર્ડર કરીને “ચિ. શાન્તિલતાની માતા ઘણી બિમાર છે. તેના જીવનની હવે આશા નથી; તેથી માતાપુત્રીની અંતિમ મુલાકાત કરાવવાના હેતુથી તમે ચિ. શાન્તિલતાને સત્વર અહિં પહોંચાડશો. જો તમે જાતે અહિં આવશો તો સ્નેહલતા તરફથી તમને પણ યથાશક્તિ મદદ મળશે.”

મનની જે ભયંકર સ્થિતિમાંથી સ્નેહલતાનું ક્રમણ થતું ગયું તે સ્થિતિનું તેના મન અને શરીર ઉપર પરિણામ થયું. ધીમે ધીમે તેની બિમારી વધવા લાગી. જેવી રીતે ઘણાં અંધકારમાં કાંઇ જોઇ શકાતું નથી. તેવીજ રીતે ઘણા પ્રકાશમાં પણ આંખો અંજાઇ જવાથી કાંઇ જોઇ શકાતું નથી. તદનુસાર અત્યંત દુઃખની વેદના તથા અત્યંત સુખની ભાવના પણ સહન કરી શકાતી નથી. બન્નેનું મન પર ઘાતક પરિણામ થાય છે. સ્નેહલતાનું પણ તેમજ થયું. હરિપ્રસાદને બોલાવીને ડૉકટરે સ્પષ્ટ કહી દીધું કેઃ—" જ્યાં સુધી તેની સાથે તેની પુત્રી શાન્તિની મુલાકાત નહિ થાય ત્યાં સુધી તેના જીવનની આશા રાખી શકાય તેમ નથી."

હરિપ્રસાદે આશ્ચર્યમાં પડી જઇને કરુણકંઠે પૂછયુંઃ–" શું આશા રાખી શકાય તેમ નથી ?"

ડૉકટરે ઉત્તર આપ્યોઃ–" માતાપુત્રીની મુલાકાત થયા સિવાય હું કાંઈ કહી શકતો નથી. માનસિક દુઃખ ઘણું ચમત્કારિક હોય છે."

એટલામાં સ્નેહલતાએ ધીમેથી પૂછયુંઃ–" પિતાજી ! પિતાજી ! ડૉકટર શું કહે છે !"

હરિપ્રસાદે ગદ્‌ગદ કંઠે કહ્યુંઃ–"ત્હારા મન ઉપર સખ્ત આઘાત થયો છે. શાન્તિની મુલાકાત થયા સિવાય તને આરામ થાય તેમ નથી."

સ્નેહલતાએ આનંદપૂર્ણ તથા પોતાના પ્રકૃત મધુર પણ ક્ષીણ સ્વરે કહ્યુંઃ–" પિતાજી ! મ્હને પણ ડૉકટરનું કહેવું ખરું લાગે છે. હજી સુધી કેશવલાલ અને કાળિકા મ્હારી શાન્તિને અત્રે કેમ નથી મોકલતાં ? હવે હું ઝાઝો વખત જીવી શકું તેમ નથી. અંતકાળ સમયે મ્હારી શાન્તિને એક વખત સ્નેહાલિંગન કરી તેને શુભાશીર્વાદ આપવાની મ્હારી ઇચ્છા છે. પતિદેવનાં દર્શન આ જન્મમાં નહિ કરી શકું તો આવતા જન્મમાં પણ કરી શકીશ એમ મ્હારો ધર્મદેવતા મ્હને જણાવે છે !"

હરિપ્રસાદે અશ્રુપૂર્ણ નયને સ્નેહલતાનું સાંત્વન કરતાં કહ્યુંઃ– "બેટા ! તું શાન્ત થા. શાન્તિને તેડવા માટે હું હમણાંજ એક વિશ્વાસપાત્ર માણસને ગોવિંદપુર મોકલું છું, અગર તો હું જાતેજ જઉં છું. તું ત્હારા હસ્તાક્ષરનો એક પત્ર લખી આપીશ કે ?"

મહામુશ્કેલીથી સ્નેહલતાએ એક પત્ર લખી આપ્યો. પત્ર આ પ્રમાણે હતોઃ–

**" રા. કેશવલાલ,**

**સવિનય વિનંતિ કે, આ પત્ર લઈને આવનાર માણસ સાથે, કોઇ પણ જાતની હરકત કર્યા સિવાય શાન્તિલતાને આ તરફ રવાના કરજો. તમારા લ્હેણુ દેણુની તકરાર હશે તો તેનું સમાધાન પણ આ ગૃહસ્થ કરશે. એજ. ' લી.**

**સ્નેહલતા."**

આ પત્ર હરિપ્રસાદે પોતાના ખિસ્સામાં મૂકયો.

# પ્રકરણ ૧૯ મું

## લોભી અને ધૂર્ત્ત મનુષ્યની મુલાકાત !

કલ્યાણપુર ગામની પૂર્વ તરફની સીમાએ એક સરિતા કલકલ નિનાદ કરતી વહેતી હતી. નદીનો પટ કાંઇ બહુ મ્હોટો નહોતો; કિન્તુ વર્ષાઋતુમાં જ્યારે રેલ આવતી ત્યારે આ સરિતાનું સ્વરૂપ વિશેષ ઉગ્ર તેમજ ભીષણ જણાતું હતું. જ્યારે પૂર આવતું ત્યારે કદાચ આસપાસની ખેતીને પણ અલ્પ સ્વલ્પ નુકસાન પહોંચતું હતું. આ સરિતાના કિનારા ઉપરજ—કલ્યાણપુરથી લગભગ બે માઇલના અંતરે જમીનદાર રામપ્રસાદનો મોતીબાગ આવેલો હતો. લગભગ વીસ પચીસ વીઘાં જમીનમાં આ મોતીબાગનો ફેલાવો હતો. બાગની ચારે બાજુએ લાકડાંનું કમ્પાઉન્ડ કરી લેવામાં આવ્યું હતું. બાગમાંનો બંગલો સરિતાતટ ઉપરજ આવેલો હતો. એ બંગલાને બે માળ હતા. બંગલાની એક બાજુએ નદીનાં પાણી સુધી પગથીઆં બાંધેલાં હતાં. બાગમાં આંબા, જાંબુડા, સીતાફળ, દાડમ વગેરેનાં વૃક્ષો જોવામાં આવતાં હતાં. બંગલાની આસપાસ વિવિધ પ્રકારની સુગંધિત પુષ્પલતાઓ પણ જોવામાં આવતી હતી. ગુલાબ, મોગરો, જાઇ, જુઇ, ચંપો ચમેલી વગેરે પુષ્પલતાઓ ઉપર રંગબેરંગી સુગંધિત પુષ્પો પ્રસ્ફુટિત થયેલાં જોવામાં આવતાં હતાં.

અગાઉ જણાવ્યા અનુસાર નર્મદા પાસેથી આ બાગની, બાગમાં રહેતા માળી તેમજ તેના કુટુંબની તથા બંગલાની માહિતી મેળવી લઇ કૃષ્ણલાલ ઘણા સમય સુધી વિચારમગ્ન સ્થિતિમાં પોતાના મકાનમાં એક શેતરંજી ઉપર આડો પડયો હતો. નર્મદાએ બંગલામાં જે રુદનસ્વર સાંભળ્યો હતો તે કોઇ ભૂત પ્રેતનોજ સ્વર હોવો જોઇએ એમ કૃષ્ણલાલનું મન કબૂલ કરતું નહોતું. કૃષ્ણલાલ ભૂત પ્રેતના અસ્તિત્વને માનતોજ નહોતો, એમ નથી. ભૂતયોનિ પર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો; * પરંતુ ખરા મધ્યાન્હકાળે મોતીબાગ જેવા સ્થળે—કે જ્યાં થોડાં ઘણાં માણસોની વસ્તી છે ત્યાં ભૂતપ્રેતનો રૂદનધ્વનિ સંભળાય એ વાત કૃષ્ણલાલને સર્વથા અસંભવિત લાગતી હતી; અર્થાત્ આ ધુર્ત્ત ચાણક્યે એમજ વિચાર્યું કે, મોતીબાગમાં કોઈ માણસ બંદીવાસ

* ટૂંક સમયમાંજ અમારા તરફથી પ્રકટ થનારી નવલકથા 'પિશાચિની કે પ્રેમદા ?'માં આ બાબતનું ઘણું વિસ્તૃત અને વિશ્વાસપાત્ર સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે. પ્રકાશક.

ભોગવતું હોવું જોઇએ. જમીનદારોના ગુપ્ત બંગલાઓમાં આવો પ્રકાર બને એમાં કૃષ્ણુલાલને કશી નવીનતા જણાતી નહોતી. કેમકે તે પોતે પણ આવી ધુર્ત્તવિદ્યામાં અતિ નિપુણ હતો ! તે વિચારવા લાગ્યોઃ—

"ત્યારે હવે જે કમનશિબ માણસ મોતીબાગમાં બંદીવાસ ભોગવે છે તે કોણ હોવું જોઇએ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. મોતીબાગ જેવા સ્થળેજ એ માણસને કેમ રાખવામાં આવ્યું છે, તથા જે ઠેકાણે એ માણસને કેદ કરી રાખેલું છે ત્યાં વારંવાર જઇને જમીનદાર મહાશય શા માટે રહે છે ? ત્યારે પછી એક બંદીખાનામાં પડેલું માણસ એક સ્ત્રીજ હોવી જોઇએ કે નહિ ? જમીનદાર મહાશય તો વિલાસી જણાય છે; તેમનું કુટુંબ પણ નથી; તેથી તેઓ કદાચ એકાદ લટકાળી લલનાના યૌવનબાગના માળી બની, એ કુસુમકળીનો ભોગી ભ્રમરની માફક આસ્વાદ લેતા હોય તો એમાં શું આશ્ચર્ય ? આ ગૂઢ રહસ્ય જાણવાને માટે મ્હારે સત્વર બનતો પ્રયત્ન કરવો જોઇએ !"

આવા પ્રકારનો નિશ્ચય કરીને, વસ્ત્રો પહેરી કૃષ્ણુલાલ બીજે દિવસે સ્હવારે ફરવા માટે નીકળી પડયો. આજે અન્ય કોઇ સ્થાન તરફ ગમન નહિ કરતાં તેણે મોતીબાગ તરફજ જવા માંડયું. અલ્પકાળમાંજ તે બાગની નજીક જઇ પહોંચ્યો; પરંતુ એકદમ તેણે બાગમાં પ્રવેશ કર્યો નહિ. કમ્પાઉન્ડની પાસે બ્હાર ઉભો રહીને તે બંગલા તરફ લક્ષ્યપૂર્વક જોઇ રહ્યો. બંગલાના ઉપરના બે માળજ તે જોઇ શકતો હતો. એ બન્ને માળનાં બારી બારણાં બંધ કરેલાં હતાં–કોઇ પણ મનુષ્યનો ત્યાં નિવાસ હોય એવી કલ્પના સુદ્ધાં ઉપજતી નહોતી.

કૃષ્ણુલાલે બંગલા તરફથી સરિતાતટ તરફ દૃષ્ટિ ફેરવી તો એક ડોશીને તેણે સરિતાના જળમાં ઘડો ભરતી જોઇ. કૃષ્ણુલાલ એ ડોશીથી ઘણા અંતરે ઉભેલો હોવાથી તે એ ડોશીના સકળ અવયવોનું સ્પષ્ટતાથી દર્શન કરી શકતો નહોતો. ડોશી પાણી ભરીને પાછી ફરતાં પોતાને અહિં ઉભેલો જોઇ કદાચ સંશયાધીન થશે વિચારી કૃષ્ણુલાલ એક વૃક્ષના મજબુત થડની પાછળ છુપાઇ ગયો. અલ્પ સમય પશ્ચાત્ ડોશી ઘડો ભરી પાછી ફરી અને બાગમાં આવેલા બંગલા પાસે જઇ, કુંચીથી બંગલાના પ્રવેશદ્વારને વાસેલું તાળું ઉઘાડી અંદર ગઇ, તથા તેણે એ પ્રવેશદ્વારને પાછું બંધ કરી દીધું. વૃક્ષના થડની પાછળ છુપાઇ રહીને કૃષ્ણુલાલે આ સઘળો પ્રકાર જોયો. પછીથી કૃષ્ણુલાલ પણ એ પ્રવેશદ્વાર તરફ જોઈ રહીને એટલામાંજ આમતેમ લટાર મારવા લાગ્યો. થોડા સમયમાંજ એ ડોશી પુનઃ પ્રવેશદ્વાર ઉઘાડી બ્હાર આવી, અને તેણે

પાછું દ્વાર બંધ કરી તેને તાળું વાસી દીધું. વળી પાછી તે સરિતાના તટ ઉપર જળ ભરવા ગઇ, અને જળ ભરી પુનઃ બંગલાના પ્રવેશદ્વારને ઉઘાડી અંદર ગઇ. આવો પ્રકાર જોઈ કૃષ્ણુલાલે હસતાં હસતાં સ્વગત કહ્યું:–" વાહ ! આ તો મ્હોટું જબરદસ્ત ભૂત જણાય છે ! એને તે કેટલા બધા પાણીની જરૂર પડે છે ? ! "

આ સમયે ડોશી બંગલામાંથી પુનઃ બ્હાર આવી નહિ. ત્યાર પછી બંગલાની એક બારીમાંથી ધુમાડો નીકળતો જોઇને કૃષ્ણુલાલે સ્વગત કહ્યું:–" વાહ ! આ ભૂત તો વિચિત્ર જણાય છે ! કાચું અનાજ કદાચ તેને પચતું નહિ હોય તેથી એ રાંધવાની કડાકૂટ કરતું હોય એમ લાગે છે ! "

ધીમે ધીમે નવ વાગ્યાનો સમય થયો. કૃષ્ણુલાલ પણુ સાવધાનતાથી પગલાં ભરતો ભરતો બાગના કમ્પાઉન્ડના દરવાજા પાસે ગયો. પછીથી અંદર પ્રવેશ કરી માળીની ઝુંપડી પાસે જે ભાંગ્યો તૂટ્યો કાથીની દોરીનો ખાટલો પડયો હતો તેના ઉપર બેઠો. આ સમયે માળી એટલાંજ કામકાજ કરતો બેઠો હતો. ગયા માસમાં જે સમયે માળી પોતાનો માસિક પગાર લેવાને કલ્યાણુપુર ગયો હતો એ સમયે ત્યાંના જમીનદારની કચેરીમાં તેણે કૃષ્ણુલાલને કામકાજ કરતો જોયો હતો; અર્થાત્ તે તેને જોતાંજ ઓળખી ગયો. માળીએ તરતજ કૃષ્ણુલાલ પાસે આવીને નમ્રતાથી તેને પ્રણામ કર્યા.

કૃષ્ણુલાલે ગંભીરતાથી પૂછ્યું:–"કેમ રે માળી, ખુશીમાં છે ને ?"

માળીએ ઉત્તર આપ્યો:–"હા, સરકાર !" આમ કહીને તે હાથ જોડીને ઉભો રહ્યો.

કૃષ્ણુલાલે કહ્યું:–"વાહ ! ત્હેં બાગને ઘણો સ્વચ્છ રાખ્યો છે ! વારું તમાકુ બમાકુ રાખે છે કે ?"

"અરે ! તમાકુ ન હોય એ તે વાત છે ? હમણાં આપને માટે ચલમ તૈયાર કરી લાવું છું ! "

આમ કહીને માળી સત્વર પોતાની ઝુંપડીમાં ગયો અને ચલમ તૈયાર કરી લાવ્યો. કૃષ્ણુલાલે તમાકુનું સેવન કરતાં કરતાં કહ્યું:—" કેમ રે માળી, બગીચામાંથી થોડું શાકબાક લાવી આપીશ કે ? હમણાં શાકપાન સિવાય ઘણી અડચણુ વેઠવી પડે છે."

માળીએ નમ્રતાથી કહ્યું:–"હા હા–શાક હમણાં લાવી આપું છું."

કૃષ્ણુલાલ:–કાંઇ ઉતાવળ નથી. હમણાં વાતચિત કર્યા પછી તું શાકપાન લઇ આવજે.

માળીઃ—જેવી આજ્ઞા.

આમ કહીને માળી જમીન ઉપર બેઠો. પછીથી તે કયાંનો રહેવાસી છે? કેટલાં વર્ષથી જમીનદાર મહાશયના બગીચામાં કામ કરે છે. તેના કુટુંબમાં કેટલાં તેમજ કોણ કોણ માણસો છે, તેની સ્થિતિ કેવી છે વગેરે માહિતી કૃષ્ણલાલે તેને એક પછી એક પ્રશ્ન પૂછીને મેળવી લીધી. માળી મૂળ ઉત્તર હિંદુસ્તાનનો રહેવાસી હતો. બાર પંદર વર્ષથી તે જન્મભૂમિનો ત્યાગ કરી ઉદરનિર્વાહાર્થે આ તરફ આવ્યો હતો. અહિં તેની પત્ની, એક પુત્રી, એક પુત્ર અને સાસુ એટલાં માણસો તેના કુટુંબમાં હતાં. જો કે તે હિંદુસ્તાની હોવા છતાં દશ પંદર વર્ષથી ગુજરાતી લોકોના સહવાસમાં આવેલો હોવાથી ગુજરાતી ભાષા તે ઘણી સહેલાઇથી બોલી શકતો હતો. તેના કુટુંબનાં અન્યાન્ય માણસો પણ ગુજરાતી ભાષાજ બોલતાં હતાં. માળીનું નામ રામગોપાળ હતું.

કૃષ્ણલાલ અને માળી વાતચિત કરતા હતા એવામાં માળીનો પુત્ર હરિગોપાળ ત્યાં આવી પહોંચ્યો. તેણે એક મલિન ચોયણી અને અંગ પર એક ગંજીફ્રાક પહેરેલું હતું. એ છોકરાને જોઇ કૃષ્ણલાલે માળીને પૂછ્યુંઃ—"રામગોપાળ! આ ત્હારો કુળદીપક જણાય છે, કેમ ખરું છે ને? કેમરે છોકરા! ત્હારું નામ શું છે?"

છોકરાએ કૃષ્ણલાલ તરફ ટગર ટગર જોઇ રહીને કહ્યુંઃ—"હરિગોપાળ."

"હરિગોપાળ? વાહ! ઘણું સુંદર અને ભક્તિઉત્પાદક નામ છે! લે, આ એક પૈસો લઇજા. જલેબી લાવીને ખાજે." આમ કહીને કૃષ્ણલાલે પોતાના ખિસ્સામાંથી એક પૈસો બ્હાર કાઢી હરિગોપાળને આપ્યો. હરિગોપાળ પૈસો લઈ આનંદથી નાચતો કૂદતો ત્યાંથી ચાલ્યો ગયો.

પોતાના ભાઇને પૈસો મળ્યો છે એવું જાણવામાં આવતાંજ તેની ન્હાની બ્હેન પણ ત્યાં આવી હાજર થઇ, તથા કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય કૃષ્ણલાલ તરફ હાથ લાંબો કરી તે ઉભી રહી. આવો પ્રકાર જોઇ માળી શરમાઇ ગયો, અને તેણે પુત્રી તરફ એક રોષદર્શક કટાક્ષ ફેંક્યો. આ સમયે એ છોકરીની માતા પણ બ્હાર આવીને છોકરીનો તિરસ્કાર કરી તેનો હાથ પકડી, તેને ઝુંપડીમાં ખેંચી જવા લાગી. આથી છોકરીએ બેંતાળો રાગ કાઢવા માંડ્યો. કૃષ્ણલાલે તેને પણ પૈસો આપીને શાન્ત કરી.

માળી અને કૃષ્ણુલાલ ધૂમ્રપાન કરતા કરતા વાતચિત કરતા હતા. પોતાના સંસાર સંબંધીના સુખદુઃખનું વર્ણન કરતાં કરતાં માળીએ કહ્યું:—" આજકાલ વખત ઘણો ખરાબ આવ્યો છે, સરકાર! ચારે તરફ દ્રવ્યનો દુષ્કાળ જણાય છે. માસિક પગારમાંથી ખરચજ મહા-મુશ્કિલતે નિભાવું છું એટલે પછી પે પૈસો બચાવી તો ક્યાંથી શકાય ? આપ જો જમીનદાર મહાશયને ભલામણ કરીને થોડો પગાર વધારી આપવાની કૃપા કરો તો આ ગરીબ માણસ ઉપર આપનો મહાન્ ઉપકાર થશે. જીવનપર્યંત હું આપનો ઉપકાર ભૂલીશ નહિ."

માળીને માટે પોતાના અંતરમાં અપાર સહાનુભૂતિ ઉપજી હોય એવો ભાવ દર્શાવીને કૃષ્ણુલાલે કહ્યું:—" એમ કે ? ત્હારા હમણાંના પગારમાંથી ત્હારા કુટુંબનું ખર્ચ પણ નભતું નથી કે ? તને બહુ દુઃખ વેઠવું પડે છે, કેમ ? ત્યારે પછી આટલા દિવસ સુધી આ વાત ત્હેં મ્હને કેમ કહી નહિ ? લોકો ઘર છોડીને પરદેશમાં બે પૈસા પેદા કરવાના હેતુથીજ નોકરી કરવા જાય છે; નહિ તો મ્હારે તેમજ ત્હારે જન્મભૂમિનો તથા સગાંવ્હાલાંનો ત્યાગ કરી નોકરી માટે અહિં સુધી શા માટે આવવું જોઈએ ? હું ત્હારો પગાર વધારવા માટે જમીનદાર મહાશયને ખાસ ભલામણ કરીશ. એ માટે હવે તું નિશ્ચિંત રહેજે. વળી જમીનદાર મહાશય અહિં પણ વારંવાર આવે છે; તેથી પ્રસંગાનુસાર જો તેમનું મન પ્રસન્ન જોવામાં આવે તો તું પણ આ વાત તેમને કહેજે !"

"પણ હમણાં તેઓ આ તરફ આવવાના છે કે ?" માળીએ પૂછ્યું.

" હા—આવશેજ. હમણાં કામની જંજાળ વધારે છે તે થોડી ઘણી ઓછી થશે એટલે તેઓ અહિં આવ્યા સિવાય રહેશે ખરા કે ?" આમ કહીને કૃષ્ણુલાલે એક વખત બંગલા તરફ જોયું, તથા તત્ક્ષણ દૃષ્ટિ પાછી ખેંચી લઇને તે ગાલમાં ને ગાલમાં હસવા લાગ્યો. આવો પ્રકાર જોઇ માળી સંદિગ્ધભાવથી કૃષ્ણુલાલના મ્હોં તરફ જોઇ રહ્યો.

કેટલાક સમયપર્યન્ત નિસ્તબ્ધ રહ્યા પછી કૃષ્ણુલાલે પૂછ્યું:— " માળી, અહિં એક ડોશી હતી તે કેમ જોવામાં આવતી નથી ?"

" હા, તે અહિંજ છે."

આ ઉત્તર સાંભળી કૃષ્ણુલાલે માળી તરફ જોઇ રહી ખુલ્લી રીતે હસવા માંડ્યું. પછીથી તેણે પૂછ્યું:—" માળી, એ ડોશી ત્હારી શી સગી થાય છે?"

"જી-એ મ્હારી સાસુ થાય છે; પરંતુ મ્હારી સ્ત્રીની તે માતા નહિ પણ કાકી છે."

"એમ કે? માળી તું ઘણો નિમકહલાલ નોકર છે, એવી મ્હારી પાકી ખાત્રી છે. જો ત્હારા કલ્યાણ તરફ નહિ જોવામાં આવે તો કોના કલ્યાણ તરફ જોવામાં આવશે? હું જમીનદાર મહાશયને ભલામણ કરી ત્હારો પગાર જરૂર વધારાવીશ. તું તદ્દન બેફિકર રહે! પરંતુ જોજે સ્વપ્નમાં પણ કદિ ભૂલથી માલિકની સાથે નિમકહરામી કરીશ નહિ, સમજ્યો કે?"

"કદિ નહિ,-આ જીવમાં જીવ છે ત્યાં સુધી હું વફાદારજ રહીશ. વફાદારીજ મનુષ્યજાતિનું સર્વોત્તમ નૂર છે." આમ કહીને માળી વિશેષ કુતુહલપૂર્ણ દૃષ્ટિથી કૃષ્ણલાલ તરફ જોઇ રહ્યો.

"ઠીક છે-ત્યારે હું હવે વિદાય થઉં છું. મ્હારે માટે થોડું શાક લઇ આવ."

કૃષ્ણલાલની આજ્ઞા પ્રમાણે માળી સત્વર શાક લઇ આવ્યો. પછી તેણે કહ્યું:-"સરકાર! તમે આ શાક બાંધી જશો શામાં?"

"ત્હારા ઘરમાંથીજ એક કડકો લાવીને તેમાં બાંધી આપો. એક બે દિવસમાં હું પુનઃ અત્રે આવી ત્હારો કડકો પાછો આપી જઇશ." કૃષ્ણલાલે બાગમાં પુનઃ આવવાના ઉદ્દેશથી યુકિત વાપરી.

માળી પોતાની ઝુંપડીમાં જઇ એક કડકો શોધી લાવ્યો, અને તેણે તેમાં શાક બાંધી પોટલી કૃષ્ણલાલને સ્વાધીન કરી. જતાં જતાં કૃષ્ણુલાલે કહ્યું:-"ઠીક, ત્યારે હું જઉં છું. હં, પણ એક વાત હું તને કહેવી ભૂલી ગયો છું; પરંતુ એ વાત કોઇને કાને જવી જોઇએ નહિ, સમજ્યો? જો કે હું ત્હારો પગાર વધારવાની જમીનદાર મહાશયને ખાસ ભલામણ કરીશ; પરંતુ તેઓ કદાચ મ્હારી વિનંતિ પ્રત્યે લક્ષ્ય નહિ આપે તો પણ હું તને વધારે પગારવાળી બીજી સારી નોકરી અન્ય કોઇ સ્થળે અપાવીશ. ગરીબ માણસો ઉપર યથાશકિત ઉપકાર કરવો એ પ્રત્યેક્ વ્યકિતનું કર્ત્તવ્ય છે."

"બીજે કયે સ્થળે મ્હને નોકરી અપાવશો?" માળીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"હું પહેલાં જે જમીનદારને ત્યાં નોકરી કરતો હતો તેમને એક વિશ્વાસપાત્ર માળીની જરૂર છે! ઘણા દિવસોથી તેઓ એકાદ પરદેશી માળીને શોધે છે. પરદેશી માણસોજ આજકાલ વિશ્વાસપાત્ર નિવડે છે, અને પરિચિત માણસો નિમકહરામી કરે છે! હમણાં એવો એક માળી મેળવી આપવાનું તેમણે મ્હને લખી જણાવ્યું

સત્તર છે! તેઓ તને ઓછામાં ઓછો પંદર રૂપિયાનો માસિક પગાર આપશે!"

માળીએ કાંઇક અધીરતાથી પૂછ્યું:–"એ ઠેકાણું અહિંથી કેટલે દૂર છે?"

"કાંઇ બહુ દૂર નથી. એ જમીનદારને ત્યાં મ્હારો ભાઇજ મુખ્ય કારભારી છે. વળી ત્હારા કામથી જો તેઓ ખુશી થશે તો તું ત્હારા દરિદ્રતાપૂર્ણ દિવસોનો અંતજ આવ્યો સમજજે."

માળીએ અલ્પકાળ પર્યન્ત વિચાર કરીને કહ્યું:–"પ્રથમ આપ આપણા આ જમીનદાર મહાશયનેજ ખાસ ભલામણ કરી જુઓ. જો તેઓ દયા લાવી મ્હારો પગાર થોડો ઘણો પણ વધારશે તો આ નોકરી છોડવાનો મ્હારો વિચાર નથી. ઘેરેઘેર હાંલ્લાં ફોડવાથી સારું પરિણામ આવતું નથી! આમ છતાં જો મ્હારા દુર્દૈવે આ જમીનદાર મહાશય દયા લાવી મ્હારો પગાર નહિ વધારે તો પછી આપ જે ઠેકાણે નોકરી અપાવવાનું કહો છો તે ઠેકાણે હું જઇશ."

"વારું, હું મ્હારાથી બનતી સઘળી ખટપટ કરીશ." આમ કહીને પુનઃ માળી પાસેથી રજા લઇ કૃષ્ણલાલ કલ્યાણપુર તરફ રવાના થયો.

## પ્રકરણ ૨૦ મું.

### સ્ત્રીચરિત્ર.

**स्त्रीयश्चरित्रं पुरूषस्य भाग्यं।**
**देवो न जानाति कुतो मनुष्यः॥**

બીજે દિવસે સ્હાંજે કૃષ્ણલાલ પાછો રામપ્રસાદ પાસે ગયો. રામપ્રસાદે પૂછ્યું:–"કેમ કૃષ્ણલાલ! કાલેજ સોનાપુર જાઓ છો કે?"

કૃષ્ણલાલ:–જી હા, કાલે પ્રભાતકાળે અહિંથી વિદાય થવાનો વિચાર રાખ્યો છે.

"ગાડી બાડીનો બંદોબસ્ત કરી રાખ્યો છે?"

"સાથે થોડો સરસામાન લઇ જવાનો હોવાથી એક બળદગાડી લઈ જવાનો છું."

"ઠીક ત્યારે, તમારો સરસામાન બળદગાડીમાં રવાના કરી દ્યો; પરંતુ તમે બળદગાડીમાં બેસીને ન જશો. તમે એ તાલુકાના કારભારી થઇને જાઓ છો; માટે તમારે ઘોડેસ્વાર થઇને જવું જોઇએ. મ્હારો

ઘોડો તમે લઇ જજો, અને ત્યાં જઇ પહોંચ્યા પછી નોકર સાથે ઘોડો અહિં પાછો રવાના કરજો."

"જેવી આપની આજ્ઞા."

થોડા સમય પછી રામપ્રસાદે કહ્યું:–" ગઇ કાલે મ્હેં તમને પેલી એક વિધવા યુવતીની વાત કહી હતીને ?"

"જી હા."

"હમણાં એકદમ રામજીને બોલાવીને કાંઇ કહેવાની જરૂર નથી; છતાં તમે તેના પ્રત્યે નજર રાખજો. જો એ થાણામાં જતો જોવામાં આવે તો તરતજ મ્હને ખબર પહોંચાડજો."

"વારૂં, જી."

"એ વિધવા યુવતીએ ઘણા સમયથી ગૃહત્યાગ કર્યો છે. તેથી જો રામજીને પોલિસનો આશ્રય લેવો હોત તો તેણે ક્યારનોય લીધો હોત. તેની વિષય–સંપત્તિ પચાવી પાડવાના હેતુથીજ તેણે પોલિસનો આશ્રય નહિ લીધો હોય, હમણાં એ વાત આપણે ઉપાડવાની કાંઇ જરૂર નથી."

"જેવી આજ્ઞા."

"પછીથી જો કોઇ કાર્ય કરવાની જરૂર હશે તો હું તમને જણાવીશ. વચ્ચે વચ્ચે તમે અહિં આવીને મ્હને સઘળા સમાચાર જણાવી જજો. અઠવાડીઆમાં એકાદ વખત અહિં આવી જવાને ભૂલશો નહિ."

"અવશ્ય આવીશ."

"ઠીક ત્યારે હવે જાઓ."

કૃષ્ણલાલ રામપ્રસાદના ચરણોમાં પ્રણામ કરી ચાલ્યો ગયો. બ્હાર નીકળી, અંધકારમાં તે ધીમે ધીમે પોતાના મકાન તરફ જવા લાગ્યો. તેના અંતરમાં આનંદ સમાતો નહોતો. એવામાં એક સફેદ ગવન પહેરીને એક સ્ત્રીને તેણે પોતાના તરફ આવતી જોઇ. એને જોતાંજ કૃષ્ણલાલનો જીવ ગભરાઇ ગયો. તેણે દોટ મૂકવાનો વિચાર કર્યો–નિશ્ચય એ પિશાચિનીજ છે ! પરંતુ ભયથી કૃષ્ણલાલના પગ સ્થિર થઇ ગયેલા હોવાથી તે દોડી શકયો નહિ. એટલામાં એ સ્ત્રીમૂર્તિએ સહજ વધારે આગળ આવીને ભયસૂચક સ્વરે પુછ્યું:–"કોણ છે ?"

કૃષ્ણલાલના દેહમાં પ્રાણ આવ્યો. આ કંઠસ્વરને તે નર્મદાના કંઠસ્વર તરીકે પિછાની શકયો. તેણે તેની પાસે જઇને કહ્યું:–" કોણ નર્મદા કે ?"

નર્મદાઃ–આટલી રાત્રે કયાં ગયા હતા ?

કૃષ્ણલાલઃ—હજી તો હમણાજ રાત પડી છે; તું ક્યાંથી આવે છે?

નર્મદાએ આ પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય કહ્યું:—"વારું, તમે કાલે સ્હવારે સોનાપુર જાઓ છો કે?"

"હા, આ વાત તને કોણે કહી?"

"મ્હને કોણ કહે! મ્હને કહ્યા કર્યા વગર તમારો અહિંથી ચાલ્યા જવાનો વિચાર હતો, કેમ?"

કૃષ્ણલાલ સમજી ગયો કે, નર્મદા તેના ઉપર ગુસ્સે ભરાઇ છે. તેણે વિચાર્યું કે, નર્મદા કદાચ તેના મકાન તરફજ ગઇ હશે. બારણાને વાસેલું જોઇ તે પાછી આવતી હશે. આથી તેણે કહ્યું:—"તને મળવાના હેતુથી તો હું તને શોધતો ફર્યા કરું છું; નહિ તો આવા અંધકારમાં હું આમ શા માટે ભટકયા કરું?"

"ત્યારે શું તમે મ્હને શોધતા હતા?" નર્મદાએ પ્રસન્નતાસૂચક સ્વરે કહ્યું.

કૃષ્ણલાલે નમ્રસ્વરે કહ્યું:—"તને નહિ તો કોને શોધતો હતો? આ ત્રિભુવનમાં ત્હારા સિવાય બીજું કોણ મ્હારું આત્મીય છે? ચાલ, મ્હારી સાથે ચાલ—આજે તને ઘણી હકીકત કહેવાની છે—"

આમ કહીને કૃષ્ણલાલ આગળ ચાલવા લાગ્યો. નર્મદા પણ તેની પાછળ પાછળ જવા લાગી.

પોતાના મકાનમાં જઇ, દીવો સળગાવી, મકાનનું બારણું બંધ કરીને કૃષ્ણલાલ એક શેતરંજી ઉપર બેઠો, તથા નર્મદાને તેણે પોતાની પાસે બેસવાને કહ્યું. નર્મદા શેતરંજીની નીચે બેઠી. પછીથી તેણે કહ્યું:—"તમે હવે મ્હારાથી જૂદાઇ રાખો છો! તમે કેવા માણસ છો તે હવે હું સારી રીતે સમજી શકી છું. તમે સોનાપુર તાલુકાના કારભારી થયા છો, કેમ?"

કૃષ્ણલાલઃ—એ તો બે માસને માટે હંગામી નિમણુક થયેલી છે.

નર્મદાઃ—હવે તમે મ્હોટા માણસ થઇ ગયા છો તેથી આ ગરીબ દાસી તમને ક્યાંથી યાદ આવે?

કૃષ્ણલાલે કહ્યું:—"હું ક્યાં મ્હોટો માણસ થઇ ગયો છું? તું જ્યારે મ્હારી સાથે પુનર્વિવાહ કરે ત્યારેજ હું મ્હોટો માણસ થયેલો ગણાઉં! પરંતુ ત્હારા અંતરમાં તો દયા જણાતી નથી!"

નર્મદાએ કહ્યું:—"દયા કેટલી જણાવવી જોઇએ? મ્હેં તમને તે દિવસે શું કહ્યું હતું એ યાદ છે? હું સ્ત્રીજાતિ છું; છતાં મ્હેં નિર્લજતાથી તે દિવસે "હું તમારી સાથે પુનર્વિવાહ કરવાને રાજી છું"

એમ નહોતું કહ્યું કે? વળી તમે એક દિવસે કોઇ એકાંત સ્થળે એસીને શાન્તિથી સઘળો બંદોબસ્ત કરવાનું આશ્વાસન મ્હને નહોતું આપ્યું કે? આમ છતાં તમે મ્હને કહ્યા કર્યા સિવાય આવતી કાલે અહિંથી ચાલ્યા જવાના હતા એ શું સારું કહેવાય કે?"

કૃષ્ણલાલે કહ્યું:–"વાહવાહ! નર્મદા! તું પણ ઘણી ચાલાક જણાય છે! આનેજ સ્ત્રીચરિત્ર કહે છે. નર્મદા! સાચેસાચું કહે જોઇએ કે તે દિવસ પછી તું એક પણ વખતે આ તરફ ભૂલ્યે ચુક્યે આવી હતી કે? આપણે બન્નેએ એસી સઘળો નિશ્ચય કરવાનો ઠરાવ કર્યો હતો ને? હું અહિં દરરોજ સંધ્યાકાળે ત્હારી રાહ જોઇને એસી રહેતો હતો; પરંતુ તું આવતીજ નહોતી. આમ છતાં તું મ્હારા ઉપર સઘળો દોષ મૂકે છે એ વ્યાજબી છે કે? વાહવાહ! તું પણ ઘણી ઉસ્તાદ છે!"

કૃષ્ણલાલનાં આ વચનો સાંભળી નર્મદા નમ્ર થઇ ગઇ. કૃષ્ણલાલ કહે છે તે ખરું હોઇ સઘળો દોષ પોતાનોજ છે એવો વિચાર તેના અંતરમાં ઉપજતાંજ તે નમ્ર બની ગઇ. કૃષ્ણલાલ કારભારી બનીને સોનાપુર જાય છે, એવી હકીકત આજે તેના સાંભળવામાં આવતાંજ તે ક્રોધથી સળગી ઉઠી હતી, 'હું ત્હારી સાથે પુનર્વિવાહ કરું છું–પુનર્વિવાહ શાસ્ત્ર સંમત છે.' એવું આશ્વાસન આપીને કૃષ્ણલાલે પોતાને ઠગી છે એમ તેને લાગ્યું હતું. આથી ક્રોધના આવેશમાંજ રાત્રિના અંધકારમાં ગુપચૂપ તે કૃષ્ણલાલને મળવા આવી હતી.

નર્મદાને શાન્ત જોઇને કૃષ્ણલાલે કહ્યું:–"કેમ નર્મદા! આટલા દિવસ સુધી તું આ તરફ બિલકુલ દેખાઇજ નહિ? તે દિવસે રસોઇ બનાવી મ્હને જમાડી 'અવકાશ મળતાં ફરીથી આવીશ.' એવું કહીને તું ચાલી ગઇ તે પાછું આજે ત્હારૂં મ્હોં મ્હને બતાવે છે કે? વાહ રે વાહ!"

અત્યાર સુધીમાં નર્મદા ઘણી શાન્ત થઇ ગઇ હતી. તેણે કહ્યું:–"હું તમારી પાસે સહેલાઇથી કેવી રીતે આવી શકું તે કહો જોઇએ? હું વિધવા છું અને તમે વિધુર છો તેથી આપણે એ એકાન્તમાં મળીએ છીએ એવું કોઇ જાણી જાય તો તે આપણા વર્ત્તન માટે કેવી ધારણા બાંધે તેનો વિચાર કરી જુઓ. મ્હારે ઘણીજ સાવધાનતાથી અહિં આવવું પડે છે!"

"હું તો એમજ સમજ્યો હતો કે, મ્હારી સાથે પુનર્વિવાહ કરવાને તું મનમાં ને મનમાં નારાજ હોઇશ તેથી મ્હારી પાસે આવતી નથી."

"નારાજ તો તમે છો; તેથીજ આવતી કાલે મ્હારો ત્યાગ કરી સોનાપુર ચાલ્યા જવાના છો. તમે અહિંથી ચાલ્યા જશો એટલે પછી લગ્ન મુહૂર્ત, લગ્નની વ્યવસ્થા વગેરે કોણ નક્કી કરશે?"

"બધુંય ધીમે ધીમે થશે. ઉતાવળે કાંઇ આંબા પાકતા નથી!"

"ના ના–તમે મ્હને છેતરવાની ઇચ્છા રાખો છો!"

કૃષ્ણલાલે શાન્ત સ્વરે કહ્યું:–"મ્હારે તને શા માટે છેતરવી જોઇએ, નર્મદા? સ્ત્રીજાતિ અવિશ્વાસુ હોય છે! તેમનામાં સહજ પણ વિશ્વાસ હોતો નથી."

નર્મદાએ કહ્યું:–"ત્યારે જો મ્હારી સાથે લગ્ન કરવાનો તમારો નિશ્ચય હોય તો સઘળું સત્વર નક્કી કરી નાખો, અને જો મ્હારી સાથે લગ્ન કરવાને તમે નારાજ હો તો મ્હને એમ સ્પષ્ટ કહી દો. હવે મ્હારું મન અહિં ગોઠતું નથી. હું મ્હારે અન્ય કોઇ સ્થળે ચાલી જઇશ."

નર્મદાનાં વચનો સાંભળી કૃષ્ણલાલ વિચારવા લાગ્યો:–"તે દિવસે મ્હેં હિસાબ ગણી જોયો હતો તે ઉપરથી આ રાંડની પાસે લગભગ ૨૫૦ રૂપિયા હોવા જોઈએ. કદાચ તેથી વધારે રકમ પાસે હોય! સ્ત્રીજાતિની ચતુરાઇને સાક્ષાત બ્રહ્મા પણ સમજી શકતા નથી તો મ્હારા જેવો પામરપ્રાણિ કોણ માત્ર? જો એ વાત હું એને ખુલ્લી રીતે પૂછીશ તો એ અવશ્ય મ્હારા ઉપર વ્હેમાશે–માટે નહિ પૂછવામાંજ કલ્યાણ છે."

નર્મદા તરફ સ્થિરદ્દષ્ટિથી જોઇ રહી, અત્યંત ગંભીરમુદ્રાથી કૃષ્ણલાલે કહેવા માંડ્યું:–"નર્મદા! જ્યારે તું પુનર્વિવાહ કરવાને આજે તૈયાર હોય તો કાલ સુધી હું ધીરજ ધારણ કરી શકું તેમ નથી એ તું ક્યાં જાણતી નથી? મ્હારા તરફથી આ ઢીલ કેમ થાય છે તેનું કારણ તું જાણે છે? ત્હારી સાથે મ્હારો વિધવાવિવાહ થવાનો છે–સધવા વિવાહ નહિ! આજકાલ વિધવાવિવાહમાં કેટલાં સંકટો ઉપસ્થિત થાય છે તેની તને માહિતી છે કે પુનર્વિવાહની વિધિ તું સરળ અને સાહજિક સમજે છે? જો એકાદ કુમારિકાનું લગ્ન હોય છે તો તો, મંગળાષ્ટકો ગાઇ વધૂવરના મસ્તક ઉપર થોડા અક્ષત નાખી બે ચાર મંત્ર ભણવામાં આવે છે એટલે સકળ ક્રિયા સંપૂર્ણ થઇ જાય છે. વિધવાવિવાહના મંત્રો આવડતા હોય એવા હોંશિયાર પુરોહિત આવા ગામડા ગામમાં કયાંથી મળી આવે? મુંબાઇ સિવાય અન્ય કોઈ સ્થળે એવા મહાવિદ્વાન્ સુધારક પુરોહિત મળી આવે તેમ નથી! આથી આપણે મુંબાઇ જઇને પુનર્વિવાહ કરવો જોઇએ.

ત્યાં જઇને થોડો સમય રહેવું જોઇએ. હવે મુંબાઇમાં રહેવાને માટે જગ્યાનું ભાડુંજ કેટલું બધું આપવું પડે તેનો તને કાંઇ ખ્યાલ છે? હમણાં મ્હારી પાસે માત્ર સાઠ રૂપિયા છે, એમાંથી આ સઘળું ખર્ચ નભી શકે તેમ નથીજ! બીજી વિશેષ રકમ કોઇપણ ઠેકાણેથી મેળવવી જોઇએ–ત્યારેજ આપણું લગ્ન થઈ શકે! હું એ સંબંધીની ચિંતામાંજ હતો એવામાં ઇશ્વરકૃપાથી પૈસા પ્રાપ્ત કરવાનો એક ઉપાય મ્હારા હાથમાં આવેલો હોવાથી મ્હારી ચિંતા દૂર થઇ છે.”

નર્મદાએ ઉત્સુકતાથી પૂછ્યું:–“ એવો તે શો ઉપાય તમારા હાથમાં આવ્યો છે? મ્હને કહો તો ખરા?”

કૃષ્ણુલાલે સહજ વિચાર કરીને કહ્યું:–“ એક મહાન્ સાધુ પુરુષનું હું દર્શન કરી શક્યો છું. થોડી ઘણી રકમ મેળવી શકું એવી એક યુક્તિ દયાભાવે તેમણે મ્હને દર્શાવી છે.”

આ ઉત્તર સાંભળવામાં આવતાં નર્મદાની જીજ્ઞાસા તેમજ કુતુહલ ઘણાં વધી ગયાં! તેણે અતિ નમ્રસ્વરે કહ્યું:–“શી યુક્તિ? મ્હને કહો જોઇએ?

ગંભીરતાથી કૃષ્ણુલાલે કહ્યું:–“સ્ત્રીજાતિને કોઇ પોતાના અંતરની વાર્ત્તા કહેતું નથી. જેવી રીતે બિલાડીના પેટમાં ખીર ટકતી નથી તેવીજ રીતે સ્ત્રીના મનમાં વાત ટકતી નથી!”

“ના ના–હું તમારા ગળાના સોગન ખાઇને કહું છું કે, હું એ ગુપ્તવાર્ત્તા કોઇને કહીશ નહિ. હું તમારા પગોમાં પડું છું—એ વાત મ્હને કહો.”

અંતે કૃષ્ણુલાલે મૃદુસ્વરે ધીમે ધીમે કહેવા માંડયું:–“કાલે આખો દિવસ ઘરમાં બેસી રહીને હું છેક કંટાળી ગયો; તેથી ફરતો ફરતો નદીના કિનારા પર જઈ પહોંચ્યો. થોડે દૂર આગળ જતાં એક પીપળાના વિશાળ વૃક્ષ નીચે એક સળગતી ધુણીની પાસે મ્હેં એક વૈરાગીને બેઠેલા જોયા. તેમના મસ્તક ઉપર મ્હોટી જટા હતી. લિંબુના જેવી આકર્ષક તો તેની કાન્તિ હતી! રેલ્વેના સિગનલ જેવાં નેત્રો હતાં! છાતી નદીના પટ જેટલી પહોળી હતી! આખા અંગ ઉપર તેમણે વિભૂતિ ચોળેલી હતી. કંઠમાં રુદ્રાક્ષની માળા ઝૂલી રહી હતી. તેમની પાસે એક દેશી દારૂની બાટલી પડેલી હોઇ વચ્ચે વચ્ચે તે મદ્યપાન કરતા હતા અને દેવીના નામનો ઉચ્ચાર કરતા હતા. એ વૈરાગી પાસે જઇ, બન્ને હાથ જોડીને હું સ્થિરતાથી ઉભો રહ્યો. મ્હને જોઇને તેમણે કહ્યું:–“તેરા મુખ અયસા મલિન ક્યું હય?” મ્હેં ઉત્તર

આપ્યો:–' મહાત્મન્! હું ઘણોજ ગરીબ છું. લગ્ન કરવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે; પરંતુ પાસે એક કોડી પણ નહિ હોવાથી હું સ્ત્રી-સુખથી વંચિત રહું છું. પૈસા કેવી રીતે પ્રાપ્ત કરી, સ્ત્રીના સહવાસનું તેમજ સંભોગનું સુખ ભોગવવું એ ચિંતાથીજ મ્હારું મ્હોં આપને મલિન જણાય છે!' મ્હારો આ ઉત્તર સાંભળી એ સાધુમહાત્માએ સ્મિત હાસ્ય કર્યું. પછી તેમણે કહ્યું:–' ત્હારે કેટલા રૂપિયા જોઇએ છીએ?' મ્હેં ઉત્તર આપ્યો:–' જો બસો ત્રણસો રૂપિયા મ્હને મળે તો મ્હારું લગ્ન થઇ જાય.' આ ઉત્તર સાંભળી મહાત્માએ પૂછ્યું:–' હમણાં ત્હારી પાસે કેટલા રૂપિયા છે?' મ્હેં ઉત્તર આપ્યો:—' ઓછામાં ઓછા પચાસ ને વધારેમાં વધારે સાઠ રૂપિયા હશે! હું ગરીબ માણસ છું તેથી મ્હારી પાસે વધારે રૂપિયા ક્યાંથી હોઇ શકે?' મહાત્માએ કહ્યું:– ' ઠીક, તું ફિકર કરીશ નહિ. હું તને એક મંત્ર શિખવાડી દઇશ— મંત્રનાં જોરથી ત્હારા એક એક રૂપિયાના પાંચ પાંચ રૂપિયા થઇ જશે!' મ્હેં ઉત્સુકતાથી કહ્યું:—' ત્યારે મહાત્મન્! આ ગરીબને એ મંત્ર શિખવાડો.' તેમણે હસીને કહ્યું:—જા, નદીમાં સ્નાન કરી પવિત્ર થઇ આવ.' હું જલદીથી જઇને નદીના શીતળ જળમાં બે ચાર ડૂબકીઓ મારી આવ્યો, તથા ભીંજાયલું ધોતીઉં પહેરીનેજ એ સાધુ-મહાત્માની પાસે બેઠો. પછીથી તેમણે કહ્યું:—' જો, હું જે કાંઇ કહું છું તે લક્ષ્યપૂર્વક સાંભળ. ત્હારી પાસે જેટલા રૂપિયા હોય તેટલા બધા તું એક લાકડાની પેટીમાં મૂકજે, અને એ પેટી બંધ કરી દેજે, પછીથી કાળી ચૌદશની રાત્રે તું કોઇ વિધવા સ્ત્રીને, તેના દાંતથી લીમડાના ઝાડની થોડી છાલ ઉખેડી લાવવાનું કહેજે. એ છાલને તું લાલ કપડામાં બાંધી દઇ પેટીમાં મૂકી દેજે. પછી પેટીને તાળું વાસી કુંચી એ સ્ત્રીને આપી દેજે. પછીથી હું જે મંત્ર શિખવાડું છું તે મંત્રનો પેટી ઉપર મધ્યરાત્રે એકસોઆઠ વખત જપ કરજે. એક મહિના પછી પાછી જ્યારે કાળી ચૌદશની રાત્રિ આવે ત્યારે એ સ્ત્રીને બોલાવી એની પાસેજ પેટી ઉઘડાવજે; એટલે તને ત્હારા રૂપિયા પાંચઘણા થઇ ગયેલા માલૂમ પડશે!' આમ કહીને તેમણે મ્હારા કાનમાં એ મંત્ર કહ્યો. મંત્ર કાંઇ મ્હોટો નથી. માત્ર ત્રણજ અક્ષરો છે!"

નર્મદા ગાલ ઉપર હાથ મૂકી તદ્દન શાન્તિથી કૃષ્ણલાલનું ભાષણ સાંભળતી હતી. તે એટલા બધા આશ્ચર્યમાં પડી ગઇ હતી કે, કૃષ્ણલાલનું ભાષણ પૂર્ણ થયું તો પણ તે એકે અક્ષર ઉચ્ચારી શકી

નહિ! ઘણા સમય પશ્ચાત્ મૌનનો ભંગ કરી નર્મદાએ કહ્યું:-"શું તમે કહો છો તે તદ્દન ખરૂં હશે?"

કૃષ્ણુલાલે ગંભીરતાથી કહ્યું:-"પ્રત્યક્ષ પરીક્ષા કરી જોયા સિવાય તેના સત્યાસત્ય માટે શો નિર્ણય કરી શકાય? એ સાધુ મહાત્માએ મ્હને જે ઉપાય દર્શાવ્યો છે તે ઉપાય હું અવશ્ય અજમાવી જોનાર છું. રૂપિયા પાંચઘણા થશે તો ઠીક છે, નહિ તો જેટલા હશે તેટલા તો કાંઇ ગૂમ થઇ જવાના નથી ને? પછી એ ઉપાય અજમાવી જોવાને શી હરકત છે?"

"એ ઉપાય તમે ક્યારે અજમાવી જોવાના છો?"

ક્ષણુપર્યંત વિચારમગ્ન રહીને કૃષ્ણુલાલે કહ્યું:-"એનોજ હું વિચાર કરું છું! મ્હારી બે મહિના માટે સોનાપુરના કારભારી તરીકે એક્ટિંગ નિમણુક થઇ છે. ત્યાંની નોકરીની મુદત પૂરી થયા પછી એક મહિનાની રજા લઇ હું મ્હારા ગામમાં જઇશ. ત્યાં મ્હારી એક વિ-ધવા માશી છે. કાળી ચૌદશને દિવસે હું તેમની માર્ફત લીમડાની છાલ મંગાવીશ; પરંતુ એ માશી વૃદ્ધ હોવાથી તેમના સઘળા દાંત પડી ગયા છે એજ મ્હોટી ચિંતા છે. આ કાર્ય છુપી રીતે કરવાને માટે મ્હને મ્હારું કોઇ આત્મીય માણુસ મળવું જોઇએ ને? વળી વિધવા સ્ત્રી સિવાય અન્ય કોઇ સ્ત્રીની સહાયતાથી આ કાર્ય થઇ શકે તેમ નથી."

"આવતી કાળી ચૌદશને દિવસે આ ઉપાય અહિંજ અજમાવો." એમ નર્મદા કહ્યા સિવાય રહેશે નહિ એવી કૃષ્ણુલાલને ચોક્કસ ખાત્રી હતી. મ્હાત્માએ શિખવેલા મંત્રનું કેવું પરિણામ આવશે એ જાણુવાને માટે તેના મનમાં કેટલી બધી જીજ્ઞાસા અને ઉત્સુકતા હતી એ તેના આતુર કંઠસ્વર ઉપરથી સહેલાઇથી સમજી શકાય તેમ હતું.

અંતે કૃષ્ણુલાલની કલ્પના ખરી ઠરી. તરતજ નર્મદાએ અત્યંત ઉત્કંઠાથી કહ્યું:-"જુઓ, કાળી ચૌદશને કાંઇ હવે ઝાઝો વિલંબ નથી. એ દિવસે રાત્રે તમે સોનાપુરથી અત્રે આવી શકો તેમ છો. વિના કારણુ આવો મહત્વનો ઉપાય અજમાવામાં બે ત્રણુ માસનો વિલંબ કરવાની શી જરૂર છે? જો મ્હાત્માનું કહેવું ખરું પડશે તો આપણું ઉભયનું કલ્યાણુ થશે."

કૃષ્ણુલાલ પોતાના મનમાં હસ્યો; પરંતુ નર્મદાને તેણે વિચાર-મગ્ન મુખમુદ્રા દર્શાવીને કહ્યું:-"ધાર કે, હું કાળી ચૌદશને દિવસે સોનાપુરથી અત્રે તો આવી શકું; પરંતુ મ્હાત્માએ જણાવી છે એવી વિધવા મેળવવાની ઉપાધિ છે ને? વળી અજાણી વિધવાની આ કાર્યમાં

સહાયતા લઇ શકાય તેમ નથી—ઓળખિતી અને વિશ્વાસપાત્ર વિધવાની આવશ્યકતા છે ?"

નર્મદાએ તત્કાળ કહ્યું:—"પણ એટલા માટે તમે આમ વિચારમાં કેમ પડી જાઓ છો ? હું એ કાર્યમાં ઉપયોગી નહિ થઇ શકું કે ? હું મ્હારા દાંતથી લીમડાના થડની છાલ ઉખેડી લાવી શકીશ. એમાં તે શું મ્હોટું કામ છે ? !"

નર્મદાનો ઉત્તર સાંભળી અપાર આનંદ પ્રદર્શિત કરીને કૃતજ્ઞતા-સૂચક સ્વરે કૃષ્ણુલાલે કહ્યું:—"વાહરે વાહ ! જો તુંજ એ કામ કરવાને રાજી હોય તો પછી મ્હને શી ચિંતા છે ? આજે સાતમ થઇ, હવે ચૌદશને માત્ર સાતજ દિવસ બાકી છે. તું જો મ્હારા કાર્યમાં મ્હને સહાયતા કરવાનું વચન આપતી હોય તો હું ચૌદશને દિવસે રાત્રે અહિં અવશ્ય આવું ?"

"લ્યો, હું વચન આપું છું. એ માટે તમે તદ્દન નિશ્ચિંત્ત રહો. અહિં તમે ચૌદશને દિવસે ક્યારે આવશો ?" નર્મદાએ પોતાનો જમણો હાથ કૃષ્ણુલાલના હાથમાં આપીને કહ્યું.

"અહિંથી સોનાપુર માત્ર ત્રણ ગાઉ દૂર છે. કામકાજ પૂર્ણ કરી, સહજ દિવસ હશે ને હું ત્યાંથી નીકળીશ તો આઠેક વાગ્યાના અરસ્સામાં અહિં આવી પહોંચીશ."

"ઠીક છે, ત્યારે હું પણ તે દિવસે એ સમયે ગુપચૂપ અહિં આવીશ. લીમડાનાં ઝાડ આટલામાં પુષ્કળ છે. લ્યો હવે મ્હને રજા આપો. મ્હને આવ્યાને ઘણો વખત થઇ ગયો છે."

"વાહ ! આટલીજ વારમાં જતી રહીશ કે, નર્મદા ? બેસને; થોડો વખત ત્હારી પાસે બેસી બે ઘડી અંતરની વાત કરતાં જીવને આનંદ થાય છે. જો દયાળુ દેવ દયા કરશે ને આ ઉપાયથી રૂપિયા પાંચઘણા થઇ જશે, તો તરતજ મુંબાઈ જઇ આપણે પુનર્લગ્ન કરી નાખીશું."

આવી રીતે થોડા સમય સુધી વાતચિત કર્યા પછી નર્મદા ઉઠી ઉભી થઇ, તથા તેણે ઉત્સુક્તાથી પૂછ્યું:—"ચૌદશને દિવસે રાત્રે આઠ વાગ્યે જરૂર આવશો ને ?"

"હા હા—અવશ્ય આવીશ—તું ભૂલીશ નહિ એટલે કામ ફત્તેહ !"

"હું નહિજ ભૂલું ! આમ કહીને નર્મદા ચાલી ગઈ.

---

# પ્રકરણ ૨૧ મું.

## સાવધાન મનુષ્યનો નાશ થતો નથી.

બીજે દિવસે નવ વાગ્યાના સુમારે કૃષ્ણલાલે સોનાપુર જઇ પહોંચીને ગોવિંદરામ કારભારી પાસેથી કામકાજના સઘળા કાગળ પત્રો તથા સિલ્લક સંભાળી લીધી. બીજે દિવસે સ્હવારે ગોવિંદરામ વિદાય થઇ ગયો.

આ નવી જગ્યાએ આવીને આપણો કૃષ્ણલાલ મહાન્ ધર્માત્મા બની ગયો. હજામને બોલાવી માથું સાફ કરી નખાવ્યું. કામકાજ કરી રહ્યા પછી હાથમાં હરિનામની માળા લઇ તેણે રામનામનો ઉચ્ચાર કરવા માંડયો. બ્રાહ્મણનું દર્શન થતાંજ તે તેને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યો! સાધુ સંન્યાસીની મુલાકાત થતાં તરતજ તે તેમના આહાર વિહારની વ્યવસ્થા કરવા લાગ્યો!! સઘળી ન્હાની ઉંમરની સ્ત્રીઓને 'બ્હેન' અને મ્હોટી ઉંમરની સ્ત્રીઓને 'માજી' કહીને બોલાવવા લાગ્યો. કોઇ લુચ્ચા માણસે અન્યાયથી મેળવેલા દ્રવ્યને તે ગાયના લોહીની કિંવા બ્રાહ્મણના લોહીની ઉપમા ઘણા આવેગથી આપવા લાગ્યો. ગરીબ તેમજ દુઃખી માણસો પોતાનાં સંતાનો છે એમ તે સર્વત્ર કહેવા લાગ્યો. કૃષ્ણલાલની આવી આવી યુક્તિઓથી અલ્પકાળમાંજ સોનાપુરમાં તે એક મહાન્ ધાર્મિક પુરુષ તરીકે પ્રખ્યાત થઇ ગયો. તેની દયાધર્મશીલ વૃત્તિ જોઇને સકળ માણસો તટસ્થ બની ગયાં.

આવી રીતે એક અઠવાડીઉં વીતી ગયું; તેથી તરતજ કૃષ્ણલાલ પોતાના માલિકને મળવા માટે ગયો. એક એકાન્ત ઓરડામાં જમીનદાર રામપ્રસાદ બેઠો હતો. ત્યાં તેણે કૃષ્ણલાલને બોલાવ્યો. પછીથી તેણે પૂછયું:-"કેમ કૃષ્ણલાલ! સોનાપુરના શા સમાચાર છે?"

"પ્રભુ! આપના આશીર્વાદથી મંગળ સમાચાર છે. આજ સુધીમાં ૨૫૦ રૂપિયા વસુલ આવ્યા છે. પંદર વીસ દિવસમાં બીજા ત્રણસો ચારસો રૂપિયા આવવાનો સંભવ છે. માણસો ગરીબ રહ્યાં એટલે કળે કળે પૈસા કઢાવવા પડે છે."

"વારું, તાલુકાનાં સઘળાં ગામો જોઇ આવ્યા કે?"

"જી ના, બધાં ગામો જોઇ આવી શકયો નથી. હજી કેટલાંક ગામ જોવાનાં બાકી છે. સ્હવારે ૭ થી ૧૧ સુધી કચેરીનું કામકાજ કરી, સ્નાન સંધ્યા કરી જમી પરવારી, ઘોડેસ્વાર થઇને તાલુકાની

તપાસ કરવા જઉં છું. સંધ્યા સમયે પાછો આવતો રહું છું. જે જે ગામો જોયાં છે તે તે ગામોમાં આપના પ્રબળ પ્રતાપથી વાઘ અને બકરી દ્વેષહીન ભાવે એકજ ઘાટ ઉપર પાણી પીએ છે! પ્રજાનો સંપ, ધર્મવૃત્તિ તથા નીતિ રીતિ જોઇ મ્હને અપાર આનંદ થયો છે."

કૃષ્ણલાલનાં આ વચનો સાંભળી રામપ્રસાદ અતિ પ્રસન્ન થયો. તેણે કહ્યું:–"ઘણું સારું તમે એવા મહેનતુ જણાઓ છો કે, સત્વર તમે તમારી ઉન્નતિ કરી શકશો."

કૃષ્ણલાલે શિર ઝુકાવીને કહ્યું:–"આપની દયા હશે તો બધું થઇ શકશે."

જમીનદારી સંબંધી બીજી પણ થોડી ઘણી વાતચિત થઇ. ત્યાર પછી રામપ્રસાદે કહ્યું:–"વારુ, મ્હેં તમને જે ગુપ્ત વાર્તા કહી હતી એ સંબંધી તમે કશી અટકળ કરી શક્યા છો કે?"

"આપની આજ્ઞા અનુસાર મ્હેં માત્ર તેના ઉપર નજર રાખી હતી; પરંતુ નજર સુદ્ધાં એવી સાવધાનતાથી રાખી હતી કે કોઇ બિલકુલ વ્હેમ લાવી શકે નહિ. હું રામજીના મકાન પાસે થઇને વારંવાર, આવજા કરતો હતો; પરંતુ હમ્મેશાં વિના કારણ એવી રીતે આવજા કરવી શ્રેયસ્કર નથી; તેથી મ્હેં એક વિચાર કરી રાખ્યો છે! જો આપ આજ્ઞા કરો તો મ્હારા અંતરનો વિચાર નિવેદન કરું?"

"શો વિચાર? કહો જોઇએ?"

"એ શ્યામજીના મકાન પાસેજ થોડી પડતર જગ્યા છે. એ પડતર જગ્યામાં પહેલાં જે માણસ રહેતો હતો તેનું મૃત્યુ થયું છે. તેની પાછળ કોઇ વારસ નથી તેથી એ જગ્યા સરકારના કબજામાં છે. આથી એ જગ્યાને સાફ કરી ત્યાં એક બાગ તૈયાર કર્યો હોય તો સારું. ચોતરફ લાકડાનું કમ્પાઉન્ડ કરી અંદર ફળફળાદિ તેમજ પુષ્પ-વૃક્ષો રોપી દઇએ એટલે ત્યાં જવા આવવાથી કોઇના અંતરમાં સંદેહ ઉપજશે નહિ."

"તમારો વિચાર અત્યુત્તમ છે. બુદ્ધિમત્તામાં તમે ચાણક્યથી પણ ચઢી જાઓ તેવા છો! એ બાગના મધ્યભાગમાં એક ન્હાની ઓરડી પણ બાંધજો કે જેથી ગરમીના દિવસોમાં ત્યાં બેસી શાન્તિથી કામકાજ કરી શકાય."

"હુજુર! એ બધું ખરું છે. હું આપની આજ્ઞા પ્રમાણેજ ક-રીશ; પરંતુ ફળફળાદિ તેમજ પુષ્પલતાઓના રોપા જોઇએ તે ક્યાંથી મેળવવા તેનોજ, હું વિચાર કરું છું!"

"એ સંબંધીનો વિચાર કરવાની કાંઇ જરૂર નથી. આપણા મોતી-બાગમાંથી જોઇએ એટલા રોપાઓ મળી આવશે! ત્યાંથી જરૂર પૂરતા રોપાઓ એક બળદગાડીમાં સોનાપુર લઇ જજો, એટલે થયું."

"ઠીક છે. તેજ પ્રમાણે હું કરીશ. હં, પરંતુ એક આપને જણાવવા જેવો એક બનાવ બન્યો છે. એ બનાવ માટે મ્હારા મનમાં થોડો ઘણો સંશય પણ ઉપજ્યો છે."

"એવો તે શો બનાવ બન્યો છે?"

"રામજીને ત્યાં શ્યામજી નામનો એક માણસ વારંવાર આવજા કરે છે."

"ઠીક છે, એ માણસ ક્યાં રહે છે અને શા ઉદ્દેશથી રામજીને ત્યાં આવજા કરે છે તેની પૂરતી માહિતી મેળવી મ્હને સમાચાર પહોંચાડજો, એટલે તેનો યોગ્ય બંદોબસ્ત કરીશું."

વાંચકબંધુ! આ સ્થળે કૃષ્ણુલાલે શ્યામજીનું નામ પોતાનો હેતુ પાર ઉતારવાને માટે ખોટુંજ લીધું હતું; કેમકે કૃષ્ણુલાલને તેના જુના જમીનદારના પુત્રે શ્યામજીની વાત નીકળ્યાથીજ નોકરી ઉપર રાખ્યો નહોતો, અને શ્યામજી જીવતો હોય ત્યાં સુધી તે પોતાને પુનઃ કેદમાં સપડાવી શકે તેમ છે એવો કૃષ્ણુલાલને ભય હતો; તેથી તેણે ગરીબ બિચારા શ્યામજીનું પણ નખ્ખોદ વાળવાની, આ પ્રસંગે યુક્તિ અજમાવી. તેણે કહ્યું:–"હું જઇને ચોક્કસ તપાસ કરીશ, અને પછી જે હકીકત માલૂમ પડી આવશે તે આપને વિના વિલંબે જણાવીશ." આમ કહીને કૃષ્ણુલાલ રામપ્રસાદ પાસેથી રજા લઇ ચાલ્યો ગયો.

રસ્તે જતાં જતાં એક કાગળ જમીન ઉપર પડી રહેલો કૃષ્ણુ-લાલના જોવામાં આવ્યો. તેણે એ કાગળ ઉપાડી જોયો તો તે શ્યામજીના નામનો પત્ર હતો. કદાચ જમીનદારની કચેરીમાં કાર્યાર્થે આવતાં એ કાગળ તેના ખિસ્સામાંથી પડી ગયો હશે. કૃષ્ણુલાલે એ પત્રને ચૂપકી-દીથી પોતાના ખિસ્સામાં મૂકી દીધો. પછીથી તેણે પોતાના મકાનમાં જઇ જમી લીધું. જમ્યા પછી બપોરનો સમય વામકુક્ષીમાં વ્યતીત કરી સાંજના ચારેક વાગ્યાના સુમારે કૃષ્ણુલાલ ઘોડેસ્વાર થઇ મોતીબાગ તરફ જવા લાગ્યો. મોતીબાગના દરવાજા પાસે જ્યાં માળીની ઝુંપડી હતી ત્યાં જઇ પહોંચી તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. માળીએ પાસેના વૃક્ષના થડ સાથે તેના ઘોડાને બાંધી દીધો. પછીથી સ્મિતહાસ્ય કરી કૃષ્ણુલાલે પૂછ્યું:–"કેમ રે માળી! ખુશીમાં છે ને?"

"હા, આપની કૃપાથી ખુશીમાં છું!" માળીએ નમ્રતાથી ઉત્તર આપ્યો.

"જમીનદાર મહાશયે કાંઇ હુકમ કરી મોકલ્યો છે કે?"

"જી હા—એમના તરફથી એક સિપાહી આવ્યો હતો, અને તે 'સોનાપુરના કારભારી સાહેબ આવે તો જરૂર જેટલા રોપાઓ તેમને આપજે.' એમ કહી ગયો છે.'

"એમ કે? ઠીક, ત્યારે હું એ કામ માટેજ આવ્યો છું. પ્રથમ એક ચલમ ભરી લાવ. ચલમ પીધા વિના જીવ બેચેન બની ગયો છે."

માળી ચલમ તૈયાર કરવાને માટે ઘરમાં ગયો એવામાં તેનો છોકરો નાચતો કૂદતો ત્યાં આવી પહોંચ્યો. કૃષ્ણલાલે પ્રથમ તો તેને ઓળખ્યો નહિ. કૃષ્ણલાલે પહેલાં જ્યારે તે માળી પાસે આવ્યો ત્યારે એનું નામ સાંભળ્યું હતું; પરંતુ હમણાં તે એ નામ ભૂલી ગયો હતો. તેને પાસે આવેલો જોઇને તેણે કહ્યું:—"કેમરે બદમાશ!" તરતજ એ છોકરાની કૃષ્ણલાલ સાથે પિછાન થઇ ગઇ. તેણે કૃષ્ણલાલ સાથે ગાઢ આત્મીયતા પ્રકટ કરવા માંડી, તથા પછીથી તે કૃષ્ણલાલ પાસેથી એક પૈસો મેળવી નાચતો કૂદતો ત્યાંથી ચાલ્યો ગયો.

ચલમ તૈયાર કરી માળી કૃષ્ણલાલની પાસે આવી પહોંચ્યો, અને તેના હાથમાં ચલમ આપીને થોડી આમતેમની વાતચિત થયા પછી માળીએ કહ્યું:—"કેમ સરકાર! મ્હારો પગાર વધારવા માટે આપે જમીનદાર મહાશય પાસે વાત કાઢી હતી કે?"

"ના, અદ્યાપિ એ વાત કાઢવા જેવો સુયોગ મ્હને મળી આવ્યો નથી. હવે એકાદ દિવસમાં હું એ વાત કાઢીશ. વળી સોનાપુરના બાગ માટે એક માળીની જરૂર પડશે તેથી ત્હારી જગ્યાએ બીજો નવીન માળી રખાવી હું ત્હારો પગાર વધારાવી તને સોનાપુર લઇ જવાનો પ્રયત્ન કરીશ. સોનાપુરનો સઘળો કાર્યભાર મ્હારા હાથમાં છે. કદાચ જમીનદાર મહાશય તને વધારે પગાર નહિ આપે તો મ્હને ક્યાં આપતાં આવડતો નથી; પરંતુ જમીનદાર મહાશય તને અહિંથી સોનાપુર મોકલશે કે કેમ એ માટે મ્હારા મનમાં શંકા છે."

"એમાં શંકા જેવું મ્હને તો કાંઇ જણાતું નથી." માળીએ કહ્યું.

મસ્તક હલાવીને કૃષ્ણલાલે કહ્યુ:—"નહિ નહિ—તેઓ તને અહિંથી છૂટો કરવાનાજ નથી. તને અહિંથી તેઓ સોનાપુર મોકલે તો પછી યશોદાની સંભાળ કોણ રાખે?! ત્હારા જેવો બીજો વિશ્વાસુ માળી તેમને ક્યાંથી મળી આવે?!"

માળીએ સંદિગ્ધભાવથી કૃષ્ણલાલ તરફ જોઇ રહીને કહ્યું:—"કયી યશોદા, સરકાર?"

સ્મિતહાસ્ય કરીને કૃષ્ણુલાલે કહ્યું:-"વાહ ! તું ઘણીજ સાવધાનતા રાખે છે એમ ત્હારા આ પ્રશ્ન ઉપરથી જણાય છે. કયી યશોદા તે હજી સુધી હું જાણતો નથી એમ તું ધારે છે? સોનાપુરના પેલા રામજીની ભાભી, સમજ્યો ?"

માળીએ ઓશિયાળા થઇ જઇને કહ્યું:-"પણ આ વાત તમને કહી કોણે ?"

"અરે! કહે બીજું કોણ ? જમીનદાર મહાશયે પોતેજ એ સઘળી વાત મ્હને કહેલી છે. મ્હારાથી તેઓ કોઈ પણ વાત ગુપ્ત રાખતા નથી. અમે બે આકૃતિમાં જૂદા દેખાઈએ છીએ; પરંતુ અમારો ઉભયનો આત્મા એકાત્મસ્વરૂપ છે. માળી! હું તને વિશેષ શું કહું ? જમીનદાર મહાશયની સાથે મ્હેં સ્વાસ્થ્યપાન પણ કર્યું છે. જો મ્હારા ઉપર તેમનો આટલો બધો પ્રેમ ન હોય તો મ્હને તેઓ સોનાપુરના કારભારીની જગ્યાએ નિમે ખરા કે ? માત્ર એ રામજી ઉપર દેખરેખ રાખવાને માટેજ તેમણે મ્હને વિશ્વાસપાત્ર સમજી સોનાપુરનો કારભારી બનાવ્યો છે. આવું મહત્વનું કાર્ય વિશ્વાસુ માણુસ સિવાય બીજા કોઇને સોંપી શકાય કે ? કારકુનોમાં માત્ર મ્હારા ઉપર અને નોકર ચાકરોમાં માત્ર ત્હારા ઉપર જમીનદાર મહાશયને સંપૂર્ણ વિશ્વાસ છે; નહિ તો વિચાર કરી જો કે, હું કેટલા થોડા સમયથી જમીનદાર મહાશયને ત્યાં નોકરી કરું છું ? અત્યાર સુધી મ્હને માત્ર પંદર વીસ રૂપિયાનો પગાર મળતો હતો; પરંતુ મ્હારા કાર્યથી સંતુષ્ટ થઇ જમીનદાર મહાશયે મ્હારો ત્રીસ રૂપિયા પગાર કરી મ્હને સોનાપુરનો કારભારી બનાવ્યો છે. કોણ માણુસ વિશ્વાસુ છે અને કોણ અવિશ્વાસુ છે તે જમીનદાર મહાશય સહેલાઇથી સમજી શકે છે, એ તેમની એક ઇશ્વરદત્ત શક્તિ છે !"

દુઃખિત સ્વરે માળીએ કહ્યું:-"વિશ્વાસુ તરીકે તમારું તો ઘણું કલ્યાણ થયું-પરંતુ મ્હારૂં દુઃખ તો હજી દૂર નંજ થયું !"

"થશે-થશે, માળી ! ત્હારું દુઃખ પણ દૂર થશે! થોડો સમય ધીરજ ધાર. હું ત્હારો પગાર વધારાવવાને માટે પૂરતો પ્રયત્ન કરીશ ! તું બરાબર લક્ષ્યપૂર્વક કાર્ય કરતો જા-તથા આ ગુપ્ત બાબત માટે પૂરતી સાવધાનતા રાખ, સમજ્યો ?" કૃષ્ણુલાલે માળીને ઉપદેશ આપ્યો.

"સાહેબ ! એ માટે મ્હને કશી ભલામણ કરવાની જરૂર નથી."

"વારું, એ તો જાણે સમજ્યા; પરંતુ હજી યશોદા રડયા કરે છે કે ?"

"હજી પણ તે પ્રથમની માફક રોજ રડયા કરે છે."

"ત્યારે કદાચ સુયોગ મળશે અને તે નાશી જશે તો?"

"નાશી પણ જાય."

"ત્યારે એ નાશી ન જાય એ માટે તું પૂરતી સાવધાનતા રાખજે. એ વૃદ્ધા ત્હારી સાસુ થાય છે ને?"

"હા, સરકાર."

"ઠીક, જમીનદાર મહાશયે મ્હને કહ્યું હતું કે, 'તમે માળીને બરાબર કહેજો કે તેની સાસુ જ્યારે બંગલામાંથી પાણી ભરવા જાય ત્યારે બારણાંને બરાબર બંધ કરી તાળું વાસી જાય."

"તાળું તો હમ્મેશાં વાસવામાં આવે છે."

"એ તો હું પણ જાણું છું; છતાં મ્હારે તને સાવધાન કરવો પડે છે. તું જાણે છે કે, સાવધાન મનુષ્યનો નાશ થતો નથી.' તું કુંચી ત્હારી પાસે રાખે છે ને? જ્યારે ડોશીને કુંચીની જરૂર પડે ત્યારેજ તે ત્હારી પાસેથી માગી લે, અને કામ પૂર્ણ થતાંજ પાછી તને સોંપી દે. નહિ તો 'સાઠે બુદ્ધિ નાઠી' એ કહેવત અનુસાર એ ડોશીથી પણ ભૂલ થઇ જવાનો સંભવ છે."

"આપ એ માટે નિશ્ચિંત રહો કુંચી હું મ્હારી પાસેજ રાખું છું."

"તું ક્યાં રાખે છે? ઘરમાં ગમે ત્યાં મૂકી રાખીશ નહિ—દોરીથી ત્હારા ધોતીયા સાથે બરાબર બાંધી રાખતો જા."

"સરકાર! હું એવીજ રીતે બાંધી રાખું છું." આમ કહીને માળીએ કમર ઉપરથી કુંચી કાઢીને કૃષ્ણલાલને બતાવી. કુંચીને બરાબર નિહાળી કૃષ્ણલાલે કહ્યું:—"જો આ કામ કાંઇ સામાન્ય નથી. બંગલાને મજબુત તાળું મારવાની જરૂર છે. થોડા દિવસમાંજ હું જમીનદાર મહાશયને કહી એક વિલાયતી મજબુત તાળું મોકલી આપીશ. એટલામાં જો સમજી જશે તો પછી નવું તાળું મોકલવાની જરૂર નહિ રહે."

"સરકાર!, એ સ્ત્રી સમજી જાય—તથા જમીનદાર મહાશયની ઇચ્છાને પરિતૃપ્ત કરે એ વાત મ્હને સર્વથા અસંભવિત લાગે છે. હમણાં જ્યારે જમીનદાર મહાશય અહિં આવ્યા ત્યારે યશોદાએ તેમને કહ્યું હતું કે, 'જો આવી રીતે તમે મ્હને સતાવશો તો હું બંગલાની બારીમાંથી સરિતામાં કૂદી પડી આત્મહત્યા કરીશ!"

"ઓ બાપરે! ત્યારે એકાદ દિવસે એ આત્મહત્યા કરશે કે શું? જમીનદાર મહાશયનું નામ ઠામ તે જાણે છે કે?"

માળીએ હસીને ઉત્તર આપ્યોઃ-"ના સાહેબ! જમીનદાર મહાશયે ડોશીને પ્રથમથીજ સૂચવી દીધું છે કે, યશોદા કાંઇ પૂછે તો તેને ખરો ઉત્તર આપવો નહિ. તેને એમજ કહેવું કે તે રામપુરના ઇનામદારના તાબામાં છે."

આ વાક્યો સાંભળી કૃષ્ણુલાલ ખડખડ હસવા લાગ્યો. પછી તેણે કહ્યુંઃ-"વાહ! જમીનદાર મહાશય પણ ઉસ્તાદ જણાય છે! અહાહા! ક્યાં રામપુર અને ક્યાં કલ્યાણપુર?! ઠીક લે, હવે વખત વીતી ગયો છે. એટલે આપણે થોડા રોપાઓપાઓ જોઇ કાઢીએ."

બન્ને જણા ખાટલા ઉપરથી ઉઠી બાગમાં ગયા. જૂદાં જૂદાં ફળવૃક્ષોના રોપાઓ માળીએ કૃષ્ણુલાલને બતાવ્યા, તથા એ રોપાઓમાંથી કેટલાક કૃષ્ણુલાલે પસંદ કર્યા. અંતે કૃષ્ણુલાલે કહ્યું:-" આવતી કાલે હું બળદ ગાડી મોકલીશ-તેમાં તું આ સર્વે રોપાઓ ભરી મોકલજે."

આ સમયે ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચળમાં ઉતરી પડયા હતા. કૃષ્ણુલાલે કહ્યું:-" ઠીક ત્યારે માળી! હું હવે રજા લઉં છું. અંધકાર થવા આવ્યો છે, અને મ્હારે બહુ દૂર જવાનું છે. વળી એક દિવસે આવીને બીજા રોપાઓ જોઇ જઇશ."

" આપ અત્રે પુનઃ ક્યારે પધારશો, સરકાર?"

"આવતી અમાવાસ્યાને દિવસે. તે દિવસે અમારી કચેરીમાં રજા હશે; પરંતુ બનતા સુધી તો હું નરક ચતુર્દશીને દિવસેજ જરૂર આવીશ."

આમ કહીને કૃષ્ણુલાલ ઘોડેસ્વાર થયો, તથા એડી મારી તેણે ઘોડાને દોડવાની સૂચના કરી. બે ચાર પગલાં ગયા પછી ઘોડાને ઉભો રાખી, માળીને પુનઃ પોતાની પાસે બોલાવીને ધીમેથી તેણે કહ્યું:-" તું એક કામ કરીશ કે?"

" શું, સાહેબ?"

" હું ચૌદશને દિવસે અહિં આવીશજ. તે દિવસે થોડી મઝા ઉડાવવાનો મ્હારો વિચાર છે. તું અને હું એક ધણીના વિશ્વાસુ નોકરો છીએ-અર્થાત્ આપણે બન્ને દોસ્તો છીએ. મ્હારી પાસે મ્હારે શા માટે કોઇ વાત છુપાવી રાખવી જોઇએ?"

સંદિગ્ધભાવથી કૃષ્ણુલાલ તરફ જોઇ રહી, પોતાના બન્ને હાથ જોડીને માળીએ કહ્યું:-"સાહેબ! આ ગરીબ ઉપર આપની અપાર કૃપા છે. હું આપનો ઉપકાર જીવનપર્યંત ભૂલી શકીશ નહિ."

કૃષ્ણુલાલે હસીને કહ્યું:-"વારંવાર ઉપકાર ઉપકાર શું બોલ્યા કરે છે? એક વખતે જેને પોતાનો કહ્યો તેને માટે પ્રસંગ આવે તો પ્રાણ

પણ આપવાને હું પાછી હ્હાની કરું એવો નથી. મ્હારો સ્વભાવજ પર-હિતતત્પર છે! હું આવું તે દિવસે ખાવાપીવાની મૉજમઝા ઉડાવવાનો મ્હારો વિચાર છે; માટે તું દારૂની એક મજેદાર બાટલી સવા રૂપીયા-વાળી લાવજે, અને બીજી એક દશ આનાવાળી લાવજે. વળી મટનનો ખોરાક હોય છે તો નીશો રંગમાં આવે છે, અને શરીરને પણ પુષ્ટિ મળે છે. વળી મટનનો ખોરાક ઘહુંના ખોરાક કરતાં દશ ઘણો વિશેષ શક્તિદાતા છે એવું શાસ્ત્રમાં પણ લખ્યું છે; માટે તું મટન પણ તૈયાર કરી રાખજે. પછી જોજે કે તે દિવસે આપણે સ્વર્ગીય આનંદ અનુભવી શકીએ છીએ કે નહિ?"

કૃષ્ણુલાલ સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિનો છે એમ અલ્પકાળના સહવાસથી માળી જાણી શક્યો હતો. તે કૃષ્ણુલાલનાં ઉપર્યુક્ત વચનો સાંભળી અપાર આશ્ચર્ય પામીને તેના મ્હોં તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહ્યો. કૃષ્ણુલાલે તેનો ભાવ કળી જઇને કહ્યું:—"તું તો તદ્દન ભોળો જણાય છે! આ વીસમી સદીમાં મનુષ્યોનાં જ્ઞાનચક્ષુઓ ઉઘડયાં છે; તેથી તેઓ મટન ખાતાં શિખ્યા છે. વળી ચોરી છુપીથી કોઇ પણ કાર્ય કરવામાં પાપ નથી. શરીરના રક્ષણને માટે ગમે તે કાર્ય કરવાની શાસ્ત્રમાં રજા આપેલી છે, સમજ્યો? હવે કહે, આ સઘળી વ્યવસ્થા તું કરીશ કે?"

માળી કબુલ થયો. તેના હાથમાં પાંચ રૂપિયાની એક નોટ આપી કૃષ્ણુલાલ ત્યાંથી નીકળી પડયો.



## પ્રકરણ ૨૨ મું.



### ક્ષમાયાચના.

**क्षमा वशीकृतिर्लोके क्षमया किं न साध्यते ।**
**क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ॥**

(ભાવાર્થ:—ક્ષમાથી કયું કાર્ય નથી થતું? ક્ષમાથી લોકો વશ થાય છે, ક્ષમા એ અશક્ત મનુષ્યોનો ગુણ છે, અને શક્તિવાન્ પુરુષોનું ભૂષણ છે.)

હરિપ્રસાદ પોતાના ખાસ દિવાનખાનામાં પોતાના વ્યવસાયના કાગળ પત્રો તપાસતા બેઠા હતા. તેઓ હમ્મેશાંના પોતાના કામકાજના કાગળ પત્રો ઘણા લક્ષ્યપૂર્વક તપાસતા હતા. તેઓ માત્ર જમાખરચના ચોપડાઓના તપાસતા હતા એટલુંજ નહિ; પરંતુ કારખાનાના નોકરોના કામકાજનું પત્રક સુદ્ધાં તેઓ હમ્મેશાં તીક્ષ્ણ-

દૃષ્ટિથી તપાસતા હતા. સરકારી કામકાજની તપાસમાં પણ હમ્મેશા તેમનો એક કલાક જતો હતો.

આજે પણ હરિપ્રસાદ નિત્યનિયમ પ્રમાણે સરકારી કામકાજ તપાસતા હતા એવામાં તેમની કચેરીનો સિપાહી એક નામપત્રિકા લઇ આવ્યો. સિપાહીએ આપેલી પત્રિકા ઉપરનું નામ વાંચતાંજ હરિપ્રસાદનું કપાળ સંકુચિત થયું; પરંતુ પોતાનો અંતરભાવ છુપાવીને તેમણે સિપાહીને કહ્યું:-" તેમને અહિં લઇ આવ."

સિપાહીએ જઇને ફોજદાર હિરાલાલને અંદર મોકલ્યો. હરિપ્રસાદ એક કાગળ વાંચવામાં તલ્લીન બની ગયા છે, તથા તેમનું પોતાના તરફ લક્ષ્ય નથી એવું જોઇને હિરાલાલ પ્રવેશદ્વારમાંજ ઉભો રહ્યો. હરિપ્રસાદના વાચનકાર્યમાં હરકત કરવાની હિંમત તે કરી શક્યો નહિ. હાથમાંનો કાગળ વાંચી રહ્યા પછી, સ્મિતમુખે હરિપ્રસાદે હિરાલાલ તરફ જોઇને કહ્યું:-" ફોજદાર સાહેબ! ત્યાં ઉભા કેમ રહ્યા છે? અહિં આવી ખુરસી ઉપર બેસોને."

હિરાલાલ નમ્રતાથી પ્રણામ કરીને ઉભો રહ્યો.

" શું કામ છે?" હરિપ્રસાદે પ્રશ્ન કર્યો.

હિરાલાલે ખિન્નસ્વરે કહ્યું:-" આઠ દશ દિવસ ઉપર બનેલો બનાવ આપ ભૂલી તો નહિજ ગયા હો. આપ મ્હારા ઉપરી અધિકારી છો; છતાં તે દિવસે મ્હારાથી આપનું અપમાન થયું છે એ માટે મ્હને અપાર પશ્ચાત્તાપ થાય છે. સ્વરૂપચંદની જબાની ઉપરથી હું મ્હારી ભૂલ સમજી શક્યો છું! તેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો છે. આપ મ્હને ક્ષમા-"

હરિપ્રસાદે સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું:-" મનુષ્યની અમુક બાબત સંબંધી જ્યારે પોતાના મન સાથે ખાત્રી થયેલી હોય છે ત્યારે સાહજિક એવું બને છે. ક્વચિત્ મનુષ્ય પોતાની વૃત્તિને સંભાળી શકતો નથી; પરંતુ હિરાલાલ! એટલા માટે ક્ષમા માગવાનું કાંઇ કારણ નથી."

"એ માટે તો મ્હારે ક્ષમા માગવીજ જોઇએ; વળી એના કરતાં પણ બીજો એક નિંદ્ય અપરાધ મ્હારાથી થયો છે, તથા એ અપરાધ અક્ષમ્ય છે."

"એવો તે શો અપરાધ થયો છે?" સ્મિતમુખે હરિપ્રસાદે પૂછ્યું.

" એ દિવસે હું ક્રોધથી અંધ બન્યો હતો. ઇર્ષ્યાથી હું સારાસારનો વિચાર કરી જોવાને અશક્ત થયો હતો. તેજ દિવસે મ્હેં મુંબાઇના ઇન્સ્પેક્ટર જનરલ તરફ એવો રિપોર્ટ કર્યો કે," ઑનરરી મૅજીસ્ટ્રેટ હરિપ્રસાદ પંડ્યા પોલિસના કાર્યમાં ખોટી રીતે હરકત કરે

છે તેથી સરકારી કાર્યને ઘણું નુકસાન પહોંચે છે; વળી હરિપ્રસાદ પંડપા રંગનાથજ છે એવો મ્હને ભાસ થયો છે. કેમકે, ઉંમરમાં, રૂપમાં, બળમાં તેમજ બાંધામાં હરિપ્રસાદ ને રંગનાથ એકજ છે એવી મ્હારી ખાત્રી થઈ છે. તેઓ બદમાશ ગુન્હેગાર છે !" મ્હેં આવો રિપોર્ટ કર્યો હતો તેથી મ્હારે આપની પાસે આ મ્હારા અક્ષમ્ય અપરાધની ક્ષમા માગવી જોઇએ."

હરિપ્રસાદ આ વચનો સાંભળી ચમકયા. તેમની મુખમુદ્રામાં ઘણો ફેરફાર થઇ ગયો; પરંતુ શરમથી નીચી નજર કરી બોલનારા હિરાલાલના જાણવામાં આ પ્રકાર આવ્યો નહિ. હિરાલાલ કહેવા લાગ્યો:—"આપનામાં અને બદમાશ રંગનાથનામાં સહજ પણ ફર્ક નહિ જણાયાથી મ્હારાથી આવો અપરાધ થયો છે."

"રંગનાથને તમે બદમાશ કેમ કહો છો ?" પોતાનો મનોભાવ છુપાવીને હરિપ્રસાદે પૂછ્યું.

હિરાલાલે કહ્યું:—"રંગનાથ લુચ્ચો, ચોર તેમજ બદમાશ હોઇ તેણે અઢાર વર્ષ કેદખાનામાં કાઢ્યાં છે. ચાર વખત તો તે કેદખાનામાંથી નાશી ગયો છે. અંતે જ્યારે તે કેદખાનામાંથી છુટ્યો ત્યારે પાછી ચોથેજ દિવસે તેણે એક સાધુના મકાનમાં ચોરી કરી. તેને બીજે દિવસે એક જંગલમાં તેણે 'માધવપ્રસાદ' નામના છોકરાનો અડધો રૂપિયો ઠગી લીધો. ત્યાર પછી તે કયાં ગયો છે તેનો પત્તો નથી. મ્હારી અહિં બદલી થતાં જ્યારે હું અહિં આવ્યો ત્યારે સંશયપિશાચિની મ્હારા અંતરમાં ઉપસ્થિત થઈ, અને તેથી તે દિવસે મ્હારાથી ગંભીર અપરાધ થઇ ગયો !"

હરિપ્રસાદે પોતાની પાસેના મેજ ઉપર પડેલો એક બીજો રિપોર્ટ હાથમાં લઇ, તેનાપર દ્રષ્ટિ ફેરવતાં કહ્યું:—"પછી ઇન્સ્પેકટર જનરલ તરફથી એ રિપોર્ટનો શો ઉત્તર આવ્યો ?"

"એજ કે હું મૂર્ખ છું."

"એટલે ?"

"પરંતુ તેમનું કહેવું ખરું છે."

"ઠીક, તમે હવે તમારી ભૂલ સમજી શક્યા છો એ આનંદની વાત છે."

"મ્હારી ભૂલ હું કેમ ન સમજી શકું ? ઇન્સ્પેકટર જનરલ સાહેબ તરફથી એવો ઉત્તર આવ્યો કે, આજ, સુધી પોલિસને હંફાવનાર રંગનાથ કેદ પકડાયો છે, અને હમણાં તે મુંબાઇમાં કાચી જેલમાં

છે. આથી મ્હારો સંશય સર્વાંશે દૂર થઇ ગયો છે. " હિરાલાલે કહ્યું,

"તમે શું કહ્યું? રંગનાથ મુંબાઇમાં કાચી જેલમાં છે?" રિપોર્ટમાંજ દૃષ્ટિ રાખીને હરિપ્રસાદે પૂછ્યું.

હિરાલાલે ઉત્તર આપ્યો:–" હા, જુઓ, ગયા માસની ૮ મી તારીખે સદર રંગનાથ ભીમડીમાં ચોરી કરી મુંબાઇ ગયો. મુંબાઇમાં તે પકડાયો. પોલિસગેટ ઉપર તેની તપાસ કરવામાં આવી તો તેણે પોતાનું નામ રંગલાલ હોવાનું જણાવ્યું. આથી તેને કાચી જેલમાં રાખવામાં આવ્યો છે. તેને કેદખાનામાં લઇ જવામાં આવતાંજ ત્યાંના એક કેદીએ આનંદથી તાળીઓ વગાડીને કહ્યું કે " અરે, આ તો રંગનાથ છે! આવો રંગનાથજી! દશ વર્ષ સુધી કયા દેશમાં હવા ખાવા ગયા હતા?" બદમાશ રંગનાથે પોતાનું પૂર્વજીવન છુપાવવાના હેતુથી કહ્યું:–" ચૂપ રહે પાજી! હું તને પિછાનતો નથી; છતાં તું મ્હને 'રંગનાથ'–'રંગનાથ' કહીને શા માટે બોલાવે છે?" આ ઉત્તર સાંભળી સૌને આશ્ચર્ય લાગ્યું. અંતે પૂર્વોક્ત કેદીએ કહ્યું:–" વાહરે! મ્હારી ઓળખાણ એટલામાં ભૂલી ગયો? વીસ વર્ષ ઉપર થાણાની જેલમાં આપણે એકજ ઓરડીમાં નહોતા રહેતા કે?" આમ છતાં એ ભામટાએ નકારમાંજ ઉત્તર આપ્યો. અંતે પોલિસખાતામાં તેનો રિપોર્ટ આવ્યો. તેની તપાસ શુરુ થઇ. તેને 'રંગનાથ' તરીકે ઓળખનારા બીજા બે કેદીઓ મળી આવ્યા. રંગનાથના ગામનું કોઇ પણ માણસ તેને ઓળખી શકે એવો સંભવ નહોતો. કેમકે ત્રીસ વર્ષથી તે પોતાના ગામના લોકોની નજરે પડતો નહોતો. તેના કુટુંબનો પણ પત્તો લાગતો નથી. પહેલાંના રંગનાથનું અને આ રંગનાથનું પૂર્વજીવન એકજ પ્રકારનું છે. હું પણ મ્હારા સંશયને દૂર કરવાના હેતુથી ત્યાં જઇને એ કેદીને જોઇ આવ્યો છું. એ કેદીજ ખરો રંગનાથ છે."

હરિપ્રસાદે પૂછ્યું:–" પછી?"

આ સમયે હિરાલાલની મુખમુદ્રા જોવા જેવી હતી. શરમની કાળાશ તેના મ્હોં ઉપર સર્વાંશે ફેલાઇ ગયેલી જણાતી હતી. હરિપ્રસાદનો, એકજ શબ્દનો સાદો પ્રશ્ન 'પછી?' તેના હૃદયમાં બરછીની માફક ભોંકાયો. તેનું શરીર અસ્વસ્થ થવા લાગ્યું. પોતાના મ્હોં ઉપર રુમાલ ફેરવતાં તેણે કહ્યું:–" એ રંગનાથને જોતાંજ મ્હારી ભ્રાન્તિ દૂર થઇ છે. મ્હારી ભૂલ મ્હારા સમજવામાં આવ્યાથી, કમિશનર સાહેબે, મ્હારા અપરાધની, આપની પાસે ક્ષમા માગવાની મ્હને આજ્ઞા કરી છે; વળી"—

હરિપ્રસાદે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:–" હિરાલાલ ! વ્યક્તિ માત્રથી ભૂલ થવાનો સંભવ છે; વળી મનુષ્યની દૃષ્ટિ છેતરાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. કેટલીક વખત માબાપ પોતાનાં છોકરાંને સુદ્ધાં ઓળખી શકતાં નથી. તમારાથી કશો અપરાધ થયો છે, એમ હું માનતો નથી. તમારા ધારવા પ્રમાણે જો હુંજ ખરેખરો રંગનાથ હોત તો તમારી કુશાગ્રબુદ્ધિની કેટલી બધી પ્રશંસા થાત ? તમારા જેવા હોશિયાર, પ્રામાણિક તથા સ્વાભિમાની સ્વભાવના ન્યાયી અમલદારોની પોલિસખાતામાં ઘણી જરૂર છે. મ્હારી માફી માગવાની જરૂર નથી, અને એ માટે હું તમારા કમિશનરને લખી જણાવું છું.

હિરાલાલે કહ્યું:–"રાજીનામા સિવાય મ્હને ગત્યંતર નથી. એ સુદ્ધાં મ્હારા ગુન્હાની પૂરી શિક્ષા નથી એવું મ્હારા મનોદેવતા મ્હને કહે છે."

હરિપ્રસાદ:–આવા ક્ષુલ્લક કારણને માટે તમારે રાજીનામું આપવું જોઇએ એમ મ્હને લાગતું નથી. તમારા હાથે પ્રજા ઉપર ઉપકારજ થવાનો છે. વળી આજ સુધી તમે પોલિસ ખાતામાં પ્રામાણિકતાથી નોકરી કરી છે તેથી જો હવે તમે રાજીનામું આપશો તો તમારો જીવ દુઃખાશે. તમારી બુદ્ધિને વ્યવસાય નહિ મળવાથી તમારામાં આળસ પ્રવેશ કરશે; માટે રાજીનામું આપીને તમે તમારું, પ્રજાનું તેમજ સરકારનું નુકસાન કરો એ ઉચિત નથી. જો તમે રાજીનામું આપશો તો હું કમિશનરને લખી તમારું રાજીનામું નામંજૂર કરાવીશ; કેમકે તમે માત્ર મ્હારે લીધેજ રાજીનામું આપવાને તૈયાર થયા છો. મ્હારા મનમાં તમારા માટે ઘણો સારો અભિપ્રાય છે. તમારું મહત્વપૂર્ણ ઉદાર તેમજ સરળ વર્તન જોઇ મ્હને ઘણો આનંદ થાય છે. લ્યો, હું મ્હારો હાથ એક ભાઇના સંબંધથી તમારા હાથમાં આપું છું.

આમ કહીને હરિપ્રસાદે પોતાનો હાથ લાંબો કર્યો. આવા ઉદારચરિત મહાત્માએ પ્રેમથી આપેલા હાથને કોણ તરછોડે ? હિરાલાલથી તેમ બની શકે એમ હતું કે ? હિરાલાલે નિર્મળ અંતઃકરણથી હરિપ્રસાદનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:–"સરકાર ! આપની ઉદારતા હું કદાપિ ભૂલી શકું તેમ નથી ! આપનો ઉપકાર આ હૃદય કદાપિ વિસરનાર નથી "

હરિપ્રસાદે વિષય બદલીને કહ્યું:–"પરમ દિવસે સ્વરૂપચંદની તારીખ છે. સમન્સ વગેરે મ્હારા તરફથી વ્યવસ્થા પ્રમાણે આવ્યા છે ને ?"

હિરાલાલે નમ્રતાથી કહ્યું:–"હા, અને સમન્સોની બજાવણી પણ કરવામાં આવી છે; પરંતુ મ્હારી એક વિનંતિ છે. પરમ દિવસેજ બીમડી

પેલા રંગનાથની પૂર્વ તપાસની સાક્ષી હોવાથી, તથા કલેકટર સાહેબની સ્વારીમાં હું એકલોજ જવાબદાર સાક્ષીદાર હોવાથી મ્હારે ત્યાં જવું પડશે; તેથી સ્વરૂપચંદની તારીખ એક દિવસ પછી રાખવાની કૃપા કરો!"

"શું રંગનાથનો કેસ લીમડી શુરુ થવાનો છે?"

"હા."

"ત્યારે એ માટે તમે નિશ્ચિંત રહો. સ્વરૂપચંદની તારીખ દશ દિવસ પછી નાખવાને પણ વાંધો નથી, તથા ત્યાં સુધી આરોપીને જામીન ઉપર મુક્ત કરવો, એમ મ્હને લાગે છે."

"આપ ફરમાવશો તો મુક્ત કરીશ."

આજ્ઞા મળી. સ્વરૂપચંદ જામીન ઉપર છુટયો. હરિપ્રસાદની ચર્યા એકાએક આટલી વિચારગંભીર કેમ થઈ?

---

## પ્રકરણ ૨૩ મું.

### વિચારયુદ્ધ.

**"यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येववशंनयेत् ॥"**

શ્રીમદ્ભગવદ્ગીતા.

( **ભાવાર્થઃ**—જ્યારે જ્યારે ચંચળ અને એક સ્થાને ન રહી શકે એવું મન અન્ય સ્થાને દોડી જાય છે ત્યારે ત્યારે તેને વશમાં રાખી આત્મામાં જોડી દેવું. )

હરિપ્રસાદ તથા રંગનાથ એકજ છે, એમ અમારે અત્રે જણાવવું પડે છે. સાગરનો દેખાવ ભવ્ય છે, આકાશનો તેનાથી પણ વિશેષ ભવ્ય છે. તથા મનુષ્યની અંતરેંન્દ્રિયનો તો તેથી પણ ભવ્યતર છે. અંતશ્ચક્ષુથી દેખાતું મનાકાશમાંનું પ્રખર તેજ કિંવા ગાઢ અંધકાર, આકાશમાંના સૂર્યમાં દેખાતું નથી, અગર ઘનઘોર અંધકારમથી રાત્રિમાં પણ દેખાતું નથી. આ સાડા ત્રણ હાથના શરીરમાં એટલી બધી અનંતતા કયાંથી આવી? એ આત્માના મનનાં ગીતો એકાદ અભણ યા તો મૂર્ખ માણસ પણ જો ગાય તો તે કુંજવનમાં ગાનારા શ્રી કૃષ્ણનાં મુરલીગીતો કરતાં પણ વિશેષ હૃદયંગમ થાય;—તેની આગળ કાવ્યદેવીનો વિલાસ ફિક્કો પડી જાય!

રંગનાથ ઉર્ફે હરિપ્રસાદે 'માધવ' નામના છોકરાનો અડધો રૂપિયો ઠગી લીધો તે પછી શું થયું એ આપણે જોયું છે. એ સમયથીજ રંગનાથની વૃત્તિ બદલાઈ જવા લાગી. સ્વામી સ્નેહજ્યોતિની

તપસ્યા સફળ થઇ. ઘાતકી, ચોર, કૃતઘ્ન તથા બદમાશ રંગનાથનું રૂપાંતર સર્વભૂતહિતરત ઉદારચરિત હરિપ્રસાદનામાં થયું. તેથીજ રંગનાથ અને હરિપ્રસાદ એકજ શરીરધારી છે એમ કહેવું પડ્યું.

પોતાની દુરાચારી વૃત્તિ દૂર કરીને, નીચ વિચારો તેમજ આચારમાં પસાર થયેલા આયુષ્યનું નુકશાન સત્કાર્યથી દૂર કરીને, ઉદારચરિત તથા સંસારહિતની વિભૂતીના પદને રૂપાંતરિત થવામાં હરિપ્રસાદના બે હેતુ હતા. ગતાશ્રમની બદનામ થયેલી વ્યક્તિને દૂર કરવામાં તેમને કેવી રીતે યશ આવ્યો એ માલૂમ પડી આવશે. બીજો હેતુ સાધવાને માટે તેઓ સાધકની અત્યુત્કટ સ્થિતિમાં હતા. **अपि चेत् सुदुराचारो भजते मामन्यभाक् । साधुरेव समंतव्यः सम्यक् व्यवसितो हि सः ॥ क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांति निगच्छति ॥ कौंतेय प्रतिजानीही नमे भक्तः प्रणश्यति ॥ १ ॥** આ સ્વામી સ્નેહજ્યોતિનો ઉપદેશ હરિપ્રસાદના અંતરમાં કેવી રીતે ઉતર્યો આ જન્મમાં કદાપિ નહિ પ્રાપ્ત થયેલી દિવ્ય શાન્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ એ આપણે જોઇ શકયા છીએ. તપસ્યા સાદી સ્થિતિમાં હોય છે ત્યારે વચ્ચેજ વિક્ષોભનીય યા તો ધીરવૃત્તિનો નાશ કરે એવા પ્રસંગો ઉપસ્થિત થાય છે. એવા સમયે સાધક મોહનો ભોગ થઇ પડે છે યા તો તેની ધીરવૃત્તિનો નાશ થાય છે, અને તેથી સાધકની તપસ્યા ફળિભૂત થતી નથી. ભૂતકાળ તેને પોતાનું ક્રમણ દેખાડે છે અને ભવિષ્યકાળ તેની પરીક્ષા કરવાને તેને કસે છે. ભૂતકાળના ગોગથી દૃઢ થયેલા વિચાર ભવિષ્યનું ભીષણ સ્વરૂપ જોઇને અસ્થિર થઇ જાય છે. તેની મનોવૃત્તિ ચળવિચળ થઇને અંતે ભયાવહ પણ કલ્યાણમય ભવિષ્યથી ખેંચી જુએ છે. હરિપ્રસાદનું પણ તેમજ હતું. નીચ, અધમ તથા પતિત વ્યક્તિનું ભૂત જે સમયે તેમની સ્હામું ઉભું રહીને તેમને અસ્થિર બનાવી દેતું હતું, તે તે સમયે તેઓ સ્વામી સ્નેહજ્યોતિના ઉપદેશના જોરથી ભૂતને પગ નીચે ચગદી નાખી પોતાના માર્ગે આગળ વધતા હતા.

આમ છતાં હમણાં આવી પડેલો પ્રસંગ વિચિત્ર તેમજ અપૂર્વ હતો; તેથી હરિપ્રસાદના મનમાં સારા ખોટા વિચારોનું યુદ્ધ શુરુ થયું. પશ્ચાત્તાપને દિવસે તેમની જેવી સ્થિતિ થઇ હતી તે દિવસ કરતાં પણ આજે તેમની ભયંકર સ્થિતિ થઇ હતી. ' હું કયાં છું ? હું સ્વપ્ન જોઉં છું કે શું ? મ્હેં શું સાંભળ્યું ? કેદ પકડાયલો રંગલાલ કોણ છે ? તે મ્હારા જેવોજ છે એમ કહેવાય છે એ વાત ખરી છે કે ?

ગઇ કાલે આ સમયે હું શું કરતો હતો? આવતી કાલે આ સમયે મ્હારું શું થશે? હું કયો માર્ગ સ્વીકારું?!"

આવા પ્રકારના વિચારો તેમના અંતરમાં ઉપસ્થિત થયા. એક પછી એક કિનારા ઉપર આવીને વિરામ લેતાં સમુદ્રનાં મોજાં પ્રમાણે, અસંખ્ય વિચારો તેમની બુદ્ધિના કિનારા ઉપર આવી વિરામ લેવા લાગ્યા. ક્ષણે ક્ષણે તેનો વેગ વધવાજ લાગ્યો. આ વિચારવેગને સ્થિર તથા નિશ્ચયાત્મક રૂપ આપવાનો તેમનો યત્ન વ્યર્થ થયો.

"માધવના અપરાધ બદ્દલ મ્હને શિક્ષા મળવીજ જોઇએ. સર્વ-લોકસાક્ષી ન્યાયદેવતાએ મ્હારી શિક્ષાની જગ્યા મુકરર કરી રાખેલી હોવી જોઇએ. એ જગ્યા આજ સુધી ખાલીજ પડેલી છે. એ ખાલી જગ્યાનું આકર્ષણ તો મ્હારા પર થતું નથી ને? શું મ્હારું નશિબ મ્હને ત્યાં ખેંચી જશે? ચોરીના કર્મનું ફળ ભોગવ્યા સિવાય મ્હારો છુટકારો નથી." હરિપ્રસાદના મનમાં વિચારોનો ઉલટો પ્રવાહ શુરુ થયો, "એ ખાલી જગ્યા માટે મ્હારું નામ ધારણ કરીને એક ઉમ્મી-દવાર ઉભો રહ્યા છે; એમ છે ત્યારે મ્હારી જગ્યાએ તેની બદલી કરવાને શી હરકત છે? મ્હારે બદલે એ માણસને સજા થશે એટલે હરિપ્રસાદનો ભવિષ્યકાળ તદ્દન નિઃસંદેહ અને નિર્વિઘ્ન થશે."

શ્રાવણ માસનો મેઘાડંબર ચપળ ચપળાને જેવી રીતે કુંઠિત કરી નાખે છે તેજ પ્રમાણે હરિપ્રસાદના મનાકાશમાંના પાપ મેઘા-ડંબરે તેમની સત્યવૃત્તિ રૂપી સૌદામિનીનો ચમકારો દાબી દીધો. તેઓ સ્વગત ક્હેવા લાગ્યાઃ—"પરંતુ આવા વિચાર કરવાની શી જરૂર છે? હું બચી ગયો એ ઠીક થયું. હિરાલાલનો મ્હને ઘણો ભય હતો: પરંતુ ઇશ્વરે મ્હારા ઉપર કૃપા કરી મ્હારા ભયને દૂર કરી નાખ્યો છે. એ ધુર્ત્ત જો કે મ્હને ઓળખી ગયો હતો; પરંતુ ઇશ્વરેજ વચ્ચે પડીને મ્હને બચાવ્યો છે. એમણે હિરાલાલને આંધળો બનાવી દીધો છે. હિરાલાલનું સમાધાન થયું છે. હવે તે મ્હારા પર વ્હેમ રાખશે નહિ; કેમકે તેનો રંગનાથ તેને મળ્યો છે! કદાચ તે તેના માની સ્વભાવને લીધે રાધનપુર છોડી જશે. તે જાય યા તો રહે તેની સાથે મ્હારે શો સંબંધ છે? એમ છતાં તેના જવાથી કદાચ કોઇનું નુકસાન થાય તો તેને માટે હું શું કરું? વિધિઘટનાને બદલવાની ધૃષ્ટતા મ્હારે શા માટે કરવી જોઇએ?"

એવામાં હરિપ્રસાદના અંતરાકાશમાં પાછી સત્ સૌદામિની ચમકી ઉઠી. તેઓ પોતાનીજ ફેરતપાસણી કરતા બોલ્યાઃ—"તમારું કહેવું શું છે? જે કહેવું હોય તે કહો. આપણો હેતુ સાધ્ય થયો." હરિ-

પ્રસાદે હેતુ કબૂલ કર્યો. તેમનું વર્તન હેતુપુરસ્સર ચાલતું હતું એ ખરું છે; પરંતુ એ હેતુ કયો હતો ? ફક્ત નામ છુપાવવાનો કે ? શું તે પોલિસની આંખોમાં ધૂળ નાખવાનો હેતુ હતો ? આવા ક્ષુદ્ર હેતુને માટેજ તેમણે દશ વર્ષ આટલો અટ્ટહાસ કર્યો કે ? નહિજ ક્ષુદ્ર શરીરસંરક્ષણ કરતાં આત્માની શુદ્ધિનો તથા ઉદ્ધારનો હેતુ ખાસ હતો. સદ્ગુરુ સ્નેહજ્યોતિની આજ્ઞાનુસાર ધર્માત્મા બનવાનો હેતુ હતો. ભૂતકાળની પાપી વૃત્તિઓનો વિનાશ કરવાના પ્રયત્નો પોતે નથી કર્યા કે ? લોકોના મંગળ આશીર્વાદો મેળવવાને માટે લોકો ઉપર ઉપકારો નથી કર્યા કે ? હરિપ્રસાદ વિચારવા લાગ્યાઃ–" હું પુનઃ ઘોરકર્મ કરીને અંતરમાં અશાન્તિ ઉત્પન્ન કરવાનો વિચાર રાખું છું ! મ્હારે બદલે બિચારો રંગલાલ કેદખાનાનું દુઃખ ભોગવે એ ઘોરકર્મ નથી કે ? તેના સુખની, આનંદની, જીવનવૃત્તિની તેમજ જીવિતની પણ આ ચોરી નહિ પરંતુ ઘાતકી હત્યાજ થાય છે; અત્યંત અધર્મથી તથા વિશ્વાસઘાતથી તેનો જીવ લેવામાં આવે છે. ચોર છૂટી જઈ સંન્યાસીને શૂળી પર ચઢવાનો સમય આવ્યો છે. મ્હારે પ્રકટ થઇને બિચારા બિનગુન્હેગારને મુક્ત કરવો–મ્હારેજ ન્યાયપૂર્વક મ્હારી કેદી તરીકેની જગ્યા સ્વીકારવી એજ મ્હારું ખરૂં કર્ત્તવ્ય છે. આ સમયે એજ મ્હારો ધર્મ છે. એમ કરવાથીજ ગુરુમંત્ર પ્રમાણે ચાલુ કરેલી ઘોર તપશ્ચર્યા ફળિભૂત થશે; ત્યારેજ મ્હારી દુરાચારીવૃત્તિનો વિનાશ થયો છે એમ સમજાશે. મ્હારે બદલે ફસાઇ પડેલા રંગલાલનો કેસ ચાલતો હોય તે સમયે મ્હારે ત્યાં જઇ, જાહિર થઇ તેને સંકટમુક્ત કરવો જોઇએ. મ્હારા નશિબમાં નિર્માણ થયેલું દુઃખ હું બીજાને ભોગવવા દઉં તો પછી પ્રથમના નરાધમ રંગનાથમાં ને હરિપ્રસાદમાં ફેર શો ? હું જાહિર થઇશ તો આલોકમાં મ્હારી અપકીર્ત્તિ થશે; પરંતુ મૃત્યુ પછી તો મ્હને વૈકુંઠ પ્રાપ્તિજ થશે ! બસ એજ નિશ્ચય. હું બિચારા રંગલાલને મુક્ત કરવા અવશ્ય જઇશ."

હરિપ્રસાદનું મન થોડે ઘણે અંશે શાન્ત થયું. કલમ તથા કાગળ લઈ જલદીથી તેમણે એક બે પત્રો લખી નાખ્યા. છેવટનો પત્ર લખી, કાળજીપૂર્વક એક કવરમાં બીડી તેના ઉપર તેમણે 'ચુનીલાલ ભરૂચા–બૅંકર્સ, હૉર્નબી રોડ–મુંબાઇ' એવું શિરનામું લખ્યું, તથા એ પત્ર તેમણે એક પૂઠા નીચે ગોઠવી દીધો. પુનઃ વિચારમાળા ચાલુ થઈ. વિચારોના આવેગમાંજ તેઓ એ ઓરડામાં આમતેમ ફરવા લાગ્યા. તેમનું સત્કર્ત્તવ્ય તેમનાં નેત્રો સ્હામે ચમકવા લાગ્યું. તેઓ સ્વતઃ બોલ્યાઃ–" મ્હારે પ્રકટ થવુંજ જોઇએ. મ્હારે નિરપરાધ રંગલાલને મુક્ત

કરવોજ જોઇએ. મ્હારા આયુષ્યમાં આ બીજો મહત્વનો પ્રસંગ આવ્યો છે. પ્રથમ પ્રસંગમાંથી હું સદ્‌ગુરુ સ્નેહજ્યોતિની સહાયતાથી પાર ઉતરી શક્યો હતો. આ પ્રસંગમાંથી પાર પડવાને માટે પણ તેમણે મ્હારા મસ્તક ઉપર વરદ હસ્ત મૂકી, મ્હને અલૌકિક શક્તિ આપી છે. વારું, પણ આ રંગલાલ કોણ છે? મ્હેં એમ સાંભળ્યું છે કે, તેણે સોનાની બંગડીઓ ચોરી છે. જો ખરી રીતે તેણે ચોરી કરેલી હશે તો તેને ચાર છ મહિનાને માટે કેદમાં જવું પડશે; પરંતુ રંગનાથનું ભૂત તેના ગળામાં વળગેલું હોવાથી તેને બે વર્ષથી ઓછી સજા તો નહિજ થાય. એ જો નિર્દોષ હશે તો પણ બદમાશ રંગનાથનું નામ તેને કેદમાં લઇ જશે. અમુક આરોપી પ્રથમનો ગુન્હેગાર છે એટલાજ પૂરાવા ઉપર ન્યાયદેવતા ક્રોધે ભરાય છે તથા સારાસારાનો વિચાર નહિ કરતાં ઘણી ક્રૂરતા ધારણ કરે છે. જો હું પ્રકટ ન થઉં તો મ્હારે લીધેજ તેને વધારે સજા તેમજ દુઃખ ભોગવવું પડેને?"

હરિપ્રસાદ દુઃખથી વ્યાકુળ બની જઇને એક આસન ઉપર બેઠા. બેઠા બેઠા પુનઃ ઉંચું જોઇ તેઓ વિચારવા લાગ્યાઃ—"આજકાલ કરતાં દશ વર્ષથી મ્હારે હાથે જનસેવા થઇ છે. આ દશ વર્ષમાં મ્હેં લોકોની પ્રીતિ સંપાદન કરી છે— સરકારમાંથી પણ માન મેળવ્યું છે. આવા સમયે હું હરિપ્રસાદને બદલે ખરા રંગનાથના નામથી તેમજ સ્વરૂપથી પ્રકટ થઇશ, અને આ રંગલાલને મુક્ત કરીશ તો મ્હારા અપૂર્વ ઉદારકાર્યનો મ્હને કશો ફાયદો નહિ થાય કે? મ્હારા ઉપર સરકાર કૃપા કરશે. મ્હેં મ્હારૂં વર્તન સર્વ પ્રકારે સુધાર્યું છે એમ સરકારના જાણવામાં આવ્યા સિવાય રહેશે નહિ; તેથી કદાચ મ્હને માફી પણ મળશે, અને હું મુક્ત થઇશ? ખરો રંગનાથ લોકો સમક્ષ આટલી બધી રૂપાંતરિત સ્થિતિમાં પ્રકટ થશે એટલે તેના નામનો તિરસ્કાર દૂર થઇ જશે, અને તેથી મ્હને હમ્મેશાંને માટે શાન્તિ મળશે."

થોડા સમય સુધી શાન્ત રહી પુનઃ હરિપ્રસાદ વિચારવા લાગ્યાઃ—"પરંતુ મ્હને માફી કેવી રીતે મળશે? ચાર વખત કેદખાનામાંથી નાશી જનાર રંગનાથને, જંગલમાં મળેલા બાળક માધવના આઠ આના પડાવી લેનાર રંગલાલને માફી મળશે કે?" વળી પાછા શાન્ત રહી, સ્મિત હાસ્ય કરી પુનઃ હરિપ્રસાદ સ્વગત બોલવા લાગ્યાઃ—"પરંતુ કર્ત્તવ્ય કરતાં માફીની આશા શા માટે રાખવી જોઇએ? માત્ર કર્માચરણુનોજ મનુષ્યને અધિકાર છે, ફળનો નથી એવું શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહેલું છે, તેમજ ગુરૂદેવ સ્નેહજ્યોતિએ પણ મ્હને સમજાવેલું છે. કર્ત્તવ્યકર્મ કરવુંજ જોઇએ. આ નિર-

પરાધી રંગલાલને મ્હારે છોડાવવોજ જોઇએ. કર્ત્તવ્ય ચુકવાથી થતી દુસ્થિતિ કર્ત્તવ્ય પાર પાડયા પછીની દુસ્થિતિ કરતાં પણ ખરાબ છે. લૌકિક સુખ, સંપત્તિ, માન મરતબો વગેરે બાહ્યત: જગતને ભૂલાવે છે: પણ અંતરાત્મામાં હત્યા, પાપ તથા દુરાચારની નરક કરતાં પણ વિશેષ અસહ્ય વેદના શુરુ થાય છે. જો હું પણ માત્ર લૌકિક, સુખ, સંપત્તિ અને માન મરતબાને સાચવવાના હેતુથી મ્હારું કર્ત્તવ્ય નહિ કરું તો મ્હારા આત્માનું અધ:પતન કાયમ રહેશે. મ્હારા જીવમાં ચિંતાગ્નિ સળગતોજ રહેશે. હું પ્રકટ થઇશ, અને કદાચ મ્હારે પુન: કેદમાં જવું પડશે તો એ શિક્ષા સત્કાર્ય કરવાથી થઇ છે સમજી જીવ શાન્ત રહેશે; પરંતુ બાહ્યત: જે સુખ છે તે અંતરત: દુ:ખ છે! બાહ્યત: જે કીર્ત્તિ છે તે અંતરત: ચંડાળપણું છે! બાહ્યત: સ્વર્ગ છે તે અંતરત: નરકવાસ છે! આવું વિધિલેખનજ છે. આ દેહમાં આત્મા છે ત્યાં સુધી દુ:ખ વેઠીને પણ પરલોકમાં અખંડ શાન્તિ પ્રાપ્ત કરવાનો યત્ન હું કેમ કરું? હમણાં હું મ્હારું કર્ત્તવ્ય ચુકીને હું મ્હારી શિક્ષા આ રંગલાલને ભોગવવા દઇશ તો આ શિક્ષા મ્હારે ભવિષ્યમાં યા તો પરજન્મમાં ભોગવવી પડશે. એમ છે તો પછી પારલૌકિક શાન્તિની પ્રાપ્તિ અહિંથીજ કેમ કરી ન લઉં? ક્ષણિક શાન્તિ કરતાં શાશ્વત શાન્તિ પ્રાપ્ત કરવીજ મ્હને આવશ્યક લાગે છે.

"अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यक् व्यवसितो हि सः" ॥
"क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति"

આજ એ ઉપદેશ છે ને? ત્યારે જઇશ–એ રંગલાલને મુક્ત કરવાને હું જઇશ!"

વળી થોડા સમય સુધી શાન્ત રહી હરિપ્રસાદે ઓરડીમાં પડેલા જમાખરચના ચોપડા, સરકારી કાગળ પત્રો તથા તિજોરી તરફ જોઇને કહ્યું:–" પરંતુ આ બધી જંજાળનું હું શું કરીશ? મ્હેં માત્ર મ્હારો પોતાનો વિચાર કર્યો; પરંતુ મ્હારા ઉપર આધાર રાખના દરેક વિષયોનો મ્હારે વિચાર કરવો જોઇએને? એ બધાનું શું થશે? લોકોની દશ બાર લાખ રૂપિયાની થાપણો મ્હારી પાસે છે તેનું શું થશે? મ્હારી ગેરહાજરીમાં કારખાનાં, દવાખાનાં, શાળાઓ અને અન્નક્ષેત્રો ક્યાંથી ચાલશે? પ્રત્યક્ષ યા તો અપ્રત્યક્ષ રીતે રાધનપુરનીજ નહિ; પરંતુ આખા જીલ્લાની ઉન્નતિના કારણરૂપ હું થયો છુ; તેથી મ્હારા પ્રકટ થયા પછી રાધનપુરની કેવી સ્થિતિ થશે? જો હું પ્રકટ થઇશ

તો એકલો આ રંગલાલ મુક્ત થશે; પરંતુ તે સાથે મ્હારા ઉપર આધાર રાખનારા ચાર પાંચ હજાર લોકોની કેવી સ્થિતિ થશે ? રાધનપુરના લોકોનું આળસ કાઢી નાખી મ્હેં તેમને ઉદ્યોગી બનાવ્યા છે; કર્ત્તવ્યશીલ બનાવ્યા છે. તેમની બ્હીકને કાઢી નાખી મ્હેં તેમને સાહસિક બનાવ્યા છે. મ્હેં તેમની સ્હામે સહકારિતા અને સંઘશક્તિ મૂર્ત્તસ્વરૂપથી ઉભી કરી છે; પરંતુ હું અદ્રશ્ય થઇશ તે સાથે એ સઘળું અદ્રશ્ય થશે. પુનઃ સર્વત્ર નિરાશા, નિરૂત્સાહ અને દીન દરીદ્રતા દેખા દેશે. આ અનાથિની સ્નેહલતાનું શું થશે ? એ સાધ્વી સન્નારીની કેવી દશા થશે ? તેની પુત્રીને તેડાવવાનું મ્હેં તેને જે વચન આપ્યું છે તે વચન અદ્યાપિ હું પાળી શક્યો નથી. તેના અધઃપાતનું કારણ હુંજ થયો છું. મ્હારાથી તેના ઉપર જે અપકાર થયો છે તે હજી હું ફેડી શક્યો નથી. હું અદ્રસ્ય થઇશ એટલે સદ્‌ગુણોનું બળિદાન દેવા જેવું થશે. નિરાશ માતાની હત્યા થશે. તેની નિરાધાર પુત્રીની પણ શોચનીય સ્થિતિ થઇ જશે! કદાચ એકાદ વેશ્યા તેને વેચાતી લેશે. અને તે કન્યાનો હમ્મેશાંને માટે અધઃપાત્ કરશે ! હું અદ્રસ્ય થઇશ તો આટલું બધું નુકસાન થશે ! આ બધું નુકસાન થવા દેવું ઉચિત છે કે ? મ્હારે કયો માર્ગ સ્વીકારવો ? રંગલાલને બચાવવો કે તેને શિક્ષા થવા દેવી ?"

પુનઃ સંકટ આવી પડયું. પુનઃ વિચારો ચાલવા લાગ્યા. હરિપ્રસાદ કહેવા લાગ્યાઃ-"હું પ્રકટ થઇશ તો માત્ર એકલા રંગલાલને ફાયદો થશે; પરંતુ તે સાથે અસંખ્ય મનુષ્યોને નુકસાન થશે. હું પ્રકટ થઇશ, અને બંગડીઓની ચોરી સાબિત થશે તો પણ એ રંગલાલને કેદખાનામાં જવું પડશે ! તેને દુઃખ તો ભોગવવુંજ પડશે. મ્હારાથી માત્ર તેનું દુઃખ સહજ ઓછું થશે. આ સાધારણ ફાયદો સ્વીકારવો કે પુષ્કળ મનુષ્યોના હિતનો ફાયદો સ્વીકારવો ? કયો માર્ગ સવિશેષ શ્રેયસ્કર છે ? કયો માર્ગ પરિણામે હિતકર છે ?"

માર્ગ નીકળતો નહોતો—નિશ્ચય થતો નહોતો. પુનઃ તેઓ સ્વગત બોલવા લાગ્યાઃ-" જેમ થવાનું હશે તેમ થશે એક ત્રાજવામાં રંગલાલ છે, અને બીજા ત્રાજવામાં રાધનપુર છે. બન્નેને મ્હારે લીધે નુકસાન થાય તેમ છે. જો હું રંગલાલને બચાવવાનો પ્રયત્ન કરું છું તો જનહત્યા થાય છે, અને રાધનપુરને બચાવવાનો પ્રયત્ન કરું છું તો રંગલાલની હત્યા થાય છે ! બન્ને તરફથી સમાન પાપ લાગે તેમ છે. ત્યારે હવે ઇશ્વરેચ્છાનુસાર સઘળું કાર્ય થવા દઉં કે ? અસંખ્ય

માણુસોને સુખી રાખવાને માટે હરિપ્રસાદે કાયમ રહેવું એ શ્રેયસ્કર છે. આ બધી જંજાળ કાંઇ માત્ર મ્હારા એકલાને માટે નથી; રાઘનપુરની પ્રજાને માટેજ છે. તેમની પાસે હું હરિપ્રસાદ છું, તથા તેમના કલ્યાણાર્થે અંતપર્યંત મ્હારે હરિપ્રસાદજ રહેવું જોઇએ. હવે હું રંગનાથ નહિ; પરંતુ હરિપ્રસાદ છું. હવે હું રંગનાથને ઓળખતો નથી. તેની સાથે હવે મ્હારે કશો સંબંધ પણ નથી. રંગનાથ નામજ અભદ્ર છે. જેનું એ નામ હોય તેનું મ્હોટું દુર્દૈવજ સમજવું. હું શું કરું? ત્યારે હવે એવોજ નિશ્ચય! જેમ થાય તેમ થવાજ દેવું? હજી હું રંગનાથ છું એવું સિદ્ધ થાય એવા પુરાવા છે. એ પુરાવાના અગ્નિથી નાશ કરવા જોઇએ. બ્રાહ્મણોમાંના ઘટસ્ફોટ અર્થાત્ પતિએ જીવતાં પત્નીના મૂર્તિને અગ્નિ મૂકવો અને પત્નીએ પતિના મૂર્ત્તિને અગ્નિ મૂકીને તેના પ્રેતસંસ્કાર કરવો, એજ પ્રમાણે મ્હારે પણ કરવું જોઇએ. હરિપ્રસાદ અને રંગનાથનો ઘટસ્ફોટ રંગનાથનાં ચિહ્નોનો પ્રેતસંસ્કાર કરવાથી થશે." આમ કહીને હરિપ્રસાદે ત્રિજોરી ઉઘાડી.

પછીથી ત્રિજોરીના એક ખાનામાંથી તેમણે ત્રણ મલિન વસ્ત્રો, અને એક અડધો બ્હાર કાઢ્યો આ ચારે વસ્તુઓને ઓરડાની વચ્ચે ફેંકીને તેઓ સ્વગત બોલવા લાગ્યાઃ-"કેદમુક્ત થયેલા રંગનાથનાં પ્રથમ દિવસનાં આ કપડાં છે, તથા માધવનો અડધો છે. એને હું બાળી નાખીશ એટલે રંગનાથ અને હરિપ્રસાદનો ઘટસ્ફોટ થશે! અરે, પણ આ પાદુકાઓ રહી ગઇ." આમ કહીને હરિપ્રસાદે પાદુકા હાથમાં લઇ તેને ચુંબન કર્યું, તથા પુનઃ મસ્તક ઉપર અડકાડીને પાછી ત્રિજોરીમાં મૂકી દીધી. પછીથી તેમણે બ્હાર કાઢેલાં કપડાંમાં ગ્યાસલેટ છાંટી, તેને દીવાસળી ચાંપતાં કહ્યું:- "**રંગનાથાય સ્વાહા -રંગનાથાય સ્વાહા-રંગનાથસ્તૃપ્યતુ રંગનાથસ્તૃપ્યતુ !! રંગનાથ શ્ચયામતુ !!!**"

એ ઓરડામાં જાણે કે રંગનાથનોજ ઉચ્ચાર થવા લાગ્યો છે એવો હરિપ્રસાદને ભાસ થયો. એકદમ તેઓ ભડક્યા. તેમને એમ લાગ્યું કે, કોઇ જાણે તેમને 'રંગનાથ-રંગનાથ!' કહીને બોલાવે છે! કોઇ અદ્રશ્ય મૂર્ત્તિ યા તો અંતરાત્માની સત્વૃત્તિનો અવાજ તેઓ સાંભળવા લાગ્યાઃ-"ઠીક, ઠીક, રંગનાથ! તું ઠીક કરે છે! જ્યારે કપડાં બાળી નાખ્યાં ત્યારે તું ત્હારાં સઘળાં સ્મૃતિચિહ્ન બાળી નાખ. પેલી પાદુકાઓ ત્હેં ત્રિજોરીમાં શા માટે રાખી મૂકી છે? એ પાદુકાઓ તને રંગનાથ તરીકે નહિ ઓળખાવે કે? તેનો પણ તું નાશ કરી નાખ એટલે તે સાથે સદ્ગુરુ સ્નેહજ્યોતિની સ્મૃતિનો પણ નાશ થશે.

પછીથી તું પાછો પ્રથમના જેવો ખરો રંગનાથ બની જઇશ! રંગલાલનો જીવ જતો હોય તો જવા દે! શાહબાશ છે તને! તું ત્હારે લીધે તેને જીવનપર્યંત કેદખાનામાં પડવા દે! ત્હારી સંપત્તિનો, માનનો તથા એ ઐશ્વર્યનો વર્ષાવ એ બિચારાના લોહીથી થવા દે! ત્હારા સુખને માટે વા આનંદને માટે તું તેને અસહ્ય વેદના વેઠવા દે! તું આ સાદાઇનો ત્યાગ કરી કસબી પાઘડી પહેર અને એ બિચારાને બે પૈસાની ધોળી ટોપી પહેરવા દે! તું ત્હારી શ્રીમંતાઇનું ઐશ્વર્ય બતાવવાને સોનાનાં ઘરેણાં પહેર. અને તે બિચારાને હાથ પગમાં લોઢાની મજબુત બેડીઓ પહેરવા દે. નરાધમ! તને આવુંજ કાર્ય કરવું છાજે છે! ત્હારે માટે આવોજ નિશ્ચય ઉચિત છે!!"

આજના જેટલો ભય હરિપ્રસાદને કદાપિ લાગ્યો નહોતો. ભયને લીધે તેઓ ધ્રૂજવા લાગ્યા. તેમની મુખમુદ્રા પર ક્ષણે ક્ષણે અવનવા ભાવો જણાવા લાગ્યા. હજી પણ તેઓ એ અદ્રશ્ય સ્વરને સાંભળી શકતા હતા કે "હે નરાધમ! તું છુપાવાનો ગમે તેટલો પ્રયત્ન કરીશ તો પણ તે વ્યર્થ થશે. જો તું આ રંગલાલને ત્હારે બદલે કેદમાં જવા દઇશ તો અલ્પકાળમાંજ તું પાછો રંગનાથ તરીકે પકડાઇશ. એ સમયે તને કોઇ આશ્રય નહિ આપે!"

હરિપ્રસાદને એવો ભાસ થયો કે, અદ્રશ્ય સ્વામી સ્નેહજ્યોતિજ તેનો તિરસ્કાર કરે છે. તેમણે પોતાના બન્ને હાથ જોડયા. ઓરડીમાં એક દીપક સળગતો હતો. હરિપ્રસાદ દીપક તરફ ટગર ટગર જોઇ રહ્યા હતા. ધીમે ધીમે દીપકમાંથી પુષ્કળ ધુમાડો નીકળવા લાગ્યો હોય એવો તેમને ભાસ થયો ઓરડીમાં અલ્પકાળમાંજ પુષ્કળ ધુમાડો ફેલાઇ ગયો. હરિપ્રસાદની દ્રષ્ટિમાં ઓરડી દેખાવા લાગી નહિ. ધીમે ધીમે એ ધુમાડામાં એક વિસ્તૃત મયદાન હરિપ્રસાદના જોવામાં આવ્યું આશ્ચર્યથી હરિપ્રસાદ એ મયદાન જોવા લાગ્યા. પછીથી એ મયદાનમાં તેમણે એક વિશાળ મંડપ જોયો. ઇચ્છા વિશેષ તીવ્ર થઇ—નયનેંદ્રિયો અધિક એકાગ્ર થઇ. એ મંડપમાં સુવર્ણસિંહાસન ઉપર એક કિરિટકુંડલધારી દિવ્ય પુરુષ બેઠેલો હોઇ તેના ખોળામાં એક પક્ષી બેઠેલું હરિપ્રસાદના જોવામાં આવ્યું. તેની સ્હામે એક ત્રાજવું હોઇ તેમાં એક ક્રૂર પક્ષી બેઠેલું જોવામાં આવ્યું. આ શો ચમત્કાર છે તે હરિપ્રસાદ જોવા લાગ્યા. અલ્પકાળમાંજ સિંહાસન ઉપર બેઠેલા દિવ્ય પુરુષની સમશેર મ્યાનની બ્હાર નીકળી. પુનઃ હરિપ્રસાદના અંતરમાં ભય ઉપજ્યો; પરંતુ આ અદ્ભુત દેખાવ તરફજ તેમની આંખો સ્થિરતાથી જોઇ

રહી સિંહાસનના અધીશ્વરે મ્યાન મ્હાર ખેંચી કાઢેલી પોતાની સમશેરથી પોતાના શરીરનાજ કડકા કરવા માંડયા. પોતાના શરીરના લોહીથી તરબોળ જણાતા કડકા તે પેલા ત્રાજવામાં નાખતો હતો. પ્રત્યેક કડકો ત્રાજવામાં નાખતી વખતે તેના મુખ ઉપર સ્વર્ગીય આનંદનું તેજ જણાતું હતું. આખા શરીરના કડકા એ ત્રાજવામાં પડયા. પછીથી તે રાજરાજેશ્વર જાતે એ ત્રાજવામાં બેઠો. આ સમયે તેના અતુલ ઐશ્વર્યયુક્ત મુખ ઉપર જે આત્મતૃપ્તિનું, આનંદનું તેમજ કૃતાર્થતાનું અપૂર્વ તેજ પ્રકાશી રહ્યું હતું તેનીજ દિવ્યપ્રભા હેમંતકાળના સૂર્યે લીધી છે, ચંદ્રે લીધી છે, તથા આકાશના તારકોએ પણ લીધી છે એવો હરિપ્રસાદને ભાસ થયો. બીજા ત્રાજવામાં બેઠેલું પક્ષી રાજાના માંસના લોચા પર ચાંચ મારવાની તૈયારી કરતું હતું, એવામાં પ્રથમ રાજાના ખોળામાં જે પક્ષી બેઠેલું હતું તે એ ક્રૂર પક્ષીને પોતાની તીક્ષ્ણ ચાંચ મારી ધુંદી નાખવા લાગ્યું. ઉદાર રાજાએ પોતાનો હાથ લાંબો કરી એ પક્ષીને પોતાના હાથમાં લઇ આકાશમાં ઉડતું છોડી દીધું. હરિપ્રસાદે આકાશમાં ઉંચું જોયું તો આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થતી હતી. એ પુષ્પવૃષ્ટિ કોના ઉપર થાય છે એ જોવાને હરિપ્રસાદે પોતાની દૃષ્ટિ નીચી કરી તો 'જય જયકાર મહારાજ' એવો ગંભીર અવાજ થઇને ગલિતાંગ થયેલો એ દિવ્ય કિરીટકુંડલધારી મહાપુરુષ પોતાના દિવ્ય થયેલા દેહથી વિમાનમાં બેસીને ઉંચે જતો તેમના જોવામાં આવ્યો! 'જય જયકાર મહારાજ શિબીરાજાનો જય જયકાર' એવો અવાજ વારંવાર હરિપ્રસાદ સાંભળવા લાગ્યા.

હરિપ્રસાદે હવે પોતાનાં નેત્રો મીંચી દીધાં. અલ્પકાળમાંજ ઓરડીમાંનો દિવ્યપ્રકાશ, એ દિવ્યપુરૂષ તથા તે દિવ્ય દેખાવ અદ્રશ્ય થઇ ગયો. હરિપ્રસાદે પુનઃ જ્યારે આંખો ઉઘાડી ત્યારે તેઓ ઓરડીમાં સળગતા દીપકને તથા બળી ગયેલાં કપડાંની ખાકનેજ તેઓ જોઇ શકયા. પુનઃ તેઓ વિચારવા લાગ્યાઃ—" પક્ષીને માટે આત્મદાન કરનાર એ મહાપુરુષ શિબીરાજાજ હતા ને? એમના ઉપર અસંખ્ય લોકોનાં સુખશાન્તિનો આધાર હતો ને? એમ છતાં તેમણે એક સાધારણ પક્ષીને માટે પોતાનો દેહ શા માટે અર્પણ કર્યો? આવું ઉદાહરણ મ્હારી દૃષ્ટિમાં આવ્યા પછી મ્હારે આ માર્ગ સ્વીકારવો કે તે એની વાટઘાટ શા માટે કરવી જોઇએ? આ વાટાઘાટ સ્વાર્થની છે—દુરાચારીપણાની છે—રંગનાથની છે—હરિપ્રસાદની નથી. હવે જો હું મ્હારે બદલે આ બિચારા રંગલાલને દુઃખ પડવા દઇશ તો મ્હારે જન્મોજન્મ રખડવું પડશે! શાશ્વત શાંતિ પ્રાપ્ત કરવાની મ્હારી અભિલાષા

ફળિભૂત નહિ થાય ! મ્હારા આત્માને જન્મોજન્મમાં આવીજ અ-શાન્તિ રહેશે ; શિબિ મયુરધ્વજ વગેરેનું ધ્યેય જે ધર્મ આપણી સ્હામે મૂકે છે તે ધર્મનેજ ધન્ય છે ! એ ધર્મમાં જન્મ લેનારને પણ ધન્ય છે ! હું ધન્ય થઇશ ! રંગલાલને મુક્ત કરી હું દિવ્યલોકમાં જઇશ! એજ નિશ્ચય છે; એજ પ્રતિજ્ઞા છે ! ! એજ આત્મદાન છે! આત્માર્પણ એજ ધ્યેય છે ! એજ મ્હારૂં કર્ત્તવ્ય છે–મ્હારો ધર્મ છે ! ! ”

---

## પ્રકરણ ૨૪ મું.

### આત્માર્પણ.

સાંજના ચાર વાગ્યાના અરસામાં હરિપ્રસાદ કલ્યાણના સ્ટેશન-માંથી બ્હાર નીકળ્યા. જેવી રીતે ગંભીર અને શાન્ત સમુદ્રના પૃષ્ઠ ઉપર મંદ તેમજ સુનીલ લહરીઓ કૂદાકૂદ કરે છે તેવી રીતે હરિ-પ્રસાદના ગંભીર મુખમંડળ ઉપર ભીષ્મનિશ્ચયની તથા આત્મતૃપ્તિની લહરિયો નાચી રહી હતી. તેમની પ્રશાન્ત મુદ્રા તથા ભવ્ય રૂઆબ જો-ઇને ટાંગાવાળાઓ “શેઠજી ! ટાંગો લાવું કે ? મ્હારો ટાંગો લાવું કે ? ” કહેતા તેમની આજુબાજુ ફરી વળ્યા. હરિપ્રસાદે કહ્યું:–“ મ્હારે ઠેઠ ભીમડી સુધી જવું છે, જેનો ટાંગો ભીમડીનો હોય તે લઇ આવો. ”

એક ટાંગાવાળાના ઘોડા મ્હોટા તેમજ પુષ્ટ હતા. હરિપ્રસાદની દૃષ્ટિ એ ટાંગાવાળા તરફ ગઇ એટલે તેણે અગ્રેસર થઇને કહ્યું:–“રાવ-સાહેબ ! ટાંગો ઠેઠ ભીમડી સુધી જઇ શકતો નથી. વચ્ચે ખાડી છે.”

“ખાડી પાર ઉતરવા માટે ત્હારા ટાંગા અને ઘોડાઓનું ભાડું હું આપીશ. મ્હારે ત્યાં છ કલાક રોકાવાનું છે. તું કેટલું ભાડું લઇ-શ ? ” હરિપ્રસાદે પૂછ્યું.

ટાંગાવાળાએ સહજ વિચાર કરીને કહ્યું:–“ શેઠજી ! આવવા જવાના છ રૂપિયા પડશે. ”

હરિપ્રસાદે ભાડું કબૂલ કર્યું, અને તેઓ ટાંગામાં બેઠા. જો પો-તે વધારે ભાડું માગ્યું હોત તો પણ આ સમયે મળ્યું હોત; પરંતુ પોતે વધારે માગ્યું નહિ એ એક રીતે ભૂલ કરી, એમ ટાંગાવાળાને લાગ્યું. ટાંગો ચાલવા લાગ્યો. ટાંગો ચાલુ થયો ત્યારથી હરિપ્રસાદ જે ઠેકાણે બેઠા હતા તેજ ઠેકાણે છેવટ સુધી બેસી રહ્યા.

સૂર્યાસ્ત સમયે ટાંગો ભીમડી જઈ પહોંચ્યો. ટાંગાવાળાએ પૂછ્યું:– “ શેઠ ટાંગો કયી તરફ લઉં ? ”

" ધર્મશાળા પાસે ! "

" ધર્મશાળામાં તો કલેક્ટર સાહેબનો મુકામ છે. "

" એમ કે ? અહિંથી ધર્મશાળા કેટલે છેટે છે ? "

" નજીક છે; આ પેલી લીલી દીવાલ જણાય છે તેજ ધર્મશાળા છે. "

" ત્યારે તું અહિંજ ઉભો રહે. " આમ કહીને હરિપ્રસાદે ટાંગાવાળાના હાથમાં દશ રૂપિયા મૂક્યા, તથા પુનઃ કહ્યું:-" આમાં છ ત્હારા ભાડાના છે ને ચાર ઘોડાની ચંદીના અને ત્હારા ખોરાકના છે. તું રાત્રિના અગીઆર વાગતાં સુધી અહિંજ મ્હારી રાહ જોજે. અગીઆર વાગ્યા પછી તું મ્હારો બંધાયલો નથી. અગીઆર વાગી જાય એટલે મ્હારી રાહ નહિ જોતાં તું બેલાશક ચાલ્યો જજે. "

" હું અહિંજ થોભું કે ? "

" હા, અહિંજ. " આમ કહીને હરિપ્રસાદ ચાલ્યા ગયા.

હરિપ્રસાદની દૃષ્ટિ અસ્તાચળમાં ઉતરી પડેલા સૂર્યભગવાન્ તરફ હતી. સૂર્યનારાયણનું અડધું બિંબ અદ્યાપિ ક્ષિતિજ ઉપર કાયમ હતું. વૃક્ષોની ઉંચી ડાળીઓ ઉપર રહેલાં સૂર્યકિરણો આકાશની પશ્ચિમે દોડી જઇને સૂર્યબિંબમાં વિલિન થઈ જતાં હતાં. હરિપ્રસાદને એમ લાગ્યું કે, નિસર્ગદેવીના કંઠમાંથી સૂર્યમણિજ પશ્ચિમદિશાએ ચોરી લેવા માંડયો છે; તેથી નિસર્ગદેવીએ રીસાઈને પશ્ચિમ દિશાને શિક્ષા કરવાને માટે એ તરફ સૂર્યકિરણો રૂપી બાણ ફેંકવા માંડયાં છે. આથી અસ્તગિરી સળગી ઉઠયો છે. અશ્વત્થામાના કંઠમાંથી મણિ જતો રહેતાં તે જેવો તેજહીન અને વીર્યહીન થઇ ગયો હતો તેવીજ રીતે સૂર્યમણિ જતો રહેવાથી પ્રકૃતિદેવી-નિસર્ગદેવી તેજોહીન બની ગઈ. સૂર્ય અસ્ત થઇ ગયો, તે પ્રમાણે પોતાને પણ અસ્ત થવાનું છે એમ હરિપ્રસાદને લાગ્યું. સૂર્યને પશ્ચિમના કેદખાનામાં ધકેલી દેવામાં આવ્યો તેવી રીતે પોતાને પણ આજે સરકારી કેદખાનામાં ધકેલી દેવામાં આવશે. સમસ્ત જગત્ પ્રકાશશૂન્ય થઇ ગયું, તેવી રીતે પોતાને પણ પ્રકાશશૂન્ય થઇ જવાનું છે ! સૂર્યને જગતના કલ્યાણાર્થે દુઃખ વેઠવું પડે છે, તેવી રીતે પોતાને નવા રંગલાલના કલ્યાણાર્થે દુઃખ વેઠવાનું છે !

ધર્મશાળા આવી પહોંચી. હરિપ્રસાદે એક વખત પોતાની ચિંતાપૂર્ણ દૃષ્ટિ ચોતરફ ફેરવી, જગતને પ્રણામ કરી ધર્મશાળાના કમ્પાઉન્ડમાં પગ મૂકયો. તેમના હૃદયમાંથી એક ગાઢ નિશ્વાસ નીકળી પડયો, પરંતુ એ નિશ્વાસ દુઃખનો નહોતો-કૃતાર્થતાનો હતો.

ધર્મશાળાનું ચોથું પગથીઉં ચઢતાંજ હરિપ્રસાદને એક કાળી

ડગલીવાળા સિપાહીએ આગળ વધતા અટકાવીને કહ્યું:–"ક્યાંચાહિયે ?"

હરિપ્રસાદે ઉત્તર આપ્યો:–" મ્હારે સાહેબની મુલાકાત કરવી છે."

ચઢેલ સ્વભાવના પટ્ટાવાળાએ કહ્યું:–" ઇસ વખત મુલાકાત નહિ હોગી. અભી કેસ ચલ રહા હય."

" કાંઇ હરકત નહિ, તું સાહેબને આ કાર્ડ આપી આવ!"

" હમકુ બહુત ડર લગતા હય. હમ નહિ જા શકતે."

" ત્યારે હું વગર રજાએ અંદર જઉં ?"

" ક્યા યે મોગલાઇ હય ? રજા સિવાય તુમ કૈસે જા શકતે હો ?"

એટલામાં તો અંદરથી એક માણસ બ્હાર આવ્યો. તેનો પહેર-વેષ જોઇ તે વકીલ હશે એમ વિચારી હરિપ્રસાદે તેને પૂછ્યું:–"વકીલ-સાહેબ! કોનો કેસ ચાલે છે ?"

" રંગનાથનો."

હરિપ્રસાદે ઉત્સુકતાથી પૂછ્યું:–" કેસ ક્યારથી ચાલુ થયો છે ? હજી ક્યાં સુધી ચાલશે ?"

" માત્ર બે કેદીઓની સાક્ષી બાકી છે. એ સાક્ષીઓ લેવાઇ જશે એટલે કેસ પૂરો થશે."

" હિરાલાલ ફોજદારની સાક્ષી લેવાઇ ગઇ કે ?"

"ના. રાધનપુરના રાવબહાદુર. હરિપ્રસાદ પંડ્યાની પાસે એક મહત્વનો કેસ છે અને તે આવતી કાલે શુરુ થવાનો છે તેથી કલેકટર સાહેબની પરવાનગીથી તેમણે પોતાની જબાની પ્રતિજ્ઞાપર આપી છે. કેમ, આ કેસ સાથે આપને કશો સંબંધ છે કે ?"

" હા, સંબંધ તો છે. હું આરોપીના પક્ષનો માણસ છું."

" આ વકીલ આરોપીના પક્ષનો હોવાથી પોતે આરોપીનું કામ કેટલી બધી આસ્થાથી કરે છે તે દર્શાવવાના હેતુથી તેણે કહ્યું:– " હું રંગનાથનો વકીલ છું. તેના બચાવ માટે આપને કાંઇ કહેવું હોય તો મ્હને કહો. હું આપની હકીકતનો ઉપયોગ કરી લઇશ."

" ઘણા આશ્ચર્યની વાત છે ! અંદર આરોપીને ગુંચવવાના પ્રશ્નો થાય છે ત્યારે આપ બ્હાર ફરો છો ! વકીલસાહેબ ! ક્રોધે ભરાશો નહિ. આપ આરોપીનો બચાવ કરવાને હાજર થયા છો; છતાં આવા પ્રસંગે તમે બ્હાર આવ્યા છો તેથીજ મ્હારે આમ કહેવું પડયું છે !"

શરમાઇ જઇને વકીલે કહ્યું:–" મહેરબાન ! વૈદ્ય, વેશ્યા ને વકીલનો ધંધો Terms cash અર્થાત્ રોકડીઓ હોય છે. જે પૈસા

આપવામાં આનાકાની કરે છે તેનું કામ પણ તેવુંજ થાય છે. વળી મ્હારો જોડીદાર વકીલ અંદર હાજર છે. છતાં અમે ગમે એટલો પ્રયત્ન કરીશું તેથી શું વળનાર છે? રંગનાથનું ભૂતજ તેને કેદમાં ધકેલવાને માટે બસ થઇ પડે છે!"

"વકીલસાહેબ! આપનાં પ્રથમનાં વચનો કોઇ પણ સદ્‌ગૃહસ્થના સ્વભાવને છાજતાં નથી. આ તો આરોપીને દોરડાથી બાંધી કૂવામાં ઉતાર્યા પછી દોરડું કાપી નાખવા જેવું ક્રૂર કૃત્ય થતું હોય એમ આપને નથી લાગતું કે?"

વકીલસાહેબ ક્રોધે ભરાયા. તેઓ હરિપ્રસાદ તરફ તુચ્છદષ્ટિથી જોઇ બોસ્ટોકના બૂટનો અવાજ કરતા કરતા અંદર ચાલ્યા ગયા. હરિપ્રસાદે પુનઃ પટ્ટાવાળાને કહ્યું: "જા, મ્હારું કાર્ડ લઇ જા."

પટ્ટાવાળાએ મિજાજમાંજ કહ્યું: "તુમેરે જેસે તો બહુત આતા જાતા હય. હમ અંદર નહિ જા શકતે."

ખિસ્સામાંથી એક રૂપિયો બહાર કાઢી પટ્ટાવાળાના હાથમાં મૂકી હરિપ્રસાદે કહ્યું:—"હવે ત્હારે જવું છે કે હું જાતેજ જઉં?"

લાલચુ પટ્ટાવાળાએ કહ્યું:—"જૈસા તુમારા તકદીર મંય પ્રયત્ન કરતા હું"

આમ કહી કાર્ડ લઇને પટ્ટાવાળો અંદર ગયો. ક્ષણ માત્રમાં અંદરનો દેખાવ હરિપ્રસાદની નજરે પડ્યો. પોતાના હરિપ્રસાદ નામનો ત્યાગ કરીને પુનઃ આ સ્થાને પોતે રંગનાથનું નામ ધારણ કરશે! કર્ત્તવ્યના શિખરપર પોતે ઉભેલા હોઇ હવે અલ્પકાળમાંજ આત્મસુખના સમુદ્રમાં પોતે કૂદકો મારશે. રંગલાલને દુઃખના જવાળામુખી પાસેથી ખેંચી લઇ પોતે તેને આનંદના કૈલાસમાં લઇ જઇને બેસાડશે! એવા વિચારો અંતરમાં ઉપસ્થિત થયાથી હરિપ્રસાદને અનહદ આનંદ થયો. આવો આનંદ તેમના સમસ્ત જીવનમાં તેમને કદાપિ થયો નહોતો. સ્વામી સ્નેહજયોતિના ઉપદેશને જીવનપર્યંત પાળવાની તેમણે પ્રતિજ્ઞા કરી હતી.

પટ્ટાવાળો પુનઃ બ્હાર આવ્યો. પ્રથમનો તેનો રૂઆબ અદ્રશ્ય થઇ ગયો હતો. તેણે ઘણીજ નમ્રતાથી હરિપ્રસાદને સલામ કરીને કહ્યું "હજુર! સાહેબને આપકુ સલામ બોલા હય. અંદર જાનેકી મહેરનજર કિજિયે સહાબ!"

આમ કહીને પટ્ટાવાળો આશાપૂર્ણ દષ્ટિથી હરિપ્રસાદ તરફ જોઇ રહ્યો. હરિપ્રસાદે અંદર પ્રવેશ કર્યો. હરિપ્રસાદ અંદર ગયાં કે તરતજ કલેકટર સાહેબ તથા બીજા બધા વકીલો તેમને સન્માન આપવાને

માટે આસન ઉપરથી ઉઠી ઉભા થયા. કલેકટર સાથે હસ્તધુનન કરી હરિપ્રસાદે વકિલમંડળમાં ખાલી થયેલી એક ખુરસી ઉપર બેસવા માંડયું. આવો પ્રકાર જોઇને કલેકટરે કહ્યુંઃ–“અરે રાવસાહેબ! ઉપર આવીને બેસો. (દ્વાર તરફ જોઇને) સિપાહી! ખુરસી લાવ.”

સિપાહી ખુરસી લઇ આવ્યો એટલે કલેકટર સાહેબે હરિપ્રસાદને આગ્રહપૂર્વક તેનાપર બેસાડીને કહ્યુંઃ–“આજે અહિં પધારવાની મિહરબાની કેમ કરી છે?”

“હજી કેસ કેટલા સમય સુધી ચાલશે?”

“લગભગ પંદર મિનિટ સુધી.”

“ત્યાં સુધી મ્હને અવકાશ છે. જો આપની ઇચ્છા હોય તો હું અહિંજ રોકાઉં.”

“ત્યારે તો અમારું મ્હોટું સૌભાગ્ય. મી. ગોડબોલે! ચાલવા દ્યો.”

કલેકટર સાહેબે પિંજરામાં ઉભેલા કેદી સાક્ષીદાર તરફ જોઇને કહ્યુંઃ–“જમના મંગળિયા! તને શિક્ષા થયેલી હોવાથી કાયદા પ્રમાણે તને સોગન આપી શકાતા નથી.”

કેદીએ શરમથી પોતાનું મસ્તક નીચું નમાવ્યું.

“તો પણ ઇશ્વરનું સ્મરણ કરી, સત્ય હકીકત જાહિર કરવાની હું તને ભલામણ કરું છું. જગતમાં ઇશ્વર છે એમ સમજીને, હું તને જે પ્રશ્નો પૂછું તેના તું ખરા ઉત્તરો આપજે. ઉચ્છૃંખલતા કરીશ નહિ. ત્હારી સાક્ષી ઉપર એક મનુષ્યના જીવનનો આધાર છે એ તું લક્ષ્યમાં રાખજે. સત્ય હોય તેજ તું કહેજે. શિરસ્તેદાર! આરોપીને ઉભો કરો. આ આરોપીને જો. ભૂતકાળની હકીકતનું સ્મરણ કર, અને તું આ આરોપીને ચોક્કસ ઓળખે છે કે નહિ તે તું કહે?”

કેદીએ આરોપીનું આપાદમસ્તક લક્ષ્યપૂર્વક જોઇને હસતાં હસતાં કહ્યુંઃ–“જેલમાં મ્હેં એને પ્રથમજ ઓળખ્યો હતો, અને હજુ પણ હું ચોક્કસ કહું છું કે, મ્હને આ રંગનાથ છે એ માટે સહજ પણ સંદેહ નથી. એને પહેલાં પણ મ્હેં બે વર્ષ સુધી ગોવિંદપુરની જેલમાં જોયો હતો. એટલુંજ નહિ; પરંતુ અમારી ઉભયની મૈત્રી હોવાથી અમે બન્ને કારાધ્યક્ષ મહાશયને વિનંતિ કરી એકજ ઓરડીમાં કેદી તરીકે બે વર્ષ સુધી રહ્યા હતા. આ રંગનાથજ છે.”

રંગલાલે કહ્યુંઃ–“વાહવાહ! ઘણો ઉત્તમ પુરાવો!”

કેદી સાક્ષીદારને રજા આપ્યા પછી કલેકટરસાહેબે ગંભીરતાથી કહ્યુંઃ–“રંગનાથ! ત્હારી વિરુદ્ધ થયેલા સઘળા પુરાવા મ્હેં સાંભળ્યા છે.

હિરાલાલ ફોજદારની જબાની તને વાંચી સંભળાવવામાં આવી છે. જો તું સોનાની બંગડીઓ ચોર્યાનો ઇન્કાર કરતો હોય તોપણ માધવ નામના છોકરાનો અડધો રૂપિયા ચોર્યા માટે તું ગુન્હેગાર ઠરે છે. વળી પોલિસની આજ્ઞાનુસાર કેદખાનામાંથી છુટયા પછી ત્હેં પાંચ વર્ષ સુધી હાજરી નથી આપી એ માટે પણ તું ગુન્હેગાર ઠરે છે. હવે ત્હારે ત્હારા બચાવમાં કાંઇ કહેવું છે?"

"સાહેબ હું રંગનાથ નામનો માણસ નથી, તથા રંગનાથ નામના કોઇ માણસને હું ઓળખતો પણ નથી. માધવ નામના છોકરાનો અડધો રૂપિયો મ્હેં ચોર્યો નથી. એક વખતે પોલિસની દુષ્ટતાથી મ્હારા ઉપર કેસ ચાલ્યો હતો, અને મ્હને માત્ર ફટકાની સજા થઇ હતી. તે સિવાય મ્હેં કેદની સજા તો ભોગવીજ નથી. હું નિરપરાધી છું. અરેરે! મ્હારું ભાગ્યજ ફૂટયું છે ત્યાં કોઇ શું કરે? હું ગરીબ તેમજ દરિદ્ર હોવાથી મ્હારો પક્ષ સાબિત કરે એવા પુરાવા હાજર કરી શકું તેમ નથી. હું તદ્દન નિર્દોષ છું. હું આપ સૌ જણાવો છો તે રંગનાથને ઓળખતો પણ નથી."

"જો ત્હારી પુરાવા હાજર કરવાની ઇચ્છા હોય તો તેનું ખરચ સરકાર વેઠશે." કલેકટરે કહ્યું.

"પરંતુ મ્હને પુરાવા મળી આવે તેમ નથી, તેથી હું લાચાર છું."

"કેસ માંડી વાળી આરોપી ઉપર આરોપ મૂકવાને હરકત નથી. શિરસ્તેદાર! ચાર્જસીટ આપો." કલેકટરે કહ્યું.

સિરસ્તેદારે ચાર્જસીટ આપ્યું એટલે તે ભરી કાઢી કલેકટરે પાછું શિરસ્તેદારના હાથમાં આપીને તે તેને વાંચવાની આજ્ઞા કરી. શિરસ્તેદારે આસન ઉપરથી ઉઠી ગંભીરસ્વરે કહ્યું:-"રંગનાથ" એવામાં બીજો એક ગંભીર અવાજ થયો કે:-"હા—રંગનાથ અહિં હાજર છે!"

આ શો ચમત્કાર છે તે જાણવાની જીજ્ઞાસાથી સૌની દૃષ્ટિ જે દિશા તરફથી આ અવાજ આવ્યો તે તરફ વળી. આ સમય સૌએ હરિપ્રસાદને પોતાના આસન ઉપરથી ઉઠી, સાક્ષીદારના પિંજરાં તરફ જતા જોયા. જતાં જતાં તેમણે કહ્યું: "મહેરબાન કલેકટર સાહેબ! અને વકીલમંડળ! આપનો આરોપી રંગનાથ અહિં હાજર છે. આપે જે આરોપો દર્શાવ્યા છે તે ઉપરાંત, પોતાનું ખરું નામ છુપાવવાનો અને સ્વામી સ્નેહજયોતિના આશ્રમમાં ચોરી કરવાનો આરોપ પણ મ્હારા શિરપર છે. જે માણસને આપે મ્હારે બદલે ગુન્હેગાર ઠરાવ્યો છે તે તદ્દન નિર્દોષ છે;—ખરો ગુન્હેગાર હું હાજર છું."

કલેકટર, શિરસ્તેદાર અને વકીલમંડળના આશ્ચર્યની સીમા રહી નહિ. આશ્ચર્યથી તેમનાં સૌનાં નેત્રો સ્થિર, ધીર અને ગંભીર બની ગયાં. જાણે કે આકાશમાંથી વજ્રપાત્ થયો હોય એમ સૌને લાગ્યું. સાને પોતાની શ્રવણશક્તિ ભ્રમિત થઇ ગઇ હોય એમ લાગ્યું. પોતાના કરતાં બીજાએ કાંઇ જૂદાજ ભાવાર્થની હકીકત સાંભળી હશે વિચારી સૌ એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યાં; પરંતુ આ અસંભવિત વાત કોઇને પૂછવાથી આપણે મૂર્ખ ઠરીશું એવી શરમથી સૌ શાન્ત બેસી રહ્યા. અંતે કલેકટરસાહેબે વકિલ તરફ જોયું. સરકારી વકીલે આસન ઉપરથી ઉઠીને કહ્યુઃ-" રાવસાહેબ હરિપ્રસાદે આ કેસમાં જે ગરબડાટ કરી મૂકયો છે તે ઉપરથી તેમનું મન સ્વસ્થ નથી એમ દિલગિરી સાથે કહેવું પડે છે. આપણા જીલ્લામાં હરિપ્રસાદ જેવા સત્યપુરુષ ઉપર આવું દીવાના બની જવાનું જે સંકટ આવી પડયું છે તેથી સમસ્ત જીલ્લાનેજ નહિ; પરંતુ નામદાર સરકારને પણ શોક થાય છે. આટલા માટે કેસ મુલતવી રાખી, પ્રથમ ડૉકટરની વ્યવસ્થા કરી રાવસાહેબ હરિપ્રસાદને ઘેર પહોંચાડવા જોઇએ."

કલેકટર સાહેબે પણ દુઃખિત થઇને કહ્યુંઃ-" રાવસાહેબ ! આ ભયંકર દુષ્ટ રોગ તમને કેવી રીતે લાગુ પડયો ? વકીલસાહેબ ! હમણાં કેસની ખટપટ રહેવા દઇ રાવસાહેબ હરિપ્રસાદની સંભાળ લ્યો."

આ સમયે હરિપ્રસાદે કહ્યુંઃ-" મહેરબાન કલેકટરસાહેબ અને વકીલબંધુઓ ! આપ સૌ મ્હારા પ્રત્યે જે સહાનુભૂતિ દર્શાવો છો તે માટે હું આપનો ઘણોજ આભારી છું. તમે સૌ મ્હને ગાંડો-દીવાનો સમજો છો; પરંતુ વાસ્તાવિક રીતે હું ગાંડો કે દીવાનો બની ગયો નથી. હું સંપૂર્ણ શુદ્ધિમાં છું. મ્હારા દુર્દૈવે હિરાલાલ ફોજદાર હમણાં અહિં હાજર નથી. તો પણ જો મ્હને જેલમાં લઇ જશો તો ઘણા કેદીઓ મ્હને ઓળખશે. મ્હારો પહેરવેષ બદલાશે તો હમણાં જે જમના મંગળિયા નામના કેદીની આપે જબાની લીધી છે તે પણ મ્હને ઓળખશે. એ કરતાં બીજો વિશેષ ખાત્રીપૂર્વક પુરાવો આપને કયો જોઇએ ? હુંજ એ ભયંકર રંગનાથ છું. હુંજ કેદખાનામાંથી નાસી જનારો રંગનાથ છું. હુંજ નામ છુપાવનાર અને બિચારા માધવ નામના બાળકનો અડધો રૂપિયો ચોરી લેનાર નરાધમ રંગનાથ છું. હજી પણ એ માધવ નામના બાળકનો અડધો રૂપિયો આપને મ્હારી તિજોરીમાંથી મળી આવશે, તથા સ્નેહજ્યોતિને ત્યાંથી મ્હેં જે તરભાણું ચોર્યાં હતાં તે પણ મળી આવશે."

આ ખુલાસો સાંભળવામાં આવતાં સૌનું આશ્ચર્ય સહસ્રધા વધી

ગયું. સૌ પાષાણુ પ્રતિમાઓની માફક સ્તબ્ધતાથી બેસી રહ્યા. શિરસ્તેદાર, વકીલો, સિપાહી વગેરે સૌ પોતપોતાના વ્યવસાયને વિસરી ગયા. મુક્ત કરવાને યાતો ગુલામ બનાવવાને સમર્થ એવું કલેક્ટર સાહેબનું હૉલ્ડર, દુઃખ યાતો સુખ આપનારી વકીલમંડળની મસલત વગેરે સઘળું સ્થિર થઇ ગયું. અરેબિયન નાઇટ્સમાંની જોબેદી રાણીએ જોયેલી પાષાણુ નગરી પ્રમાણે ત્યાંનું સઘળું મંડળ પત્થરોની માફક સ્થિરતાથી બેસી રહેલું જણાયું.

હરિપ્રસાદે પુનઃ આવેશમાંજ કહ્યું:–" કોર્ટનો વિશેષ વખત લેવાની મ્હારી ઇચ્છા નથી. કોર્ટમાં મ્હેં આપેલા પુરાવા પરથી આ રંગલાલ રંગનાથ નથી, એમ આપ જાણી શકશો. ખરો રંગનાથ અત્રે હાજર થયો છે. મ્હારા નામ ઉપર હજી વૉરંટ નીકળેલું નહિ હોવાથી હું સ્વતંત્ર છું. એ સ્વતંત્રતાનો ફાયદો હું લઉં છું. હજી મ્હારે પુષ્કળ કાર્યો આટોપવાનાં છે. આપની ઇચ્છા હોય તો મ્હારા પર બેલાશક વૉરંટ કાઢજો. હું રાધનપુરમાંથીજ મળી આવીશ. કોર્ટને જે તસ્દી વેઠવી પડી છે તે માટે હું ક્ષમા યાચું છું."

હરિણના ટોળામાંથી સિંહ જેવી રીતે અભિમાનથી અને રૂઆબથી ચાલ્યો જાય તેવી રીતે હરિપ્રસાદ ત્યાંથી ચાલ્યા ગયા. દ્વાર પાસે જતાંજ તેમણે આજ્ઞાસૂચક સ્વરે કહ્યુ:–"પટ્ટાવાળા! બારણું ઉઘાડ!"

તરતજ પટ્ટાવાળાએ બારણું ઉઘાડયું. હરિપ્રસાદ ચાલ્યા ગયા. પટ્ટાવાળાએ ઘણી નમ્રતાથી તેમને સલામ કરીને કહ્યું:–" હજુર! સલામાલેકમ!"

---

# પ્રકરણ ૨૫ મું.

## યસ્મિન દેશે યદાચાર: !

કાળી ચૌદશને દિવસે સંધ્યાકાળે કૃષ્ણલાલ પગે ચાલતો પુનઃ મોતીબાગમાં આવી પહોંચ્યો. તેના હાથમાં એક મધ્યમ આકારની કૅનવાસની બૅગ હતી. આ સમયે માળી તેની ઝુંપડી સ્હામેના આંગણામાં બેસીને ચલમ ફુંકતો હતો. કૃષ્ણલાલને આવી પહોંચેલો જોઇ ચલમ નીચે મૂકી તે ઉઠીને ઉભો થયો, તથા તેણે કૃષ્ણલાલને સલામ કરીને કહ્યું:–" પધારો, કારભારીસાહેબ!"

" ભાઇ ! હું શ્રમિત થઈ ગયો છું. સત્વર એક ચલમ તૈયાર કરી લાવ ! " આમ કહીને હાથમાંની બૅગ પલંગ ઉપર મૂકીને કૃષ્ણુ-લાલ તેના ઉપર બેઠો.

"સાહેબ ! મ્હારી ચલમ તૈયારજ છે. આપ બેલાશક ધૂમ્રપાન કરો અને શ્રમને પરહરો. "

ચલમને હાથમાં લઇ તમાકુનું સેવન કરતાં કરતાં કૃષ્ણુલાલે પૂછ્યું:–" માળી ! શ્યામજી નામના માણસને તું ઓળખે છે કે ? "

ક્ષણુકાળપર્યન્ત વિચાર કરીને માળીએ ઉત્તર આપ્યો:–" શ્યામજી કે ? ના સાહેબ ! આ નામ તો હું આજેજ આપના મુખે સાંભળું છું; કેમ એ માણસનું શું છે ? "

" હું હમણાં જ્યારે બાગ તરફ આવતો હતો ત્યારે મ્હેં અહિંથી થોડે દૂર પેલાં વૃક્ષોની ઝાડીમાં એક માણસને ઉભો રહેલો જોયો. એ માણસ આ બાગમાં આવેલા બંગલા તરફ એકાગ્રદ્રષ્ટિથી જોઈ રહ્યો હતો. તેણે એક કાળો કોટ પહેરેલો હતો, અને માથા પર છીંટનું ફા-ળીઉં બાંધેલું હતું. એ માણસ કોણ છે તથા શા કારણથી એ ઝા-ડીમાં ઉભો રહી બંગલા તરફ જોઇ રહ્યો છે એ જાણવાની જીજ્ઞાસાથી હું તેની પાસે ગયો. આમ છતાં તેનું મ્હારા પ્રત્યે લક્ષ્ય નહોતું. હું જ્યારે તેની સ્હામે જઇને ઉભો રહ્યો ત્યારેજ તે મ્હારું દર્શન કરી શક્યો. અંતે મ્હેં પૂછ્યું:–" તું કોણ છે ? "

આ પ્રશ્નથી ચમકીને તે ઓશિયાળો થઇ ગયો, તથા તેણે મ્હને કહ્યું:–" મ્હારૂં નામ શ્યામજી છે. " મ્હેં પુનઃ પૂછ્યું:–" તું અહિં ઉભો રહીને શું કરતો હતો ? " તેણે ઉત્તર આપ્યો:–" કાંઇ નહિ–અમસ્તોજ ઉભો રહ્યો હતો. " આવો ઉત્તર આપીને તે સત્વર ત્યાંથી ગચ્છંતિ કરી ગયો !

ચિંતાસૂચક સ્વરે માળીએ કહ્યું:–" સાહેબ ! એ માણસ કોણ છે તે હું કેવી રીતે જાણી શકું ? અદ્યાપિપર્યન્ત કોઇ પણ માણસને મ્હેં એવી રીતે આ તરફ ભટકતો જોયો નથી., તે શી મતલબથી આ તરફ આવ્યો હશે તે કેવી રીતે કળી શકાય ? "

કૃષ્ણુલાલે ગંભીરતાથી કહ્યું:–" ભાઈ ! મ્હારા અંતરમાં તો મ્હોટી શંકા ઉપજી છે. ઉતાવળમાં તે ક્યાંનો છે એ વાત પૂછવી હું ભૂલી ગયો છું. માળી ! આજુબાજુના કોઇ ગામમાં શ્યામજી નામનો કોઈ માણસ રહે છે કે નહિ તેની તું ચોક્કસ તપાસ કરજે, સમજ્યો ? "

" સરકાર ! હું તો એ સંબંધી આવશ્ય તપાસ કરીશ; કિન્તુ

આ બાબત જમીનદાર મહાશયને પણ પ્રથમથીજ જણાવવી જોઇએ."

"હા, જણાવવીજ જોઇએ; પણ હું કાંઇ જમીનદાર મહાશયને આવતી કાલે મળવાનો નથી. આજે હું મ્હારા પોતાનાજ કાર્યાર્થે આવ્યો છું. આવતી કાલે પ્રભાતકાળે ઉઠીને પાછો હું સોનાપુર જવાનો છું. છુપી રીતેજ હું અહિં આવ્યો છું, એમ કહું તો તે વ્યાજબી છે. તેના કરતાં તું એમજ કર કે, કાલે સ્હવારે કલ્યાણપુર જઇને તું આ વાત જમીનદાર મહાશયને કહે. મ્હારું નામ ઉચ્ચારવાની કશી આવશ્યકતા નથી. સ્યામજીને ત્હેં જાતે ત્હારી નજરે જોયો છે એમ તું કહેજે એટલે થયું! એથી ત્હારી ચાલાકી પણ જમીનદાર મહાશયના જાણવામાં આવતાં તેઓ ત્હારા ઉપર અતિ પસન્ન થશે. તું કહેજે કે હું—અર્થાત તુંજ તેને જોઇ શકયો છે. મ્હેં જે કાંઇ જોયું છે તે જાણે કે ત્હેંજ જોયું છે એમ કહેજે એટલે થયું."

કૃષ્ણુલાલનો ઉદ્દેશ માળી સારી રીતે સમજી શકયો. તેણે કહ્યું:—"વારું, હું એમજ કહીશ."

પછીથી જમીનદાર મહાશય પાસે શું શું કહેવું તેની કૃષ્ણુલાલે માળીને ઘણી સારી તાલીમ આપી. સાક્ષીદારોને તાલીમ આપવામાં પણ આપણો કૃષ્ણુલાલ અદ્વિતીય હતો એ સુજ્ઞ વાચકો જાણે છેજ.

અંતે કૃષ્ણુલાલે કહ્યું:—"હં, પણ ઠીક યાદ આવ્યું, તને જે વસ્તુ મ્હેં લાવી રાખવાની કહી હતી તે ત્હેં આણી છે ને?"

માળીએ મ્હોં સહજ બગાડીને કહ્યું:—"એક લાવ્યો છું; પરંતુ બીજી વસ્તુની વ્યવસ્થા કરી શકયો નથી."

"શું મટનની વ્યવસ્થા ત્હારાથી નથી થઈ શકી? ફિકર નહિ—ના થઈ શકી હોય તો કાંઇ નહિ."

પછીથી માળીએ ત્રણ બૉટલો લઈ આવી કૃષ્ણુલાલની પાસે મૂકી. કૃષ્ણુલાલે પૂછ્યું:—"આ ત્રણ બૉટલોમાં સવારૂપિયા વાળી કયી છે?

"જેના ઉપર લાખની શીલમહોર છે તે સવારૂપિયાવાળી છે, અને બીજી બન્ને દશ દશ આના વાળી છે."

કૃષ્ણુલાલે શીલમહોર વાળી બૉટલ પોતાની બગમાં મૂકી દઇને કહ્યું:—"માળી! મટનની વ્યવસ્થા થઈ શકી નથી તેથી હું અહિં મદ્યપાન કરવાને ઇચ્છતો નથી. આ બન્ને બૉટલો તું અહિં રાખ. એ બન્ને મ્હેં ત્હારે માટેજ મંગાવી છે. ત્હારી વહુ—સાસુ—છોકરા—છોકરી વગેરે માણસો હોવાથી એ બૉટલ ત્હારે જોઇએજ. વળી માળી! મદ્યપાન કરી ઉપર મટન ખાવાથી નીશાનો ઘણો રંગ આવે છે, તથા અંગમાં અપૂર્વ શક્તિ આવે છે. આજકાલના સુધરેલા જમાનામાં ઘણાં

પ્રતિષ્ઠિત અને ઉચ્ચકુટુંબનાં માણુસો પણુ સુરાસુંદરીને સત્કાર કરી માંસભક્ષણુ કરે છે. ધીમે ધીમે સુધરેલી સ્ત્રીઓએ પણુ આ વસ્તુઓને આનંદથી સ્વીકારવા માંડી છે. દેશમાં ધીમે ધીમે ઘણો સુધારો થતો જાય છે!"

માળીએ કાંઈ પણુ બોલ્યા સિવાય મસ્તક હલાવી કૃષ્ણુલાલનાં વચનો પ્રત્યે સંમતિ દર્શાવી.

સંધ્યાકાળનો સમય થયો. અંતે એક ચલમ તૈયાર કરવા માળીપોતાની ઝુંપડીમાં ગયો. જતી વખતે તે દેશી દારુની પેલી બન્ને બૅાટલો પોતાની સાથે અંદર લઈ ગયો હતો.

કૃષ્ણુલાલ બ્હાર બેઠો હતો એવામાં ઝુંપડીમાં ચાલતો સંવાદ તેના સાંભળવામાં આવ્યો. માળીની ઘરડી સાસુ કહેતી હતી કેઃ—"એમ કદાપિ નહિ બને. એક બાટલી તમે લ્યો અને એક બાટલીને ઉપયોગ અમે મા દીકરી કરીશું."

"વારું તેમ કરો;—તકરાર કરશો નહિ."

માળીએ સજ્જ કરી આણેલી ચલમના બે ચાર દમ મારી કૃષ્ણુલાલ પલંગ ઉપરથી હાથમાં બૅગ લઇને ઉઠયો. માળીએ પૂછયુંઃ—"સાહેબ! આવતી કાલે આપ કયારે આવશો?"

"જો કે આજે રાત્રે તો હું કલ્યાણુપુરમાં રહેવાનો છું; પરંતુ આવતી કાલે પ્રભાતકાળે સોનાપુર ચાલ્યા ગયા સિવાય છુટકો નથી. ત્યાં આવતી કાલે ત્રણુસો રૂપિયા વસુલ આવે તેમ છે. એ વસુલાતની રકમ આવી ગયા પછી હિસાબ લખી કાઢી મધ્યાન્હકાળે એક બે વાગ્યાના અરસામાં હું પુનઃ ઘોડેસ્વાર થઇને કલ્યાણુપુર જઇશ. કાલે ત્યાં બ્રાહ્મણુભોજન છે! કાલનું ભોજન કરવાનો અલભ્યલાભ શા માટે જવા દેવો જોઇએ? '**मोदकान स्वादन्ते ब्राह्मणाः**।" કૃષ્ણુલાલે અંતરોદ્‌ગાર કાઢયા.

"હું પણુ ત્યાં આવવાનો છું. સ્યામજીની હકીકત જમીનદાર મહાશયને નિવેદન કરવાની હોવાથી કાલે સવેળાજ હું કલ્યાણુપુર જઇશ; પછીથી ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઈ બાગમાં પાછો આવીશ."

"જજે—જરૂર જશો—સાથે હરિયાને પણુ લઇ જજે. ત્યાં તેને પણુ આનંદ થશે. સ્યામજી સંબંધી જે જે વાત કહેવાની છે તે ત્હારા લક્ષ્યમાં છે ને?"

"એવી વાત તે હું કદિ ભૂલું ખરો કે?"

પછીથી પુનઃ એક વખત ચલમનો આસ્વાદ લઇ કૃષ્ણુલાલ ત્યાંથી વિદાય થયો.

# પ્રકરણ ૨૬ મું

## પિશાચિનીનો આવિર્ભાવ !

કલ્યાણપુરમાં આવેલા પોતાના મકાનમાં જઇને કૃષ્ણલાલે દીપક સળગાવ્યો. પછીથી પાણી ભરી લાવી, ચુલ્હો સળગાવી તેણે રસોઇ બનાવવાને માટે આધણ મૂકી દીધું. આજે રાત્રે કૃષ્ણલાલને ઘણું કામ હોવાથી તેણે માત્ર ખીચડી ને શાક તૈયાર કરવાનોજ નિશ્ચય કર્યો.

રાત્રે લગભગ નવ વાગ્યાના અરસ્સામાં નર્મદાએ આવી દર્શન દીધું. કૃષ્ણલાલે વ્યાકુળતાથી કહ્યું:–" નર્મદા ! તું આવી પહોંચી કે ? મ્હને એવી ચિંતા હતી કે, તું કદાચ અહિં આવવાની વાત ભૂલી જઇશ તો ! "

નર્મદાએ કહ્યું:–" હું કાંઇ એવી ભૂલકણી નથી. "

" ઠીક, એમ તો ખરી. અહિં સૌ કુશળતામાં છે ને ? "

" હા–સૌ ખુશીમાં છે. પણ તમે પેલું જે કહ્યું હતું તે આજે કરવાનું છે ને ? "

" હાહા–એટલા માટે તો હું આજે અહિં આવ્યો છું. "

" એ કાર્યને કેટલો વિલંબ લાગશે ? મ્હારાથી વિશેષ સમય સુધી અહિં રોકાઇ શકશે નહિ. "

" વિલંબ નહિ થાય. નર્મદા ! તું એક કામ કરને. જો એક ખુણામાંની જમીન જળ છાંટીને તું પવિત્ર કરી નાખ. પછીથી પેલું દર્ભાસન પડ્યું છે તે લઇને તેના ઉપર પાથર. હું જલદીથી રસોઇ કરી નાખું છું. બારણું ત્હેં બંધ કરેલું છે ને ? નહિ તો જો કોઇ માણસ એકાએક અત્રે આવી ચઢશે તો આપણી ફજેતી થશે ! "

" મ્હને કાંઇ શિખવવું પડે તેમ નથી–હું બારણું વાસીનેજ આવી છું. " આમ કહીને નર્મદા તેને સૂચવવામાં આવેલું કામ કરવા લાગી.

એટલામાં ખીચડી તૈયાર થઈ ગઇ, અને કૃષ્ણલાલે તેને અંગારા ઉપર મૂકી દીધી. અલ્પકાળમાં શાક પણ થઈ ગયું. આ સમય દરમ્યાન નર્મદાએ પણ તેને સૂચવવામાં આવેલું કામ કરી નાખ્યું. કૃષ્ણલાલે પૂછ્યું:–" કેમ બધી વ્યવસ્થા કરીને ? "

" હા–કરી છે; પણ તમને પસંદ પડે ત્યારેને ? "

" તુંજ મ્હને પસંદ છે એટલે મ્હને ત્હારૂં કામકાજ નાપસંદ પડે એ શંકા અસ્થાને છે ! "

નર્મદા શરમાઇ ગઈ. કૃષ્ણુલાલે કહ્યું:-" હવે તું મ્હારું ધોયલું ધોતીઉં પહેર."

નર્મદાએ તદનુસાર કર્યું. પછીથી કૃષ્ણુલાલે પણ એક લાલ વસ્ત્ર પહેર્યું. ત્યારપશ્ચાત એક લોટામાંથી થોડું ગંગાજળ કાઢી તેણે નર્મદાના અને પોતાના અંગ ઉપર છાંટયું. કૃષ્ણુલાલે કહ્યું:-"બધી તૈયારી થઇ ગઇ છે. હવે લિમડાના થડની થોડી છાલ ત્હારા દાંતથી ઉખેડી લાવ. હું દીવો લઇને ત્હારી સાથે આવું છું."

આમ કહીને કૃષ્ણુલાલ હાથમાં એક ફાનસ લઇ નર્મદાની સાથે મકાનની બ્હાર નીકળ્યો, અને બન્ને જણાં એક લીમડાના વૃક્ષ પાસે જઇને ઉભાં રહ્યાં. પછીથી નર્મદા પોતાના દાંતથી લીમડાના થડની છાલ ઉખેડવા લાગી. આ પ્રકારથી મનમાં ને મનમાં હસીને કૃષ્ણુલાલે કહ્યું:-" હે સિદ્ધેશ્વરી માતા! કૃપા કરી તું અમારા આ કાર્યમાં અમને યશ આપજે."

નર્મદાએ છાલ ઉખેડી. ત્યારપશ્ચાત્ તેઓ બન્નેએ પુનઃ મકાનમાં જઈ પ્રવેશદ્વાર બંધ કરી દીધું. કૃષ્ણુલાલ એક ન્હાની દેવદારના લાકડાની પેટી લઇ આવ્યો, તથા એક ન્હાનું પીત્તળનું તાળું પણ શોધી લાવ્યો. પછીથી તે પોતાની એક બીજી પેટીમાંથી રૂપિયા તેમજ એક ન્હાનો લાલ રંગનો કડકો પણ લઇ આવ્યો. ત્યારપશ્ચાત્ કૃષ્ણુલાલ દર્ભાસન ઉપર બેઠો, અને તેણે થોડો ધૂપ સળગાવ્યો. ધૂપ સળગતાંજ આખા મકાનમાં ધૂમાડો ધૂમાડો થઇ રહ્યો. પછી તેણે પોતાનાં નેત્રો મીંચી ઉંચી નજર કરી, છાતી ઉપર સ્વસ્તિકાકારે હાથ રાખીને તે કાંઇ મંત્ર ઉચ્ચારવા લાગ્યો.

થોડા સમય સુધી આ પ્રમાણે કર્યા પછી કૃષ્ણુલાલે પેટીનું ઢાંકણું ઉઘાડી પેટીને પોતાની સ્હામે રાખી. પછીથી પેટીના ઉપર તેણે ગંગાજળ છાંટયું, અને પેટીમાં વીસ વીસ રૂપિયાની ત્રણ ઢગલી કરીને મૂકી.

થોડા સમય પછી કૃષ્ણુલાલે નર્મદા તરફ દૃષ્ટિ કરીને કહ્યું:- "નર્મદા! હું મ્હોટી પંચાતમાં પડયો છું!"

"શાની પંચાત?" નર્મદાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"મ્હારી પાસે આ સાઠ રૂપિયા છે; એ બધાય રૂપિયા પેટીમાં મૂકી દઉં કે થોડા બ્હાર રાખું એનો હું વિચાર કરું છું."

"એમાં શો વિચાર કરવાનો છે? તમે પેટીમાં જેટલા વધારે રૂપિયા મૂકશો તેટલા વધારે થશે!"

કૃષ્ણુલાલે ગંભીરતાથી કહ્યું:-" નર્મદા! તું હજી સમજતી નથી.

જો સાંભળ; ગમે એટલી તો પણ આ જાદુગરી છે. આ બધો પ્રેત-પિશાચનોજ કારભાર છે એમ કહી શકાય. ધાર કે કદાચ પેટીમાંથી જાદુઈ બળને પરિણામે બધાય રૂપિયા ગૂમ થઇ જાય તો પછી મ્હારે માથું ફોડીને રડવું પડેને ? એ કરતાં હું ભવિષ્યનો વિચાર કરીને પેટીમાં પચાસ રૂપિયા મૂકી દશ રૂપિયા મ્હારી પાસે રાખું છું. જો એ સંન્યાસી મહાત્માનાં વચનો સત્ય નિવડશે તો મ્હારા પચાસ રૂપિયાના બસો રૂપિયા થઇ જશે."

"અને પછી પાછા બસો રૂપિયા પેટીમાં મૂકશો તો તેના આઠસો થઇ જશે કે ?"

કૃષ્ણલાલે કહ્યું:–"એમ વારંવાર થાય કે ? જે રૂપિયા ઉપર એક વખત જાદુઇ પ્રયોગ કરવામાં આવે છે તે રૂપિયા ઉપર પુનઃ જાદુઈ પ્રયોગ કરી શકાતો નથી." પ્રત્યેક વખતે નવાજ રૂપિયા જોઇએ.

"ત્યારે એમ કરો–દશ રૂપિયા બ્હાર રાખો." નર્મદાએ પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો.

કૃષ્ણલાલે પુનઃ દશ દશ રૂપિયાની પાંચ ઢગલીઓ કરી પેટીમાં મૂકી દીધી. પછીથી જેવો તે પેટી બંધ કરવા જતો હતો એવામાં નર્મદાએ કહ્યું:–"ઉભા રહો–જરા ઉભા રહો !"

કૃષ્ણલાલે નર્મદા તરફ જોઇ વિસ્મયનો આવિર્ભાવ દર્શાવીને કહ્યું:–"કેમ, શું છે નર્મદા ?"

પોતાની ઓટીમાંથી રૂપિયા બ્હાર કાઢી નર્મદાએ કહ્યું:–"મ્હારા આ ચાર રૂપિયા પણ અંદર મૂકો. આ ચારના સોળ રૂપિયા થશે કે ?"

કૃષ્ણલાલે ગંભીરતાથી કહ્યું:–"એ હું કેવી રીતે કહી શકું, નર્મદા ? જો મ્હારા રૂપિયા ચારગણા થશે તો ત્હારા પણ થશે, અને મ્હારા રૂપિયા જો ગૂમ થઇ જશે તો ત્હારા પણ ગૂમ થશે. પછી જો તું મ્હને દોષ દઇશ તો હું કાંઇ સાંભળવાનો નથી. એના કરતાં તો તું ત્હારા રૂપિયા પેટીમાં નજ મૂકીશ."

"હું તમને દોષ નહિ દઉં–હવે થયું ?" આમ કહીને નર્મદાએ ચાર રૂપિયા કૃષ્ણલાલના હાથમાં આપ્યા.

નર્મદાના પણ ચાર રૂપિયા પેટીમાં મૂકીને કૃષ્ણલાલે પેટીનું ઢાંકણું બંધ કરી દીધું. પછીથી તે પેટીને તાળું વાસવા જતો હતો એવામાં નર્મદાએ કહ્યું:–"હું એક સારું તાળું લેતી આવી છું–તે પેટીને વાસી દો."

ક્ષણ માત્રને માટે કૃષ્ણલાલ વિચારમાં પડી ગયો; પરંતુ પોતાનો

મનોભાવ નર્મદાને નહિ જણાવતાં આત્મસંવરણ કરીને તેણે કહ્યું:– "ઠીક છે, ત્હારું તાળું લાવ–હું એજ તાળું વાસું છું."

કૃષ્ણલાલે નર્મદા પાસેનું તાળું લઇ, પેટીને વાસી તેની કુંચી નર્મદાને આપી દીધી. રૂપિયાની સાથે લીમડાની છાલ પણ એક લાલરંગના કપડાની સાથે બાંધીને મૂકી દેવામાં આવી.

કૃષ્ણલાલે આંખો ઉંચી કરી હાથ જોડીને કહ્યુંઃ–"હે સિદ્ધેશ્વરી માતા! મ્હારા ગરીબના તરફ પ્રસન્નદષ્ટિથી જુઓ. મ્હારા કાર્યમાં મ્હને યશ આપીને મ્હારો સંસારી થવાનો હેતુ ફળિભૂત કરો."

નર્મદાએ ધોતીઉં બદલી, પોતાનું વસ્ત્ર પહેરીને કહ્યુંઃ–" ઘણી રાત્રિ વીતી ગઇ છે! હવે મ્હારે જવું જોઇએ. મ્હારા જેવી વિધવા દાસીને મોડી રાત સુધી બ્હાર ભટકતી જોઇને લોકો શું ધારે?!"

"ઠીક છે; હું પણ આવતી કાળીચૌદશની રાત્રે અહિં આવીશ, અને શું પરિણામ આવ્યું છે તે જોઇશ; પણ તે દિવસે તું અહિં આવવાને ભૂલીશ નહિ."

"વારું, હું નહિ ભૂલું!" આમ કહીને નર્મદા ચાલી ગઇ. તેની સાથે દ્વાર સુધી જઇને કૃષ્ણલાલે કહ્યું:–"આજે નરકચતુર્દશીની રાત્રિ છે. આજે ભૂતપ્રેત અને પિશાચિનીઓ ફરવા નીકળે છે. આજની રાત્રિ એમનીજ ગણાય છે. રસ્તે સંભાળીને જજે!"

નર્મદાના વિદાય થયા પછી દ્વાર પુનઃ બંધ કરી કૃષ્ણલાલ પોતાની જગ્યાએ આવીને બેઠો. પછીથી બૅગમાં આણેલી બૅાટલનું અમૃત તેણે એક પ્યાલામાં રેડયું, તથા તેમાં થોડું જળ મેળવીને તે પી ગયો. પછીથી તે સ્વગત કહેવા લાગ્યો:–" રાંડ કેટલી પહોંચેલી છે? તે પોતાની સાથે તાળું પણ લઇ આવી. જાણે કે એનું તાળું વાસવામાં આવશે એટલે મ્હારાથી પેટી ઉઘાડી નહિ શકાય; પરંતુ મ્હારી પાસે સેંકડો કુંચીઓનું ઝુમખું છે, એ તે બિચારી ક્યાં જાણે છે! એ ઝુમખામાંની ગમે તે એક કુંચી આ તાળાને લાગ્યા સિવાય રહેશે નહિ!"

કૃષ્ણલાલે પુનઃ એક બે પ્યાલા ભરી અમૃતપાન કર્યું. એવામાં દશ વાગ્યા તેથી તેણે ઉઠીને જમી લીધું.

જમી ઉઠયા પછી ધૂમ્રપાન કરતાં કરતાં કૃષ્ણલાલના અંતરમાં વિવિધ પ્રકારના વિચારતરંગો ઉછળવા લાગ્યા. ધીમે ધીમે રાત્રિનું સ્વરૂપ ભીષણ દેખાવા લાગ્યું. કૃષ્ણલાલે પુનઃ ઉઠી લાલરંગનું કપડું પહેરી લીધું. પછીથી પેટીમાંથી એક મ્હોટો બનાવટી વાળનો ચોટલો કાઢી મસ્તક પર બાંધી દીધો. ત્યારપશ્ચાત્ એક મ્હોટું ત્રિશૂળ બ્હાર

કાઢી તેના અગ્રભાગ ઉપર, અને પોતાના કપાળ ઉપર તેણે શિંદુર ચોપડી દીધું, અને એક મ્હોટા આયના પાસે ઉભો રહી તે લક્ષ્યપૂર્વક પોતાના છદ્મવેષનું નિરીક્ષણ કરવા લાગ્યો. બીજો પણ એક પ્યાલો ભરી મદ્યપાન કરી, સેંકડો કુંચીઓનું ઝુમખું કમર સાથે બાંધી કૃષ્ણલાલ પિશાચિનીના સ્વરૂપમાં ઘરની બ્હાર નીકળી પડ્યો.

દ્વારને તાળું વાસતાં વાસતાં પોતાના મન સાથે હસીને કૃષ્ણલાલે સ્વગત કહ્યું:–"આજે મ્હેં નર્મદાને કહ્યું છે કે આજની રાત્રિ ભૂતપ્રેતની છે. આજે સેંકડો ભૂતપ્રેત અને પિશાચિનીઓ ફરવા નીકળશે. હવે મ્હારા કહ્યા અનુસાર જો સેંકડો ફરવા નહિ નીકળે તો આ એક તો નીકળે છે! બિચારો માળી દારુના નીશાથી કુટુંબસહ ચકચૂર બનીને શય્યાવશ થઇ ગયો હશે! આજે ઘણો સારો સુયોગ પ્રાપ્ત થયો છે તેને વ્યર્થ જવા દેવો ઉચિત નથી." આમ કહીને હસતો હસતો કૃષ્ણલાલ રાત્રિના ભીષણ અંધકારમાં અદ્રશ્ય થઇ ગયો!

---

# પ્રકરણ ૨૭ મું

## યશોદાનો ઉદ્ધાર.

બાગમાંથી કૃષ્ણલાલને વિદાય થઇ ગયેલો જોઇને, રાત્રિ પડી છે એમ વિચારી પોતાના મકાનના આંગણામાં પડેલા ખાટલા ઉપર બેસીને માળીએ કૃષ્ણલાલે આપેલી બૉટલનો બુચ ખોલ્યો. તેની સ્ત્રીએ એક પિત્તળના વાસણમાં થોડું મટન આણીને તેની પાસે મૂક્યું. એ મટનની સાથે સાથે માળીએ બૉટલમાંના અમૃતનું પાન કરવા માંડ્યું.

માળીની સાસુ એ રસ્તેથીજ કોઇ ઠેકાણે જતી હતી. તેને જોઇને જમાઇરાજે પૂછ્યું;–"માજી! અંદરની સઘળી વ્યવસ્થા આટોપી નાખી છે ને?"

"ના, બેટા! પાંણીઆણી ભર્યું છે; પરંતુ હજી ચુલ્હો સળગાવી રસોઇ બનાવવાની છે."

"ત્યારે હવે બહુ વખત ન ગૂમાવશો? બધું કામ જલદીથી આટોપીને કુંચી મ્હને આપો."

ડોશી ધીમે ધીમે બંગલાની પાછળના ભાગમાં ગઇ, તથા પૂર્વે એક પ્રકરણમાં ઉલ્લેખ કરેલા દ્વારનું તાળું તેણે ઉઘાડ્યું. દ્વાર ઉઘાડી, અંદર પ્રવેશ કરી તેણે પુનઃ દ્વાર બંધ કરી દીધું. ત્યાં આગળ અંધકારના ભીષણ સામ્રાજ્યનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો.

ડોશીએ દીવાસળી સળગાવી એક દીપક સળગાવ્યો. એ દીપકના પ્રકાશમાં ડોશી એક ન્હાની ઓરડીમાં ઉભી રહેલી જોવામાં આવતી હતી. એ ઓરડીમાંથી ઉપર ચઢવાનો દાદર હતો. દીપક હાથમાં લઇ ડોશી ધીમે ધીમે દાદર ઉપર ચઢવા લાગી.

ઉપરના મજલા પર એક મ્હોટી તેમજ લાંબી; પરંતુ ખુલ્લી ગૅલેરી હોઇ તેની એક બાજુએ લોખંડનો કઠેરો હતો. આ ગૅલેરી ઉત્તમ પ્રકારે સ્વચ્છ કરેલી જોવામાં આવતી હતી. ગૅલેરીની બીજી બાજુએ એક દ્વાર હોઇ તે બંધ રાખવામાં આવ્યું હતું. ડોશી એ દ્વાર ઉઘાડી અંદર ગઈ.

આવી રીતે એ ત્રણ ઓરડા ઓરડીઓ પસાર કરીને અંતે ડોશી એક શયનમંદિરમાં જઇ પહોંચી. આ શયનમંદિરને ઉત્તમ પ્રકારે શૃંગારવામાં આવ્યું હતું. ટેબલ, કુરસીઓ, વિવિધ પ્રકારના દેશી તેમજ પરદેશી ચિત્રકળાના નમૂના, કાચની વિવિધ વસ્તુઓ, હાંડી, તકતા વગેરે મનુષ્યની દૃષ્ટિને અલ્પકાળને માટે પોતાના પ્રત્યે આકર્ષતું હતું. એક બાજુની દિવાલ સાથે એક છત્રપલંગ હોઇ તેમાં સફેદ દૂધના જેવી સ્વચ્છ તેમજ સુકોમળ શય્યા બિછાવેલી જોવામાં આવતી હતી. પલંગના શિરોભાગ ઉપર સુંદર મચ્છરદાની નાખવામાં આવી હતી.

જોકે આ શયનમંદિરમાં પલંગ તેમજ શય્યાની સુવ્યવસ્થા હોવા છતાં એક નાજુક કોમળાંગી યુવતી તેનો ઉપયોગ નહિ કરતાં નીચે જમીન ઉપર એક શેતરંજી ઉપર પડી રહી હતી. આ શયનગૃહમાં એક કાચના કબાટમાં વિવિધ પ્રકારનાં સુગંધિત તેલોનો તેમજ સેન્ટોનો સંગ્રહ જોવામાં આવતો હતો; પરંતુ આ સ્ત્રીનો કૃષ્ણકેશકલાપ રૂક્ષ તેમજ મુક્ત હોવાથી તે એ સુગંધિત વસ્તુઓનો ઉપયોગ કરતી નથી એવો નિર્ણય કરી શકાતો હતો. પોતાના ડાબા હાથનું ઉશિકું કરીને એ યુવતી ( એ યુવતી યશોદાજ હોવી જોઇએ એવો સુજ્ઞ વાચકોએ તર્ક કર્યોજ હશે ) શેતરંજી ઉપર સૂઇ રહી હતી.

કોઇ દ્વાર ઉઘાડીને પોતાની પાસે આવતું હોય એવો ભાસ થવાથી તે ચમકી ઉઠી, તથા પાસેના સુંદર દીપકને સતેજ કરી તેણે એ શયનગૃહમાં વિશેષ પ્રકાશનો વિસ્તાર કર્યો. આ વિસ્તૃત પ્રકાશમાં અભાગિની યશોદા અતિ સુંદર જણાતી હતી. તે તદ્દન યુવાવસ્થામાં હોઇ તેની ઉંમર લગભગ વીસ વર્ષની જણાતી હતી. તેનાં નેત્રો વિશાળ તેમજ તેજસ્વી હોઇ તેમાં મૂર્તિમંત કોમળતા જણાતી હતી. તેનો ચ્હેરો ઘણો સુંદર અને તેજઃપુંજ હતો; પરંતુ તેના ઉપર આવી

પડેલા સાંપ્રત સંકટથી તે આ સમયે નિસ્તેજ તથા મલિન દેખાતો હતો.

ડોશીને પોતાની પાસે આવેલી જોઇને યશોદાએ તેને કોમળ કંઠે પૂછ્યું:–"કેમ માજી! આજે બહુ વિલંબ કેમ કર્યો?"

"કાલે અમારો તહેવાર હોવાથી થોડા મિષ્ટ પદાર્થો બનાવતાં વિલંબ થયો. આજે કાળીચૌદશ છે–આજની રાત્રિ ભૂતપ્રેતની છે તેથી અહિં આવતાં પણ હું ભયભીત બની ગઈ હતી!"

યશોદા વિશેષ કાંઇ ન બોલતાં શોકાવેગથી રુદન કરવા લાગી. ડોશીએ બે ચાર વખત તેનું સાંત્વન કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ડોશીના સાંત્વન પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં યશોદા રુદનજ કરવા લાગી. યશોદા પ્રતિદિન આ પ્રમાણે કરતી હોવાથી આવો એને અભ્યાસ થઇ ગયો છે વિચારી ડોશી તેનું સાંત્વન કરવાની વિશેષ ખટપટમાં પડી નહિ.

લગભગ અડધા કલાક સુધી ઉભય મૌન ધારણ કરી બેસી રહ્યાં. આ સમય દરમ્યાન યશોદાનો શોકાવેગ થોડો ઘણો ઓછો થયો હતો. તેણે પૂછ્યું:–"માજી! અહિંથી સોનાપુર ગામ કેટલે છેટે છે?"

"ઘણે છેટે–લગભગ સાત આઠ ગાઉ દૂર."

"મ્હને અહિં કોણે પૂરી રાખી છે? અહિં હજી મ્હને કેટલા દિવસ સુધી પૂરી રાખવાની છે? શું અહિંથી મ્હને મુક્ત નથીજ કરવાની?"

ડોશીએ સહજ હસીને કહ્યું:–"ધાર કે તને અહિંથી મુકત કરવામાં આવે તો પણ તું ક્યાં જઇશ?

"કેમ–મ્હારૂં સાસરું છે–પિયર છે. એ પૈકી કોઇ પણ સ્થળે જઈને હું રહીશ."

ડોશીએ હસીને કહ્યું:–"બેટા! તું જઇશ તો પણ તેઓ તને આશ્રય આપશે કે?"

ડોશીનો આ પ્રશ્ન સાંભળતાંજ યશોદાનું હૃદય ભેદાઇ ગયું! થોડા સમય સુધી તે સ્તબ્ધ બેસી રહી. પુનઃ તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. જો કે પલાયન કરી જઇને છૂટવાની તેને વિશેષ આશા નહોતી; તો પણ કદાચિત તેના અંતરમાં એવો વિચાર આવતો કે, "જો ઇશ્વર કૃપાથી પલાયન કરી જવાનો સુયોગ મ્હને પ્રાપ્ત થશે તો પણ હું ક્યાં જઇશ? મ્હારા જેવી અભાગિની વિધવાને કોણ આશ્રય આપશે? આજ સુધી હું તદ્દન નિષ્કલંક છું એ ખરું છે; પરંતુ મ્હારી પવિત્રતા ઉપર હવે કોણ વિશ્વાસ મૂકી શકશે?"

આજે ડોશીના મુખમાંથી પણ પોતાના વિચારને મળતા શબ્દો સાંભળી યશોદા નિરાશ બની ગઇ.

થોડા સમય પછી ડોશીએ કહ્યું:-"બેટા! ઘણી રાત્રિ થઈ છે. હું તને સઘળો સરસામાન આપું છું-તું રસોઇ બનાવીને જમી લે."

યશોદાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:-" ના માજી! મ્હારે જમવું નથી."

" કેમ જમવું નથી?" ડોશીએ આશ્ચર્ય પામીને પૂછ્યું.

" નાના-આજે મ્હને બિલકુલ ક્ષુધા નથી."

" એમ કરીશ તો ત્હારો જીવ ક્યાં સુધી ટકશે? રસોઇ બનાવી રૂચિ હોય એટલું જમજે."

આમ છતાં યશોદાએ ડોશીનું કહેવું માન્યું નહિ. ડોશીએ પણ વિશેષ આગ્રહ કર્યો નહિ. યશોદાએ રસોઇ બનાવી નહિ તેથી તેની પણ ઘણી મહેનત બચી ગઇ. તેણે યશોદાને રસોઇ બનાવવાનો આગ્રહ અંતઃકરણપૂર્વક કર્યો નહોતો. યશોદા રસોઇ બનાવવા ઇચ્છતી નથી એમ જાણી તે પ્રસન્નજ થઇ. ઝુંપડીમાં '**अनास्वादितरसा**' એવી કૃષ્ણલાલે આપેલી જે એક બૅાટલ હતી એ બૅાટલમાંજ તેનો જીવ ભરાઇ રહ્યો હતો! આથી તેણે કહ્યું:-"ઠીક, ત્યારે હું જઉં છું, બેટા!"

" બેસોને જવાય છે. આટલી બધી ઉતાવળ કેમ કરો છો? જો મ્હેં રસોઈ બનાવવા માંડી હોત તો તમે મ્હારી સાથે બેસીને વાતચિત કરત ને?"

ડોશી નિરુપાય થઇ. તેણે કહ્યું:-" ઠીક હું બેસું છું-હવે તું ત્હારા શ્વસુરપક્ષની વાત મ્હને કહે."

યશોદાએ ખિન્નવદને સહજ હસીને કહ્યું:-" મ્હારા શ્વસુરપક્ષની વાત હું તમને કહું કે?"

" હા-ત્હારા સાસરામાં કોણ કોણ માણસો છે?"

" મ્હારા દિયર છે-દેરાણી છે. ભત્રિજો છે અને ભત્રીજી છે-ઇશ્વરે મ્હને એક પણ સંતાનરત્ન આપ્યું નથી-"

" એમ કેમ કહે છે? ઇશ્વર તને પણ એક કુળદીપક સંતાન આપશે-ત્હારા ભવિષ્યના દિવસો અપાર આનંદ તથા સુખમાં પસાર થશે."

" માજી! એમ ન કહેશો-અમારી જાતિમાં જો કે વિધવા પુનર્લગ્ન કરી શકે છે; કિન્તુ એ કાંઇ સ્ત્રીજાતિનો ખરો ધર્મ નથી. મ્હારો જીવ જશે તો પણ હું મ્હારા સ્વર્ગસ્થ પતિ પ્રત્યેના પ્રેમને જલાંજલિ આપી અન્યને મ્હારો પ્રેમ અર્પણ કરીશ નહિ."

"બેટા! તું આમ ન કહે! હજી તું યુવાન્ છે. ત્હારા સ્વરૂપની પણ તુલના થઇ શકે તેમ નથી. અસંખ્ય પુરુષો ત્હારી સાથે પુનર્લગ્ન કરવાને ઉન્મત્ત બની જાય તેમ છે."

આ વાક્યો સાંભળતાં યશોદા અપાર ક્રોધે ભરાઇ. તેણે કિંચિત્ કર્કશ સ્વરે કહ્યું:—"માજી! જો મ્હારી સાથે તમારે આવીજ વાત કરવી હોય તો તમે બેલાશક મ્હારી પાસેથી ચાલ્યાં જાઓ—"

ડોશીએ શરમાઇ જઇને કહ્યું:—"વારું, જો તને આવી વાત નહિ ગમતી હોય તો ફરીથી હું ત્હારી આગળ આવી વાત નહિ કરૂં. વારું, પણ તું શું કહેતી હતી?"

યશોદા પુનઃ શાન્ત થઇને કહેવા લાગી:—"મ્હારા ભાગ્યમાં સંતાનસુખ નહિ હોવાથી હું મ્હારા ભત્રિજાનાજ ઉપર મ્હારા પેટના પુત્ર જેટલો પ્રેમ રાખું છું. તે હમ્મેશાં મ્હારી સાથે જમતો હતો, મ્હારી પાસે સૂઇ રહેતો હતો અને મ્હારી પાસેજ રમ્યા કરતો હતો. વિશેષ શું કહું, તે મ્હને 'બા' કહીનેજ બોલાવતો હતો!"

આટલું બોલતાં બોલતાંમાં તો યશોદાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. આંખોમાંથી ગાલ ઉપર અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં.

વિષય બદલવાના હેતુથી ડોશીએ કહ્યું:—"ઠીક છે; પણ યશોદા! રામપુરના ઇનામદાર તને અહિં કેવી રીતે પકડી લાવ્યા તે મ્હને કહે જોઇએ?"

યશોદાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"હું મ્હારી દુર્બુદ્ધિના દોષેજ આવા સંકટમાં ફસાઇ પડી છું. જો ઇશ્વરે મનુષ્યને ભવિષ્યનું જ્ઞાન આપ્યું હોત તો મ્હારી આવી સ્થિતિ થાત નહિ. મ્હારા ભત્રિજા ઉપર મ્હારો અસાધારણ પ્રેમ હતો. તે નિરંતર મ્હારી પાસે રહેતો હતો. મ્હનેજ 'બા' કહીને બોલાવતો હતો. આ પ્રકાર મ્હારી દેરાણીથી જોઇ શકાયો નહિ. તે પ્રથમથીજ મ્હારા ઉપર દ્વેષ કરતી હતી, અને આ પ્રકારથી તો મ્હારા પ્રત્યેનો તેનો દ્વેષભાવ ઘણો વૃદ્ધિંગત થયો. મ્હારા દિયર પણ પોતાની સ્ત્રીના તંત્રથી ચાલતા હતા. તેથી તેઓ મ્હારા ઉપર જુલ્મ ગુજારવા લાગ્યા. દિયર અને દેરાણી મ્હને અપાર દુઃખ દેવા લાગ્યાં. હું ગમે તેમ તોપણ મનુષ્ય જાત હતી. મ્હારાથી એટલું બધું દુઃખ વેઠી શકાયું નહિ. મ્હને એ ઘરમાં રહેવાનોજ કંટાળો ઉપજ્યો—અને મ્હેં પિયરમાં જઇને રહેવાનો નિશ્ચય કર્યો; પરંતુ હું યુવતી વિધવા એકલી મ્હારા પિયરમાં કેવી રીતે જઇ શકું? એવામાં અમારી પાડોસમાં એક વિધવા ડોશી રહેતી

હતી. તેની સાથે મ્હારો સંબંધ થયો. એ ડોશીનું નામ પાર્વતી હોઇ તે બ્રાહ્મણજ્ઞાતિની હતી. પાર્વતી મ્હારી દુઃખપૂર્ણ સ્થિતિ પ્રત્યે અપાર અનુકંપા અને સહાનુભૂતિ પ્રદર્શિત કરવા લાગી, અને તેણે મ્હને મ્હારા પિયરમાં પહોંચાડવાનું આશ્વાસન આપ્યું. અંતે એક દિવસે રાત્રે હું દિયર દેરાણીના જુલ્મથી દુઃખિત થઇ પાર્વતી ડોશીની સાથે સોનાપુર ગામમાંથી મ્હારા પિયરમાં જવા નીકળી પડી. એ કુલટા પાર્વતીએ મ્હારો વિશ્વાસઘાત કર્યો-તેણે મ્હને ફસાવી અહિં કેદ કરાવી ! જે દુઃખમાંથી મ્હેં મુક્ત થવાને માટે શ્વસુરગૃહનો ત્યાગ કર્યો તેના કરતાં હું મ્હોટા દુઃખમાં ફસાઇ પડી; છતાં હજી મ્હેં દીનદયાળ વ્રજવાસીની કૃપાથી મ્હારા પાતિવ્રત્યનું સંરક્ષણ કર્યું છે. હવે પરમ-કૃપાળુ પરમાત્મા અહિંથી મ્હારો ક્યારે છુટકારો કરશે તે માત્ર તે-ઓજ જાણે છે."

આવી રીતે રુદ્ધકંઠે યશોદાએ પોતાની શોકજનક કર્મકથા ડોશીને કહી સંભળાવી. આ સમયે યશોદાનાં નેત્રામાંથી અજસ્ત્ર અ-શ્રુધારાઓ વર્ષતી હતી. યશોદાની આવી સ્થિતિ જોઇને ડોશીએ કહ્યું:- "બ્હેન ! આમ રડીશ નહિ. જગદંબા ત્હારું અવશ્ય કલ્યાણ કરશે-લે હવે હું જઉં છું."

આમ કહીને ડોશી ઉઠી શયનગૃહની બ્હાર નીકળી, અને તેણે ત્યાંનું દ્વાર બંધ કરી દીધું. પછીથી તેણે પોતાના જમાદારરાજ પાસે જઇને કુંચી તેને સ્વાધીન કરી, અને તે પોતાની પુત્રીને રસોઇના કાર્યમાં સહાયતા કરવા લાગી.

ડોશીના ગયા પછી યશોદા ઘણા સમય સુધી જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી ! 'જગદંબા ત્હારું કલ્યાણ કરશે.' એ ડોશીના છેવ-ટના શબ્દો તેના કાનમાં હજી પણ ભણકારા કરતા હતા.

યશોદાએ ઉઠીને એક બારી ઉઘાડી. બ્હાર નિબિડ અંધકારનો પૂર્ણ પ્રસાર થયેલો હતો. બ્હારના જંગલમાંથી 'ઝીમઝીમ' જેવો અવાજ સાંભળવામાં આવતો હતો. ક્વચિત્ ક્વચિત્ અન્ય પશુ પક્ષીઓનો અવાજ પણ સાંભળવામાં આવતો હતો. ભારાક્રાન્ત હૃદયે યશોદા એ ખુલ્લી બારી પાસે ઘણા સમય સુધી ઉભી રહી. ત્યાં ઉભી રહીનેજ અગાધ અંધકારસમુદ્રમાં તે પોતાનાં સજળ નેત્રયુગલને નિમજ્જિત કરીને અર્ધસ્ફુટ સ્વરે સ્વગત બોલવા લાગી:-" હે પ્રભુ ! હું બાલ્યાવસ્થાથી તમારા ઉપર નિષ્ઠા રાખી ધર્મમાર્ગે ચાલું છું. તમારી અનાથ પુત્રીને આવી શોચનીય સ્થિતિમાં જોઇ તમને દયા નથી ઉપજતી ? હે ઇશ્વર ! મ્હેં કદિ પાપકાર્ય કર્યું નથી. આમ છતાં તમે શા માટે મ્હને આવા

મહાન્ સંકટમાં નાખી છે ? તદ્દન અકાળે તમે મ્હારું સૌભાગ્યરત્ન હરી લીધું છે—જગતમાં હું નિરાધાર નારી છું. જો મ્હારાથી જાણ્યે અજાણ્યે કોઇ પાપકાર્ય થયું હોય તો મ્હને ક્ષમા આપી મ્હારો આ પાપસ્થાનેથી ઉદ્ધાર કરો. મ્હારી પવિત્રતાનું તેમજ મ્હારા ધર્મનું રક્ષણ કરવાને માટે મ્હને અહિંથી કોઇ પણ રીતે મુક્ત કરો. જો આપને મ્હારુ રક્ષણ ન કરવું હોય તો કોઇ પિશાચિનીને અત્રે પાઠવી મ્હારો જીવ લ્યો. મૃત્યુનો હવે મ્હને સહજ પણ ભય નથી. હે પ્રભુ ! મ્હારા શિયળનું સંરક્ષણ કરો !"

અંતઃકરણના આંતરપ્રદેશમાંથી નીકળેલા આ શબ્દોથી યશોદાનું હૃદય કાંઇક હલકું થયું. પુનઃ બારી બંધ કરી તે શેતરંજી ઉપર આવીને પડી. શયનગૃહમાં દીપકના પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો હતો. ડોશી શયનગૃહનું દ્વાર પણ ઉઘાડું મૂકી ગઇ હતી. યશોદાએ સ્વગત કહ્યું:—
"હે જગદંબા ! મ્હારું રક્ષણ કરો, માતા !"

ધીમે ધીમે નિદ્રાદેવીએ યશોદાના સર્વાંગ ઉપર પ્રેમપૂર્વક પોતાનો કોમળ હાથ ફેરવ્યો, તથા તેણે તેની જાગ્રતિને દૂર કરી દીધી.

*   *   *   *

મધ્યરાત્રિ થઇ. રાત્રિનું સ્વરૂપ સવિશેષ ગંભીર થયું. યશોદા અદ્યાપિ શેતરંજી ઉપરજ સૂઇ રહી હતી. એવામાં પોતાના મસ્તક સાથે કોઇ કઠિન પદાર્થનો સ્પર્શ થયા જેવો ભાસ થયાથી તે નિદ્રામાંથી ચમકીને જાગ્રત થઈ. નેત્રો વિકાસી જોયું તો તેણે શયનગૃહમાં દીપકના પ્રકાશનો ઘણો વિસ્તાર થયેલો જોયો. તદુપરાંત તેણે પોતાની સ્હામેજ લાલવસ્ત્ર પહેરેલી, કપાળમાં શિંદુરવાળી એક કાળી સ્ત્રીને છૂટો ચોટલી રાખીને ઉભી રહેલી જોઇ. એ સ્ત્રીના હાથમાં એક ત્રિશૂળ હોઇ તે મૃદુમંદપણાથી હાલતું હતું ! એ ત્રિશૂળનો અગ્રભાગ જાણે કે રક્તથી રંગાયલો જોવામાં આવતો હતો !

ક્ષણપર્યન્ત આ વિલક્ષણ તેમજ ભીષણ દૃશ્ય જોઇને યશોદાએ પોતાનાં નેત્રો મીંચી દીધાં. ભયની ભાવનાથી તેનો શ્વાસપ્રશ્વાસ થોડા સમયને માટે જાણે કે બંધ થઇ ગયો. પોતે જાગ્રદવસ્થામાં છે કે સ્વપ્નાવસ્થામાં છે એનો બિચારી યશોદા કશો નિર્ણય કરી શકી નહિ.

એક મિનિટ પછી અસ્વાભાવિક વિકૃત સ્વરે કોઇએ કહ્યું:—
"બેટા ! બિલકુલ ભય પામીશ નહિ !"

આ આશ્વાસન વાક્ય સાંભળતાંજ યશોદાએ પુનઃ પોતાનાં નેત્રો વિકાસ્યાં. છદ્મવેશમાં આવેલા કૃષ્ણલાલે મસ્તક હલાવીને ધીમે ધીમે

પૂર્વવત્ સ્વરે પોતાના ભાષણનો આરંભ કર્યો:–"ભય પામીશ નહિ, બેટા! દેવીની હું એક પિશાચિની છું–તું ભય પામીશ નહિ!"

પોતે સૂઈ રહેતાં પહેલાં જે પ્રાર્થના કરી હતી તેનું યશોદાને સ્મરણ થયું. કંપતાં કંપતાં તે બેઠી થઇ, તથા હાથ જોડીને કંપિત સ્વરે તેણે કહ્યું:–"માતાજી! મ્હને મારી નાખશો નહિ."

આ વાક્ય સાંભળીને પિશાચિની ખડખડાટ હસવા લાગી. પછી તેણે કહ્યું:–"ભય પામીશ નહિ, બેટા! ભય પામીશ નહિ. હું કાંઇ ત્હારો જીવ લેવાની અભિલાષાથી અત્રે આવી નથી—"

સહજ ધૈર્ય આવતાં યશોદાએ પૂછ્યું:–"શું તમે પિશાચિની છો?"

"હા હા–હું દેવી જગદંબાની અધીના પિશાચિની છું. આજ નરકચતુર્દશી છે–આજે સઘળા દેવતા અને ઉપદેવતાનો દિવસ છે! નરકચતુર્દશીની રાત્રે અમે સૌ આનંદ કરવાને બ્હાર નીકળીએ છીએ. દેવી જગદંબાએ પૂછાવ્યું છે કે, તું રડે છે શા માટે? ત્હારા રુદનથી દેવીનું સિંહાસન ડોલવા લાગ્યું છે! કહે બેટા! તું હરનિશ રુદન શા માટે કરે છે?"

હાથ જોડેલાજ રાખી યશોદાએ પિશાચિની તરફ જોવાનું સાહસ કરીને કહ્યું:–"માજી! હું એક કુળવાન્ ઘરની વિધવા છું. મ્હને એક પાપાત્મા પુરૂષે બળાત્કારે પકડી આણી અહિં કેદ કરી રાખી છે."

"કોણે કેદ કરી રાખી છે?"

"રામપુરના ઇનામદારે"

"રામપુરના ઇનામદાર દેવી જગદંબાના અદ્વિતીય ભક્ત છે. દરવર્ષે નવરાત્રિના તહેવારોમાં તેઓ માતાજીનો મ્હોટો ઉત્સવ કરે છે. યશોદા! હું ત્હારો અહિંથી ઉદ્ધાર કરું; પણ તે પહેલાં ત્હારે એક વાતની પ્રતિજ્ઞા લેવી જોઇએ"

ઉદ્ધારના આશ્વાસનથી યશોદાનો સઘળો ભય દૂર થઇ ગયો. તેણે ઉત્સુકતાથી પૂછ્યું:–"શાની પ્રતિજ્ઞા?"

"જ્યાં સુધી તું જીવે ત્યાં સુધી ત્હારે રામપુરના ઇનામદારનું નામ કોઇની પણ આગળ ઉચ્ચારવું નહિ."

"તેમનું નામ હું કોઇની પણ આગળ ઉચ્ચારીશ નહિ એવી હું પ્રતિજ્ઞા કરું છું."

"જો કોઇ પણ સમયે તું આ પ્રતિજ્ઞાનો ભંગ કરીશ તો તરતજ હું આવીને મ્હારા હાથમાંના આ ત્રિશૂળથી ત્હારી છાતી ચીરી નાખીશ."

"ના–માજી! મ્હારા શરીરમાં જીવ છે ત્યાં સુધી હું કોઇ પણ




" ભય પામીશ નહિ, બેટા ! ભય પામીશ નહિ. "

પૃષ્ઠ ૨૧૧.

B. A. P. Works

મનુષ્યની આગળ રામપુરના ઇનામદારનું નામ ઉચ્ચારીશ નહિ. કૃપા કરી આ પાપપુરીમાંથી તમે મ્હારો ઉદ્ધાર કરો !"

"ત્યારે તું સાવધાનતાથી મ્હારી પાછળ પાછળ આવ." આમ કહીને કૃષ્ણુલાલ એ શયન–મંદિરમાંથી બ્હાર નીકળયો. યશોદા પણ ઉઠીને તેની પાછળ પાછળ જવા લાગી.

બ્હારની ગૅલેરીમાં જતાંજ કૃષ્ણુલાલે યશોદાને ઉદ્દેશીને કહ્યું:—અહિં થોડો સમય ઉભી રહે. "હું અંદરથી દીપક લઇ આવું છું." આમ કહી યશોદાને બ્હાર ઉભી રાખી કૃષ્ણુલાલ પાછો શયન–મંદિરમાં ગયો અને જે શેતરંજી ઉપર યશોદા સૂઇ રહી તેના ઉપર શ્યામજીના નામનું પેલું પોસ્ટકાર્ડ મૂકી તે બ્હાર આવ્યો.

બંગલાની બ્હાર નીકળતાંજ કૃષ્ણુલાલે હાથમાંનું ફાનસ ફેંકી દીધું, અને પછી ત્રિશૂળનો પાછળનો ભાગ યશોદાને ઝાલવાની સૂચના કરીને સાવધાનતાથી તે ચાલવા લાગ્યો. આવી રીતે અલ્પકાળમાંજ કૃષ્ણુલાલ અને યશોદા ગાઢ અંધકારમાં અદ્રસ્ય થઇ ગયાં.

બ્હારની ખુલ્લી હવામાં ગયા પછી યશોદાને જાણે કે પોતે પુનર્જન્મ પ્રાપ્ત કર્યો હોય એવો ભાસ થયો ! તેના રોમેરોમમાં નવી શક્તિનો સંચાર થયો ! મુઠીમાં ત્રિશૂળ મજબુતાઇથી પકડીને તે કૃષ્ણુલાલની પાછળ પાછળ ઘણે દૂર ગઈ; પરંતુ અંતરમાં અપૂર્વ ઉત્સાહ ઉત્પન્ન થયેલો હોવાથી તેને સહજ પણ શ્રમ જણાયો નહિ.

આવી રીતે બન્ને જણાંએ બે કલાક સુધી માર્ગ કાપ્યો. એવામાં રસ્તાની બાજુએ એક દેવળ જોવામાં આવ્યું. કૃષ્ણુલાલે યશોદાને કહ્યું:–'યશોદા! આ અખંડેશ્વરનું દેવળ આવ્યું–તને ખબર છે કે?"

યશોદાએ પૂછ્યું:–"ડુંગરપુરના અખંડેશ્વર કે ?"

"હા, અહિંથી ડુંગરપુર ગામ નજીકજ આવેલું છે. ભીષણ અંધકાર હોવાથી એ ગામ જોઇ શકાતું નથી. પૂર્વે તું આ દેવળમાં કદિ આવી હતી કે ?"

"હા—ઘણીય વખતે. અહિંથી અમારું ગામ લગભગ બે ગાઉ દૂર છે."

"ઠીક યશોદા ! હવે હું ત્હારી સાથે રહી શકું તેમ નથી. હવે રાત્રિ વિશેષ બાકી રહી નથી. પ્રભાતકાળના અરસામાં અમારે પોતપોતાના સ્થાને જઇ પહોંચવું જોઇએ. ત્યાં જઇ દેવીના અલંકારો કાઢી તેમના શયનની વ્યવસ્થા કરવી જોઇએ. આજે દેવીને આખી રાતનો ઉજાગરો થયો છે. અહિંથી સોનાપુર ગામ માત્ર બે ગાઉ દૂર છે.

પ્રભાતકાળના અરસ્સામાં તો તું ત્યાં જઇ પહોંચીશ ! ”

યશોદાએ કૃષ્ણુલાલના ચરણોમાં નમી પડી સજળ નયને પ્રણામ કર્યાં, તથા અત્યંત કરુણુ સ્વરે તેણે કહ્યું:—“ ત્હું ત્હારા પિયરમાં ગઇ છે એમજ ત્યાં સૌ કોઈ જણે છે. ત્હારા શિરપર કોઇ પણ પ્રકારનું કલંક બેસે એવો ભય નથી. ઘેર જઇ તું ત્હારા દિયર પાસે ત્હારી મિલકતનો અર્દ્ધ ભાગ, કોઇ પુણ્યક્ષેત્રમાં જઇને રહેવાનો વિચાર પ્રદર્શિત કરીને માગજે. ”

“ એમ છતાં તેઓ કદાચ મ્હને આશ્રય તથા મિલકતનો ભાગ ન આપે તો ?”

“ જો કદાચ એમ બને તો તું ત્હારા સોનાપુર ગામમાં નવીન કારભારી આવ્યા છે તેમની પાસે જઇને બેલાશક ફરિયાદ કરજે. કારભારી કૃષ્ણુલાલ ઘણાજ ધાર્મિક અને સજ્જન ગૃહસ્થ છે ! તેઓ ત્હારું ભલું થાય એવી વ્યવસ્થા કરશે ! ”

પિશાચિનીને ભક્તિપૂર્વક પ્રણામ કરી યશોદા સોનાપુર ગામ તરફ જવા લાગી. ક્ષણ માત્રમાં કૃષ્ણુલાલ પણ અન્ય દિશા તરફ ત્વરિત ગતિથી જવા લાગ્યો. જતાં જતાં સ્વગત તે બોલ્યો:—“ વાહવાહ ! આજે મ્હારા અપૂર્વ બુદ્ધિબળથી મ્હેં મ્હારું કાર્ય પાર ઉતાર્યું છે. જો મ્હારામાં યુવાવસ્થાની તાકાત હોત તો અત્યારે ઠીક રંગ આવત ! પરંતુ લાચાર છું કે, કામદેવની મ્હારા ઉપર કૃપા નથી! જે વસ્તુ નથી તેમજ મળે તેમ નથી તેનો અફસોસ કરવો વૃથા છે. લગભગ ત્રણેક વાગ્યા હોય એમ લાગે છે. દોઢ બે કલાકમાં મ્હારે કલ્યાણપુર પહોંચી જવું જોઇએ. પ્રભાતકાળમાં આ પિશાચિનીને જોઇ લોકો મુર્છિત બની જમીનપર પટકાઇ ન પડે એમજ હું ઇચ્છું છું! સપાટાબંધ ચાલીશ તો પ્રભાતના પ્રકાશનો વિસ્તાર થતાં પહેલાં હું કલ્યાણપુર જઇ પહોંચીશ ! ” આમ બોલીને કૃષ્ણુલાલ ત્વરિત ગતિથી કલ્યાણપુર તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

### શયતાનના સપાટામાં !

પ્રભાતકાળના અરસ્સામાં હરિપ્રસાદ ઘેર આવ્યા. તેમનો પહેલો પ્રશ્ન સ્નેહલતા સંબંધી હતો. હરિપ્રસાદે, તેમને ત્યાં દશ વર્ષથી પ્રમાણિકતાથી અને અંતરની ભક્તિપૂર્વક જે સ્રી કામ કરતી હતી તેની

સંભાળમાં સ્નેહલતાને રાખી હતી. હરિપ્રસાદે એ સ્ત્રી પાસે જઇને સ્નેહલતાની તબિયત સંબંધીના સમાચાર પૂછ્યા તો એ સ્ત્રીએ જણાવ્યું કેઃ—“ એક ક્ષણને માટે પણ તે શાન્તિલતાને ભૂલી શકતી નથી. આપ શાન્તિલતાને તેડી લાવવા માટેજ અહિંથી ગયા છો એમ કહીને મ્હેં તેનું સમાધાન કર્યું છે તેથીજ તે જીવતી રહી છે. આપ શાન્તિલતાને તેડી લાવ્યા કે ?”

“ ના—તેને તેડી લાવવા માટે ત્રણ ચાર દિવસનો સમય જોઇએ. ”

“ ત્યારે જો આપ ત્રણ ચાર દિવસ સુધી તેને નહિ મળો તો હું તેને આશા આપીને જીવાડી શકીશ. ” સ્ત્રીએ ઉત્તર આપ્યો.

“ ના ના—મ્હારે તેને મળવું તો જોઇએજ. પછીથી કદાચ દૈવયોગે હું તેને નહિ મળી શકું. ” આ સમયનો હરિપ્રસાદનો કંઠસ્વર સાંભળીને એ સ્ત્રી પણ જાણે કે ચમકી ઉઠી. તેણે બ્હીતાં બ્હીતાં કહ્યુંઃ—“ પણ આપ એને નિરાશ ન કરશો. એનો જીવ જોખમમાં છે. નિરાશાની દારુણ વ્યથા તેનાથી વેઠી શકાશે નહિ. ”

હરિપ્રસાદ તરતજ સ્નેહલતાના પલંગ પાસે ગયા. સ્નેહલતાએ ગદ્‌ગદ કંઠે પૂછ્યુંઃ—“ પિતા ! મ્હારી શાન્તિને લઇ આવ્યા કે ? ”

સ્નેહલતાની સ્થિતિ જોતાંજ હરિપ્રસાદનું સ્નેહપૂર્ણ હૃદય દ્રવિત થયું. તેમનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ સરી પડવા લાગી. સ્નેહલતાનું સમાધાન કેવી રીતે કરવું એ તેઓ વિચારી શક્યા નહિ. તેઓ વિચારમાં પડી ગયા. તેઓ સ્નેહલતાને કાંઈ ઉત્તર આપવા જતા હતા એવામાં ડૉકટરે અંદર આવીને કહ્યુંઃ—“ બ્હેન ! સ્વસ્થ રહે. રાવસાહેબ ત્હારી શાન્તિને લઇ આવ્યા છે. ”

“ મ્હારી શાન્તિ આવી છે ? ક્યાં છે તે ? અહાહા ! હવે તો એ મ્હોટી થઇ હશે ! લાવો, લાવો, એક વખત મ્હને તેને ભેટવા દ્યો. માતા વિના એ બિચારીએ એક બે વર્ષ કેવી રીતે કાઢયાં હશે ? ડૉકટર ! ક્યાં છે મ્હારી શાન્તિ ! લાવો, લાવો, દયા કરી તેને મ્હારી પાસે લાવો. ”

“ હમણાં એમ બની શકશે નહિ. શાન્તિના અત્રે આવ્યાના સમાચાર સાંભળતાંજ જ્યારે ત્હારું હૃદય આટલું ઉત્તેજિત બની ગયું છે ત્યારે જો હમણાં તેની સાથે ત્હારી મુલાકાત થશે તો એ આવેગ ત્હારાથી સહન કરી શકાશે નહિ. ત્હારા શરીરમાંથી તાવ જતો રહેવા દે. ત્હારા શરીરમાં થોડી શક્તિ આવવા દે. શાન્તિલતાની તું

સહજ પણ ચિંતા રાખીશ નહિ. એ અહિં આનંદમાં છે. " ડૉક્ટરે સ્નેહલતાના અંતરાત્માનું સમાધાન કરવાના હેતુથી કહ્યું.

" ના ના—આવી નિર્દયતા ન કરો. હું હવે સારી થઈ ગઇ છું. હું મ્હારી શાન્તિને ભેટીશ એટલે મ્હને સંપૂર્ણ આરામ થઇ જશે. ગમે તેમ કરીને મ્હારી શાન્તિને મ્હારી પાસે લાવો."

"ના ના–ડૉક્ટર સાહેબની સલાહ ત્હારે ત્હારા તેમજ ત્હારી કન્યાના કલ્યાણને માટે સાંભળવીજ જોઇએ. જ્યારે ત્હેં શાન્તિના વિરહમાં આટલા બધા દિવસો કાઢ્યા છે તો બીજા પણ થોડા દિવસ કાઢ." હરિપ્રસાદે સ્નેહલતાને સમજાવતાં કહ્યું.

નિરાશ બની જઇને સ્નેહલતા પાછી પલંગમાં પડી રહી. ક્ષીણ સ્વરે તેણે કહ્યું:–" હા, હા, મ્હારી શાન્તિને સુખી કરવાને માટે મ્હારે જીવવુંજ જોઇએ. મ્હને ખાત્રી છે કે, તેના પિતા તેની સંભાળ લેવાના નથી. મ્હારા સિવાય શાન્તિને દુઃખે દાઝે એવું જગતમાં બીજું એક પણ માણસ નથી. ઠીક છે, ડૉક્ટર સાહેબ! તમારા અતંરમાં જ્યારે મ્હારા માટે દયા ઉપજે ત્યારે તમે શાન્તિ સાથે મ્હારી મુલાકાત કરાવજો. હવે મ્હને જલદીથી આરામ થઇ જશે."

ડૉક્ટરે દવા વગેરેની વ્યવસ્થા કરી આપી. પછી તેઓ હરિપ્રસાદ સાથે થોડી વાતચિત કરીને ચાલ્યા ગયા. સ્નેહલતાએ હરિપ્રસાદ તરફ સજળ નયને જોઇને કહ્યું:–" પિતાશ્રી! ગોવિંદપુરનાં હવાપાણી મ્હારી શાન્તિને માફક આવ્યાં છે કે? તેને તદ્દન આરામ થઇ ગયો છે ને?"

હરિપ્રસાદે પલંગ પાસે પડેલી એક ખુરસી ઉપર બેસીને કહ્યું:– "એ માટે તું તદ્દન નિશ્ચિંત્ત રહે શાન્તિ ઘણીજ સ્વરૂપવતી થઇ છે. પોતાના સરળ સ્વભાવથી કાળિકાનો તો તે જીવ થઇ પડી હતી. એ ઘણાજ આનંદમાં છે; પણ તું ત્હારા હાથ પગ આવી રીતે ઉઘાડા રાખીશ નહિ; નહિ તો કદાચ તને તાવ આવશે."

એવામાં બ્હારથી કોઇ બાળકનો હાસ્યધ્વનિ સાંભળવામાં આવ્યો. એ અવાજ સાંભળી સ્નેહલતાએ પોતાના શરીર ઉપર ઓઢેલું વસ્ત્ર દૂર ખસેડી નાખ્યું. આનંદના આવેગથી તે પલંગમાં બેઠી થવાનો પ્રયત્ન કરવા લાગી. તે સ્વગત બોલવા લાગી:–" હા હા–એ મ્હારી શાન્તિજ હસે છે! મ્હારા જીવનોજ એ અવાજ છે! વાહ વાહ! મ્હારી સુકુમાર કન્યા કેટલું બધું હસતાં શિખી છે! આવ આવ, શાન્તિ! આ દુઃખી માતાના વિશ્રાન્તિ! આવ. (હરિપ્રસાદ તરફ જોઇને) પિતાશ્રી! મ્હારી શાન્તિને શા માટે મ્હારી પાસે નથી લાવતા?

એક વખત મ્હને તેનું બરાબર દર્શન કરવા દ્યો–તેના અધરોષ્ઠ ઉપર ચુંબન કરવા દ્યો."

એવામાં બ્હારથી આવતો હાસ્યધ્વનિ બંધ પડયો. તે સાથે સ્નેહલતાનો અંતરાવેગ પણ શાન્ત થયો. પુનઃ તેણે સ્વસ્થતાથી સૂઈ રહીને કહ્યું:–" પણ ડૉક્ટરે શાન્તિને મ્હારી પાસે લાવવાની ના કહી છે ને? જેવું મ્હારું દુર્ભાગ્ય !"

સ્નેહલતા પુનઃ પલંગમાં બેઠી થઈ. તેના કપાળ ઉપર પસીનાનાં બિંદુઓ ઉપસી આવ્યાં. આથી હરિપ્રસાદ ગભરાયા. તેમણે કહ્યું:– "બેટા! આમ કેમ કરે છે? તને શું થયું છે?"

સ્નેહલતાએ પોતાના ક્ષીણ હાથથી દ્વાર તરફ આંગળી કરી. હરિપ્રસાદે જોયું કે, બારણુમાં ફોજદાર હિરાલાલ ભીષણ સ્વરૂપ ધારણ કરીને ઉભો રહ્યો હતો ! આ સમયે તેમણે હિરાલાલનું જે ભીષણ સ્વરૂપ જોયું એ સ્વરૂપને તેઓ પોતાના જીવનપર્યંત કદાપિ ભૂલી શકયા નહિ. તેને જોતાંજ તેઓ કંપી ઉઠયા.

આ સમયે ફોજદાર હિરાલાલની મુખમુદ્રા અતિ ઉત્તેજિત જણાતી હતી. ક્રોધથી તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. તેની નિરંતર ક્રૂર રહેતી મુખમુદ્રા અત્યારે સવિશેષ ક્રૂર જણાતી હતી. બારે મહિના શરીર ઉપર રહેતો ઑવરકોટ આજે તેણે નહિ પહેરતાં, સફેદ જીનનો મ્હોટાં સફેદ બટનવાળો શિકારી હાફકોટ પહેર્યો હતો. તેના શ્વાસની સાથે ઉંચી નીચી થતી તેની છાતી, તેના હૃદયમાં ઉછળનારી ઘોર વૃત્તિની સાક્ષી આપતી હતી. કોટ નીચે તેણે સફેદ પેન્ટ પહેર્યું હતું. પગમાં હૉલબૂટ પહેરેલા હતા. કમર ઉપર હાથ રાખી ક્રૂર દૃષ્ટિથી હરિપ્રસાદ તરફ જોતો તે દ્વારમાં ઉભો રહ્યો હતો. વૈર લેવાનો દૃઢ નિશ્ચય તેના મ્હોં ઉપર જણાતો હતો. હિરાલાલ હરિપ્રસાદથી થયેલું પોતાનું અપમાન ભૂલી ગયો નહોતો. "કાલે કલેક્ટરની કચેરીમાં એક રંગલાલના કેસમાં રાધનપુરના રાવસાહેબ હરિપ્રસાદજ પ્રથમનો બદમાશ કેદી રંગનાથ છે એમ માલૂમ પડયું છે, તેને કેદ કરવાનું વૉરંટ આ સાથે મોકલવામાં આવે છે, માટે જેમ બને તેમ જલદીથી તેને કેદ કરો." આવા ભાવાર્થનો રિપોર્ટ અને વૉરંટ હિરાલાલને આજે સ્હવારે મળ્યાં હતાં. આથી હિરાલાલ જાણે કે મૃત્યુભૂમિમાંથી સ્વર્ગ ભૂમિમાં જઈ પહોંચ્યો હતો. પોતાની બુદ્ધિ અજિત છે એવું તેને અભિમાન ઉપજ્યું હતું. આખા પોલિસખાતામાં કોઈ પણ પોતાની બરાબરી કરી શકે તેમ નથી એમ તેને લાગ્યું. અનીતિ, ચોરી, લુચ્ચાઈ વગેરેનો હિરાલાલને ઘણો તિરસ્કાર હતો. આથી

હરિપ્રસાદના ઉપર જુલ્મ ગુજારવાનો તેણે દઢ નિશ્ચય કર્યો હતો.

હરિપ્રસાદની અને હિરાલાલની દૃષ્ટિનું મિલન થતાંજ હિરાલાલે ગર્જના કરીને કહ્યું:-"સ્વાધીન થાય છે કે નહિ?"

આ ઘોર ગર્જના સાંભળી, બિચારી સ્નેહલતા પલંગમાં બેઠી થઈ જઈ, હરિપ્રસાદને ગળે વળગી પડીને બોલી:-"પિતા! એ રાક્ષસ પાછો અહિં આવ્યો છે-તમે મ્હારું રક્ષણ કરો!"

અતિ શાન્તિ તેમજ પ્રેમથી હરિપ્રસાદે સ્નેહલતાને પુનઃ પલંગમાં સૂવાડીને કહ્યું:-"બેટા! ગભરાઇશ નહિ. સ્વસ્થતાથી સૂઇ રહે, એ ત્હારે માટે આવ્યો નથી."

આમ કહી સ્નેહલતાના શરીર ઉપર શાલ ઓઢાડી હરિપ્રસાદે હિરાલાલ તરફ જોઇને કહ્યું:-"હિરાલાલ! તું કેમ આવ્યો છે એ હું સમજ્યો છું."

"ઠીક—ઠીક—જલદી મ્હારે તાબે થા!" હિરાલાલના આ શબ્દો કરતાં તેની દૃષ્ટિ કેટલી ક્રૂર, અમાનુષ અને ખૂની હતી તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી થઇ શકે તેમ નથી. હરિપ્રસાદને એમ લાગ્યું કે, હિરાલાલ એ દૃષ્ટિથીજ જાણે કે પોતાનું ગળું દાબી દે છે! એ દૃષ્ટિથી સ્નેહલતા ઘણો ભય પામી હતી. પુનઃ એ નિષ્ઠુરતાપૂર્ણ દૃષ્ટિ સ્નેહલતાના જોવામાં આવતાંજ જળની બ્હાર પડેલી માછલીની માફક એ તરફડવા લાગી. એ ઓરડામાં સ્નેહલતા, હરિપ્રસાદ અને ફોજદાર હિરાલાલ સિવાય બીજું કોઈ નહોતું. ત્યારે હવે આ દૃષ્ટિ કોનું બળિદાન લેશે? હરિપ્રસાદનું કે પોતાનું? હરિપ્રસાદ મેજીસ્ટ્રેટ છે અને પોતે નિરાધાર છે! પોતાને તો તે "ઠીક-ઠીક-જલદી મ્હારે તાબે થા!" એમ કહેતો તો નથી ને? સ્નેહલતાને તો એમજ લાગ્યું. તેણે પોતાનું શરીર તેમજ મ્હોં બિછાનામાં છુપાવીને કહ્યું:-"રાવસાહેબ-પિતા-મ્હારું રક્ષણ કરો!"

હિરાલાલે વિકટ હાસ્ય કર્યું. તે ઉન્મત્ત બનેલા સિંહની માફક હરિપ્રસાદ તરફ અગ્રેસર થઈને બોલ્યો:-"અંહિં કોઈ રાવસાહેબ નથી." આમ કહીને તેણે હરિપ્રસાદ પાસે જઈ તેમના ગળામાં હાથ નાખ્યો. હરિપ્રસાદે તેનો હાથ ખસેડવાનો કોઈ પણ પ્રયત્ન નહિ કરતાં કહ્યું:-"હિરાલાલ!"

હિરાલાલે ક્રોધકંપિત સ્વરે કહ્યું:-"મ્હને ફોજદારસાહેબ કહે. હું ફોજદાર છું."

"અંતે મ્હારે તને બે શબ્દો કહેવાના છે."

" કહી નાખ-જલદી કહી નાખ-ફોજદારસાહેબ પાસે સઘળો સ્પષ્ટ વ્યવહાર છે. "

હરિપ્રસાદે ઘણુાજ નમ્ર સ્વરે કહ્યું:-"મ્હારી એક વિનંતિ છે."

હિરાલાલે પૂર્વવત્ સ્વરે કહ્યું:-"મ્હારે ત્હારી વિનંતિ સાંભળવી નથી ! હું વિનંતિઓ સાંભળું એવો ફોજદાર નથી, સમજ્યો ? " આમ કહીને તે હરિપ્રસાદની ખેંચતાણ કરવા લાગ્યો.

તેની ખેંચતાણની કાંઇ પણ પરવાહ નહિ કરતાં હરિપ્રસાદે કહ્યું:- " મ્હને માત્ર ત્રણ દિવસનો સમય આપ. એ ત્રણ દિવસના સમયમાં હું આ અનાથ અબળાની પુત્રી લઈ આવી હું તેને સ્વાધીન કરીશ. જો ત્હારી ઇચ્છા હોય તો તું પણ મ્હારી સાથે ચાલ. આ કાર્ય માટે હું તને તું માગે એટલી રકમ આપવાને તૈયાર છું; પરંતુ આ માતા પુત્રીનું મિલન કરી આપવાના પુણ્યકાર્યમાં તું પણ ભાગ લે "

હિરાલાલે હરિપ્રસાદનો ભયંકર ઉપહાસ કરતાં કહ્યું:-" વાહ વાહ ! ત્હારી વિનંતિ તો ઘણી ઉત્તમ છે ! "

આ સમયે સ્નેહલતાએ આવેશથી પલંગમાં બેઠી થઈ જઇને કહ્યું:-" પિતા ! તમે મ્હારી શાન્તિને તેડી લાવવા જાઓ છો ? જાઓ જાઓ, મ્હારી આંખોની કીકીને લઈ આવો. અરેરે ! મ્હારી એ સુકોમળ કળિ કયાં છે ? મ્હારા અંતરનો આનંદ-મ્હારા જીવનનું સર્વસ્વ કયાં છે ? "

હિરાલાલે કંટાળી જઈ, પૃથ્વીપર પગ પછાડીને કહ્યું:-" લુચ્ચા ! હવે ત્હારા નાટકને પૂર્ણ કર. શયતાનની સત્તાનો સમય પૂરો થયો છે, સમજ્યો ? કાળાપાણીનો બદમાશ કેદી ન્યાયદેવતાનો અધિકારી થયો છે ! ચોરના હાથમાં ઇન્સાફ કરવાનું કાર્ય આવ્યું છે; પરંતુ ભાઈ ! હવે એ જમાનો બદલાઇ ગયો છે. આ હિરાલાલના સપાટામાંથી હવે તમે બચી જઈ લુચ્ચાઇ કરી શકો તેમ નથી ! "

આમ કરીને હિરાલાલે પુનઃ પૃથ્વીપર પોતાનો પગ પછાડયો.

નિરાધાર, દુઃખિની સ્નેહલતાએ કહ્યું:—" પિતા—હરિપ્રસાદ—રાવસાહેબ ! "

ક્રોધથી કંપી ઉઠીને હિરાલાલે કહ્યું:-" પાછું એમ બોલી કે ? અહિં કોઇ હરિપ્રસાદ યાતો રાવસાહેબ નહિ; પરંતુ એક ચોર, લુચ્ચો, અને બદમાશ કેદી છે. એનું નામ રંગનાથ છે, અને હમણાં તે મ્હારો શિકાર થઈ પડેલો છે, સમજી ? "

જાણે કે આસ્માન પોતાના મસ્તક પર તૂટી પડયું હોય એમ

સ્નેહલતાને લાગ્યું. આસ્માનમાંના સઘળા તારાઓ એકે એકે તૂટી પડીને સર્વત્ર ભીષણ અંધકાર ફેલાઇ જતો હોય એમ તેને લાગ્યું. તે 'દોડો–દોડો–મ્હારું કોઈ દયા લાવી રક્ષણ કરો." આમ કહીને પલંગમાં તરફડવા લાગી. દુઃખના દારુણ શોકથી તે બૂમ પાડી શકી નહિ. અંતે તે બેશુદ્ધ બની જઇને સ્થિરતાથી પલંગમાં પડી રહી.

રંગનાથ—હવે હરિપ્રસાદને બદલે રંગનાથ કહેવુંજ સયુક્તિક છે–હિરાલાલ તરફ એક ક્ષણને માટે ખૂની નજર ફેંકી દાંતથી ઓષ્ઠ કરડયા. ડાબે હાથે તેણે પોતાનાં નેત્રોમાંનાં અશ્રુબિંદુઓ સાફ કરી નાખ્યાં. પછી તેણે કહ્યું:–" અરેરે ! હિરાલાલ ! તને એક અસહાય નિરાધાર–બિમાર અબળાના ઉપર દયા નથી આવતી ? ત્હેં એની હત્યા કરી ?"

" હું અહિં ત્હારું ભાષણ સાંભળવા આવ્યો નથી. મૂંગો મૂંગો આગળ થા, નહિ તો મ્હારે લોઢાની સાંકળો બાંધી તને કેદી બનાવવો પડશે. નીચે બાર સિપાહીઓ હથિયારો લઇને આપણી રાહ જોતા ઉભા રહ્યા છે, સમજ્યો ?"

રંગનાથે હિરાલાલ તરફ તુચ્છતાદર્શક દૃષ્ટિ ફેંકી. પછીથી પલંગ ઉપરની મચ્છરદાની ઉંચી કરીને તેણે કહ્યું:–" હિરાલાલ ! મ્હને સંતાપીશ નહિ. હું કહું ત્યાં સુધી તું દ્વાર પાસે જઇ, સ્વસ્થતાથી ઉભો રહે."

હિરાલાલનું શરીર કંપી ઉઠયું. તે જો કે ભય પામે એવો નહોતો; પરંતુ રંગનાથનો રૂદ્રાવતાર જોતાંજ તે ભય પામ્યો. એક વખતે તેના અંતરમાં નીચે ઉભેલા સિપાહીઓને બૂમ મારવાનો વિચાર ઉપજ્યો; પરંતુ તેનાથી બૂમ મારી શકાઇ નહિ. વળી સિપાહીઓને બોલાવી તેમની સહાયતા લેવાથી પોતાના શૌર્યને ભયનું કલંક લાગ્યા સિવાય રહેશે નહિ, તથા પોતે ગભરાઇ ગયેલો છે ધારી રંગનાથ પણ પોતાના પંઝામાંથી છટકી ગયા સિવાય રહેશે નહિ એવા સાધક બાધક વિચારો કરીને હિરાલાલ દ્વાર પાસે સ્થિરતાથી ઉભો રહી રંગનાથના પ્રત્યેક કાર્ય તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો.

રંગનાથે પોતાનો ડાબો હાથ પલંગપર મૂકી રાખ્યો હતો. જમણો હાથ કમરપર રાખ્યો હતો. હજી સુધી તે નીચી નજરે ચૈતન્યહીન બની ગયેલી સ્નેહલતા તરફ જોઇ રહ્યો હતો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેતી હતી. સ્નેહલતાનું દુઃખ જોઇ તેનું હૃદય ચીરાઇ જતું હતું. તેણે સ્નેહલતાને પલંગમાં બરાબર સુવાડી તેના શરીરપર શાલ ઓઢાડી દીધી. પછી તે સ્નેહલતાના નિર્દોષ વદનમંડળ તરફ

થોડા સમય સુધી ટગર ટગર જોઇ રહીને બોલ્યોઃ-" અરેરે દીકરી ! વાત્સલ્યપ્રેમનું પાન કરતાં કરતાં તું વિદાય થઇ ગઇને ? ત્હારો અંત આવીજ રીતે આવ્યો ? સદ્‌ગુણી મનુષ્યોને પણ આ વિષમય સંસારમાં આવું અસહ્ય દુઃખ ભોગવવું પડે છે કે ? બેટા ! પરમકૃપાળુ પરમાત્મા ત્હારું કલ્યાણ કરો. બેટા ! સ્વર્ગમાં તું અક્ષય સુખની અધિકારિણી થા."

આમ કહી રંગનાથે સ્નેહલતાના મસ્તક ઉપર હાથ ફેરવ્યો, અને તેણે પોતાની આંખોમાંનાં આંસુ લુંછી નાખ્યાં. પછી શાન્તિથી તેણે હિરાલાલ તરફ જોઇને કહ્યું:-" હિરાલાલ ! ચાલ હવે હું ત્હારો કેદી થઇને ત્હારી સાથે આવવા તૈયાર છું."

* * * *

તેજ દિવસે ગંભીર રાત્રે સ્નેહલતાની પાસે રંગનાથની પેલી વફાદાર દાસી બેસી રહી હતી, એવામાં એ ઓરડાનું દ્વાર ઉઘડ્યું, અને ત્યાં એક બળવાન્ વ્યક્તિ પ્રકટ થઇ. એ બળવાન્ વ્યક્તિ નજરે પડતાંજ વફાદાર દાસી બોલી ઉઠીઃ-" કોણ ! તમેજ કે ? મ્હેં એમ ધાર્યું હતું કે-"

રંગનાથે સત્વર દાસીના મ્હોં ઉપર પોતાનો હાથ દાબીને કહ્યું:- "હું કેદખાનાની દશ ગજ ઉંચી દિવાલ કૂદીને નાશી આવ્યો છું. કદાચ પોલિસે મ્હારી પૂંઠ લીધી હશે. તું થોડા સમયને માટે નીચે જા, તથા પોલિસ આવે એટલે મ્હને ઇશારત કરીને ચેતાવજે. સ્નેહલતા તેમજ ત્હારા ભવિષ્યના દિવસો નિશ્ચિંત્ત રીતે પસાર થઈ શકે એટલા માટે સ્નેહલતાના ઉશિકામાં હું પાંચહજાર રૂપિયાની નોટો ભરી દઉં છું. એ રૂપિયા લઇ તું કોઇ સુરક્ષિત સ્થળે જઇને રહેજે."

વફાદાર દાસી આ સમયે બિલકુલ ગભરાયા સિવાય અતિ આનંદથી તેમજ ધૈર્યથી નીચે પોતાના કામ ઉપર ચાલી ગઇ. રંગનાથે પલંગ તરફ દૃષ્ટિ કરી મૃત સ્નેહલતાના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ અશ્રુવર્ષાવતાં કહ્યું:-" બેટા ! સ્વર્ગમાં તું સુખી થાઓ. ઇશ્વિરે દુઃખમાંજ ત્હારી જીવનદોરી કાપી નાખી છે. વળી ત્હારી શાન્તિલતાને સુખી કરવાને માટે હું મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ. ત્હેં મ્હારા હૃદયમાં વાત્સલ્યપ્રેમ ઉત્પન્ન કર્યો છે. કદાચ આ પ્રસંગે હું પુનઃ પહેલાંના જેવો રંગનાથ થયો હોત; પરંતુ ત્હારો તથા શાન્તિલતાનો સ્નેહ મ્હને હમ્મેશાં હરિપ્રસાદના જેવો સદ્‌ગુણીજ રાખશે."

આટલું કહ્યા પછી રંગનાથ પાસેની એક ઓરડીમાં ચાલ્યો ગયો. લગભગ પંદર વીસ મિનિટમાં તો તે પોતાનો વેષ બદલી નાખીને પુનઃ સ્નેહલતાના પલંગ પાસે આવી પહોંચ્યો. પછીથી સ્નેહલતાનું ઉશિકું હાથમાં લઈ, ગલેફના એક બાજુના ટાંકા તોડી નાખી, ઉશિકાનું સઘળું

રૂ બ્હાર કાઢી નાખી તેણે તેમાં પાંચહજાર રૂપિયાની નોટો ભરી દીધી. પછીથી પાછું અંદર થોડું રૂ પણ તેણે ભરી દીધું. ત્યાર બાદ તેણે એ ઉશિકું પાછું સીવી નાખીને સ્નેહલતાના મસ્તક નીચે મૂકી દીધું. બરાબર આ સમયેજ નીચે ગરબડાટ થતો તેના જાણવામાં આવ્યો. દાસી ઉચ્ચ સ્વરે બોલતી હતી કેઃ–" ફોજદારસાહેબ! હું મ્હારા જીવના સોગન ખાઇને કહું છું કે, આ મકાનમાં આખા દિવસમાં કે રાતમાં એક બિલાડી સુદ્ધાં આવી નથી."

એવામાં કોઇનાં પગલાંનો અવાજ રંગનાથના સાંભળવામાં આવ્યો. આમ છતાં તે અસ્થિર બની ગયો નહિ. તે સ્નેહલતાના મસ્તક પર હાથ મૂકી તેની સદ્‌ગતિ થાય એવી પ્રભુપ્રાર્થના કરી પુનઃ ઉપરોક્ત ઓરડી તરફ ચાલ્યો ગયો. જેવો તે ઓરડીમાં પેસી ગયો કે તરતજ ફોજદાર હિરાલાલે બારણાને જોરથી ઉઘાડી, જે ઓરડામાં સ્નેહલતા સૂઇ રહી હતી તે ઓરડામાં પ્રવેશ કર્યો; પરંતુ એ ઓરડામાં શું હતું?

ત્યાં મૃત્યુ પામેલી સ્નેહલતાજ પલંગમાં સૂઇ રહેલી હતી! રંગનાથ અદ્રશ્ય થઇ ગયો હતો. આથી હિરાલાલના સંતાપની સીમા રહી નહિ. તેણે દાંત સાથે ઓઠ કચડીને કહ્યુંઃ–" બ્હારથી આવતાં આ ઓરડામાં મ્હેં કોઇ માણસનો પડછાયો જોયો હતો. એ માણસ કયાં છે? એ રંગનાથજ હોવો જોઇએ." આમ બોલી તેણે પોતાના સાથીદાર સિપાહીઓને બોલાવી તેમને આખા મકાનની જડતી લેવાની આજ્ઞા કરી.

સઘળા પોલિસો ઘરમાં જૂદે જૂદે ઠેકાણે શોધખોળ કરવા લાગ્યા. ફોજદાર હિરાલાલે પણ એ મકાનનો ખુણે ખુણો સુદ્ધાં તપાસી જોયો. એ સમયનો હિરાલાલનો સંતાપ, અપમાન, દુઃખ વગેરે સઘળું તેણેજ સહન કર્યું. તે નિરાશ થઇને પોતાના સાથીદાર સિપાહીઓને સાથે લઇ, એ મકાનમાંથી બ્હાર નીકળી પડયો. વફાદાર દાસી સ્નેહલતાના મૃતદેહનો યથાયોગ્ય સત્કાર કરી રાધનપુરનો ત્યાગ કરી કોઇ અન્ય સ્થળે ચાલી ગઇ.

## પ્રકરણ ૨૯ મું.

## સ્ટીમરપર પરાક્રમ અને સમુદ્રમાં સમાધિ!

હિરાલાલના અંતરમાં સળગી ઉઠેલો વૈરનો પ્રચંડ અગ્નિ કેવી રીતે શાન્ત થાય? માત્ર ચોથેજ દિવસે તેણે જંગલમાં રખડતા

ત્રણ દિવસથી ભૂખ્યા રંગનાથને મહા મુશ્કેલીએ કેદ પકડયો. વિજયી હિરાલાલે પોતાનું વિજયતોરણ લઇને રાધનપુરમાં પ્રવેશ કર્યો.

કેસ કેવી રીતે ચાલ્યો, એ સમયે હરિપ્રસાદના વેષમાં ગુન્હેગાર ઠરેલા રંગનાથને માટે લોકો કેવો મત દર્શાવવા લાગ્યા, રાધનપુરની કેવી સ્થિતિ થઈ એ બાબતોનું સવિસ્તર વર્ણન કરવાની આવશ્યકતા નથી. માત્ર ટૂંકમાંજ એ વિષયોનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

રંગનાથ કેદી થયો તેને બીજેજ દિવસે તેની પેઢી—કારખાનાં—જમા ખરચના ચોપડા વગેરે જપ્ત કરવામાં આવ્યું. જમાખરચની તપાસમાં વીસ લાખ રૂપિયા દેવું નીકળ્યું. ત્યારે મુંબાઈ બેંકમાં દશ લાખ, દુકાન અને પેઢીની તિજોરીમાં છ લાખ, કારખાનાં, ઇમારતો, દુકાનો વગેરેના ચાર લાખ તથા પરચુરણ પાંચ પચાસહજાર રૂપિયા જેટલી રકમ લેણી નીકળી. આ રકમમાંથી પાઇએ પાઇનું દેવું ચુકવી દેવામાં આવ્યું. તેના ઘરની તિજોરીમાંથી, માત્ર ચાંદીની પાદુકાઓ, તરભાણું અને તદ્દન જુના થઇ થયેલા એક અડધા સિવાય બીજું કાંઈ નીકળ્યું નહિ. 'ચુનીલાલ ભરુચા બૅન્કર્સ—હૉર્નબીરોડ, મુંબાઇ, એ ઠેકાણે મૂકેલી થાપણની તપાસ કરતાં, એ રકમની કરન્સી નોટો જે દિવસે રંગનાથને કેદ પકડવામાં આવ્યો તેને આગલે દિવસેજ, બે દિવસ અગાઉથી નૉટિસ આપીને રંગનાથે લઇ લીધેલી માલૂમ પડી. ચુનીલાલ ભરુચાની પેઢી નોટોના નંબર આપી શકી નહિ. રંગનાથને પકડવામાં આવ્યા પછી તેને યુક્તિ પ્રયુક્તિથી પૂછવામાં આવ્યું ત્યારે તેણે 'હું કાંઈ જાણુતો નથી.' એવો ઉત્તર આપ્યો. કોર્ટે અત્યંત બારીકાઇથી તેમજ ચોકસાઇથી સર્વ પ્રકારની શોધ કરીને અંતે એવો ઠરાવ કર્યો કે, "ચુનીલાલ બૅંકર્સની પેઢીમાંથી આરોપીએ પોતાની ડિપોઝીટ મૂકેલી રકમ ઉપાડી લીધી છે; તેથી તેનો તેણે શો ઉપયોગ કર્યો છે એ જાણવાની કોર્ટને કાંઇ જરૂર નથી. કેદમાંથી નાશી ગયા બદ્દલ, કલેકટર સાહેબ સમક્ષ રાજદ્રોહી ઉદ્દગાર કાઢીને રાજદ્રોહ કર્યા બદ્દલ, અસત્ય નામ ધારણ કરી સરકારને ફસાવવા બદ્દલ, તથા માધવ નામના છોકરાનો અડધો રૂપિયો લુચ્ચાઇથી લઈ લીધા બદ્દલ આરોપીને પ્રત્યેક ગુન્હા માટે ત્રણ ત્રણ વર્ષની સખ્ત મજુરીની સજા ફરમાવવામાં આવે છે; પરંતુ આ કોર્ટની એવી ખાસ સિફારસ છે કે, દશવર્ષમાં આરોપીએ પોતાનું વર્તન અત્યંત અનુકરણીય કરેલું હોવાથી સરકારે તેના ઉપર કૃપાદષ્ટિ કરવી."

રાધનપુરના લોકો કોર્ટથી બહાર નીકળીને, એવા શબ્દો સાંભળી

શક્યા કે:—" કોર્ટે જે સજા ફરમાવી છે તે મ્હને શિરસાવદ્ય છે; પરંતુ મ્હારી એવી વિનંતિ છે કે, મ્હારા ચારે ગુન્હા બદ્દલ મ્હને કાળાપાણીની સજા કરો. સરકારની કૃપા મેળવવાની મ્હારી ઇચ્છા નથી. કાળાપાણીમાં—એકાંતમાં દિવસો પસાર કરવાની મ્હારી ઇચ્છા છે." આવો રંગનાથ કોર્ટને આગ્રહ કરતો હતો.

રાધનપુરની કેવી સ્થિતિ થઈ? આત્મા અદ્રશ્ય થયાથી સર્વત્ર ઉદાસિનતા અને નિરુત્સાહ ફેલાઈ ગયો. રંગનાથે વિચાર્યું હતું તેવુંજ રાધનપુરનું ભવિષ્ય નિવડયું. પાયો ખવાઈ જવાથી ઇમારત જમીન-દોસ્ત થઈ ગઇ.

રંગનાથની વફાદાર દાસી મોહિની સ્નેહલતાના મૃતદેહનો યથો-ચિત સત્કાર કરી ગૂમ થઇ ગઈ હતી.

* * * * *

કોર્ટે રંગનાથની વિનંતિ અમાન્ય કરી તોપણ તેણે પોતાની હઠ છોડી નહિ. તેણે હાઇકોર્ટ, ગવરનર, ગવરનર જનરલ વગેરેના તરફ ઉપરા ઉપરી અરજીઓ મોકલી. આથી અંતે તેની વિનંતિ માન્ય કરવામાં આવી. પહેલાં રંગનાથની સાથે કેદખાનાના સત્તાધિકારીઓ ઘણું ક્રૂર વર્તન ચલાવતા હતા; પરંતુ આ વખતે પ્રથમના જેવી ક્રૂરતા જણાતી નહોતી. રંગનાથ પલાયન નહિ કરી જાય, બીજા કેદી-ઓને નહિ ઉશ્કેરે તથા લુચ્ચાઈ નહિ કરે એવાં અભય વચનો તેની પાસેથી લઇ તેને આ પ્રસંગે કેટલીક સગવડતા આપવામાં આવી હતી. રંગનાથના નામનો સઘળા કેદીઓ અને પોલિસ અમલદારો ઉપર એટલો બધો વિલક્ષણ અને અપૂર્વ પ્રભાવ પડેલો હતો કે તેઓ સૌ રંગનાથને એક જબરદસ્ત શક્તિજ સમજતા હતા, અને રંગ-નાથની ઉમ્મર નહિ હોવા છતાં તેની વિનંતિ અનુસાર તેને આંદા-માન મોકલવાનો ઠરાવ થયો.

કાળાપાણીની સજા પામેલા જે કેદીઓને કલકત્તા રવાના કર-વામાં આવ્યા તેમાં રંગનાથ પણ હતો. આજે કેદીઓ લઇને 'ઉષા' નામની આગબોટ નીકળવાની હતી. સઘળા કેદીઓને, તેમની સાથે-ના સિપાહી અમલદારોની સાથે બોટપર ચઢાવવામાં આવ્યા. આ ઉષા નામની આગબોટ પાસે હૉંગકૉંગથી આવેલી ' કામામારુ ' નામની પ્રચંડ જાપાની આગબોટ માલ ઉતારતી હતી તેમજ ભરતી હતી. ઉષા તેમજ કામામારુના કૅપ્ટનો એક બીજાના મિત્રો હોવાથી તેઓ એક બીજાને વિદાયગિરીની સલામ ભરતા હતા. કામામારુ ઉપરના

વિવિધ રાષ્ટ્રીય પ્રવાસીઓ ઉષાના ડેક પર ઉભેલા કેદીઓ તરફ જોઇને ચેષ્ટા કરતા હતા. ઉષા ઉપરના કેદીઓ શરમથી નીચું જોઇ રહ્યા હતા. બન્ને આગબોટો વચ્ચે વધારેમાં વધારે પાંચ છ યાર્ડનું અંતર હતું.

લગભગ ચાર વાગ્યાનો સમય હતો. ઉષાએ સીટી વગાડીને ભુંગળામાંથી ધુમાડો કાઢવા માંડ્યો. કૅપ્ટન તરફથી "Hands ready!" (તૈયાર થાઓ)ની આજ્ઞા થઇ. પ્રત્યેક ખલાસી પોતપોતાના કામપર હાજર થઇ ગયો. વાવટા અને ધ્વજાઓ ફરકાવવાને માટે ખલાસી વચ્ચેના સ્તંભ ઉપર ચઢવા લાગ્યા.

એટલામાં 'ઓ બાપરે–મરી ગયો રે' એવો એક હૃદયભેદક અવાજ થયો. સૌની દૃષ્ટિનું કેંદ્ર એક થયું, તથા ઉષાની સૌથી ઉંચામાં ઉંચી ધ્વજા ચઢાવવાની લાકડી તરફ સૌ જોઇ રહ્યા. પોતાનું કામ કરતાં કરતાં વાયુના જોરમાં શરીરને લાગેલો આચકો સંભાળી નહિ શકાવાથી એક બિચારો ગરીબ ખલાસી એક પાતળા લાકડા સાથે લટકી પડ્યો. એ લાકડું ઓછામાં ઓછું પોણોસો ફીટ ઉંચે હતું. એટલી ઉંચાઈ ઉપર તે લટકતો હોવાથી અલ્પકાળમાંજ લાકડું ભાગી જતાં પોતે સમુદ્રના અગાધ જળમાં પડી મૃત્યુ પામશે એવો તેના અંતરમાં ભય ઉપજ્યો હતો. બન્ને બાજુના કૅપ્ટન તેમજ ખલાસીઓ હાજર થઇ ગયા. કૅપ્ટને ખલાસીઓમાંથી જે કોઇ ઉપર ચઢી લાકડા ઉપર લટકતા ખલાસીને બચાવે તેને સંતુષ્ટ કરવાનું જણાવ્યું; પરંતુ આ કાર્ય કરવાનું સાહસ કોઈ પણ કરી શક્યું નહિ. એ લાકડું, બચાવવા જનાર બીજા માણસનો ભાર તો એક ક્ષણને માટે પણ સહન કરી શકે તેમ નહોતું.

સંકટમાં સપડાયલા ખલાસીને બચાવવાની હિમ્મત કોઈ કરતું નહોતું. ખલાસીની શક્તિનો ધીમે ધીમે નાશ થતો હોવાથી તે ભયની ભાવનાથી બૂમો પાડ્યા કરતો હતો. જ્યારે સંકટ આવે છે ત્યારે સામટું આવે છે એ સૂત્રાનુસાર પવન પણ જોરથી ફુંકાવા લાગ્યો. ઉપરનો માણસ હવે નીચે પડી મરણને શરણ થવાની તૈયારીમાં હતો એટલામાં ઉષા ઉપરનો એક કેદી કૅપ્ટન પાસે આવીને બોલ્યો:–" સાહેબ! જો આપ મ્હને રજા આપતા હો તો એ ગરીબ ખલાસીને હું બચાવું?".

ક્ષણપર્યંત વિચાર કર્યા પછી કૅપ્ટને કેદીની બેડીઓ તોડાવી નાખી, અને તેને આ પરોપકારી કાર્ય કરવાની રજા આપી. હિંદુપદ્ધતિ અનુસાર સ્ટીમરમાંના વચ્ચેના થાંભલાને ત્રણ વખત નમન કરી એક દોરડું કમરપર બાંધી તેમજ એક દોરડું હાથમાં લઇ એ કેદી ઉપર ચઢવા

લાગ્યો. કેદી ઘણીજ શાન્તિથી તેથજ સહેલાઇથી ઉપર ચઢવા લાગ્યો. જેમ જેમ તે વિશેષ ઉંચે ચઢવા લાગ્યો તેમ તેમ તેનામાં વિશેષ સ્ફુર્તિ આવવા લાગી. પાતળા લાકડાપર લટકતા ગભરાઇ ગયેલા ખલાસીને ધૈર્ય ધરવાનું આશ્વાસન આપી તે છેક ઉપર ચઢી ગયો. સઘળાં માણસોની દૃષ્ટિ, સંકટમાં સપડાયલા ખલાસી તેમજ તેને સંકટ મુક્ત કરવા જતા કેદી તરફજ હતી. કેદી જેમ જેમ ઉંચે ચઢતો હતો તેમ તેમ પ્રેક્ષકોની દૃષ્ટિ સવિશેષ એકાગ્ર થતી હતી. અંતે કેદીએ છેક ઉપર ચઢી પોતાના હાથમાંનું દોરડું ઉપર્યુક્ત ખલાસી જે લાકડા ઉપર લટકતો હતો તે લાકડા પર ફેંક્યું, અને એ દોરડું ઝાલી લેવાની તેણે તેને સૂચના કરી. આ સમયે કેદીને ઘણું સાહસિક કાર્ય કરવાનું હોવાથી તેણે અલ્પકાળપર્યંત વિસામો લીધો. આ સમયે પ્રેક્ષકોનાં નેત્રો તો શું પણ શ્વાસ સુદ્ધાં અચળ હતો. સૌ એ કેદીની સઘળી હિલચાલ જોયા કરતાં હતાં. કેદીએ પછીથી એ ખલાસીને દોરડું પકડી લાકડું છોડી દેવાને કહ્યું. ખલાસીએ તે પ્રમાણે કર્યું. આ વખત જીવન-મૃત્યુના તુમુલ યુદ્ધનો હતો. જો કેદીથી આ વખતે એ ખલાસીનો ભાર ઉપાડી ન શકાયો હોત તો તેઓ બન્ને સ્ટીમર ઉપર તૂટી પડત, અને જોત જોતાંમાં તેમનો જીવ ઉડી જાત. બે હજાર માણસો આ સમયે હાહાકાર કરી ઉઠયાં. સમુદ્રની ઘોર ગર્જના પણ એ હાહાકારના પ્રચંડ ધ્વનિ આગળ શાન્ત થઇ ગઇ! પરંતુ અલ્પકાળમાં કેદીએ, એ ખલાસીને પોતાની પાસે ખેંચી લીધો. આ સમયેજ એ ખલાસીના જીવમાં જીવ આવ્યો. આ સમયે બન્ને સ્ટીમરો ઉપરનાં માણસોએ કેદીની પ્રશંસા કરી. ઘણાંખરાં માણસો તો આ કેદીની શિક્ષા માફ થવી જોઇએ-શિક્ષા માફ થવી જોઇએ" એવો પોકાર કરવા લાગ્યાં. દયાળુ કૅપ્ટનનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું, તથા તેણે પોતાનો રુમાલ હલાવીને કેદીને નીચે ઉતરવાનું સૂચવ્યું.

સૂચના થતાંજ કેદી સત્વર નીચે ઉતરવા લાગ્યો. કેદી જેવો સ્ટીમરપર છેક નીચે ઉતરી આવ્યો કે તરતજ સઘળાં માણસોએ તેના ઉપર ધન્યોદ્દગારની વૃષ્ટિ કરી. કેટલાંક ઉદાર પરદેશીય સ્ત્રી પુરુષોએ તો પોતાના રુમાલોમાં પૈસા, ચિરૂટ, ફળફળાદિ તેમજ બિસ્કુટ વગેરે બાંધીને એ રુમાલો તેના તરફ ફેંક્યા. કામામારૂના કૅપ્ટનની ખાસ સૂચનાથી ઉષાના કૅપ્ટને એ કેદીનો બરડો ઠોકી તેની સાથે સેકહૅન્ડ કરી.

આમ છતાં આ સઘળી પ્રશંસાની કે ધન્યોદ્દગારોની એ કેદીને બિલકુલ પરવાહ નહોતી. તે પંદર મિનિટ સુધી ઉંચે લાકડા ઉપર સ્વ

સ્થતાથી નેત્રો મીંચીને બેસી રહ્યો. બન્ને સ્ટીમરોના કૅપ્ટનોએ આ આનંદજનક પ્રસંગે હર્ષસૂચક વાવટાઓ ફરકાવ્યા.

ઉદારચરિત કેદી પુનઃ નીચે ઉતરવા લાગ્યો. તે સાથેજ વાયુ જોરથી ફુંકાવા લાગ્યો. સ્ટીમર સુદ્ધાં ઝોકાં ખાવા લાગી. હવે કેદી પોતાનું આત્મરક્ષણ કરવાને અસમર્થ થયો. બે ત્રણ ખલાસીઓ તેને મદદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ કેદીએ તેમની મદદ લીધી નહિ. અલ્પકાળમાંજ કેદી બે આગબોટોની વચ્ચે પડયો, અને તેથી પુનઃ સઘળાં માણસોએ શોકજનક હાહાકાર કરવા માંડયો.

ફોજદાર હિરાલાલને વર્ત્તમાનપત્રોના સમાચાર વાંચ્યા સિવાય ચેન પડતું નહિ. એક દિવસે તેના વાંચવામાં નીચેની હકીકત આવી.

"ગયા સપ્ટેંબર માસની ૨૭મી તારીખે કલકત્તાના બંદરમાં એક આપઘાત થયો છે. કાળાપાણીની સજા થયેલા કેદીઓને લઇ ઉષા નામની સ્ટીમર ઉપડવાની તૈયારી હતી. એવામાં ૪૬ નંબરનો કેદી ઘણીજ બહાદુરીથી એક ખલાસીનો જીવ બચાવી, વાયુના પ્રચંડ જોરથી સમુદ્રમાં પડી ગયો છે. ઉષાના કૅપ્ટને આ ઉદારચરિત કેદીની ઘણી તપાસ કરી; પરંતુ કેદીનો પત્તો લાગ્યો નથી. કદાચ તેનું શરીર જળચરોનો ભોગ થઇ પડયું હશે! એ કેદીનું નામ—સુપ્રસિદ્ધ **ઑનરરી મૅજીસ્ટ્રેટ હરિપ્રસાદ પંડયા** ઉર્ફે **રંગનાથ** હતું. બિચારાને હાથે મરતાં મરતાં પણ સત્કૃત્ય થયું છે!"

હિરાલાલે વર્ત્તમાનપત્ર ફેંકી દીધું. બે વખત તેણે પોતાના મ્હોં ઉપર હાથ ફેરવ્યો. જાણે કે રંગનાથનું નામ તેણે ચિરકાળને માટે ભુંસી નાંખ્યું!

---

## પ્રકરણ ૩૦ મું.

---

## અનાથિની શાન્તિલતા.

મનુના સમયથીજ ચોર, લફંગા, કપટી અને દુરાચારી મનુષ્યોનાં અમાનુષ કૃત્યોનો ઇતિહાસમાં ઉલ્લેખ થતો આપણા જોવામાં આવે છે; પરંતુ તેઓમાંનું એક પણ ચોરી કરનારું કે લફંગું માણસ અગર તો એક દગાબાજ કે વ્યભિચારી માણસ ઐશ્વર્યને ચિરકાળને માટે મેળવી શક્યું છે એવું ઇતિહાસમાં કદાપિ જોવામાં આવતું નથી. અંતે તો ધર્મનો જય અને પાપનો પરાજયજ થાય છે. દગાબાજ માણસને દગાનું અને ચોરને તેની ચોરીનું અંતિમ દુઃખજનક ફળ ભોગવવુંજ પડે છે.

આવીજ રીતે કેશવલાલ અને કાળિકાએ દશ પંદર દિવસમાં લુચ્ચાઇથી ચારસો પાંચસો રૂપિયા મેળવ્યા ખરા; પરંતુ 'ચોરીનું ધન ચંડાળે જાય અને પાપી હાથ ઘસતા થાય.' એ કહેવત અનુસાર એ ચારસો પાંચસો રૂપિયા દશ પંદર દિવસમાં ખલાસ પણ થઇ ગયા. અનાથિની શાન્તિલતાને કશી બિમારી થઇ નહોતી. એટલુંજ નહિ; પરંતુ તેની પાંચ વર્ષની ઉંમર થતાં તેણે દુકાનમાંના એક નોકર છોકરાનું ખરચ બચાવ્યું હતું. દુકાનમાંની કપ રકાબીઓ ધોવાનું તથા ટેબલો સાફ કરવાનું કામ બિચારી શાન્તિલતાનેજ કરવું પડતું હતું. આ કાર્ય જો નિયમિત તેમજ સ્વચ્છ થતું નહિ તો કેશવલાલ અને કાળિકા શાન્તિલતાને મારતાં પણ હતાં. અરેરે! ભાગ્યની ગતિ કેવી પ્રબળ છે! ભાગ્યની વિચિત્ર ગતિને પરિણામે રામને પ્રાણાધિકા પત્ની તેમજ જીવનસર્વસ્વ બંધુની સાથે ચૌદ વર્ષ સુધી વનમાં રખડવું પડયું હતું, રાવણ જેવા જુલ્મી નૃપના જુલ્મનો સતી સાધ્વી સીતા દેવીને ભોગ થવું પડયું હતું, પાંડવોને વનવાસ કરવો પડયો હતો. તેથી ભાગ્યની અકળ કળાને લીધે શાન્તિલતાની આવી શોચનીય સ્થિતિ થાય એમાં શું આશ્ચર્ય? એક તરફથી જ્યારે કલ્યાણપુરનો લક્ષ્મીસંપન્ન જમીનદાર, પત્ની તેમજ કન્યાને ઘરમાંથી કાઢી મૂકી અનાચાર કરી મૉજશૉખમાં પોતાના દિવસો પસાર કરતો હતો ત્યારે બીજી તરફથી તેની પુત્રી શાન્તિલતાની આવી શોચનીય સ્થિતિ હતી. સ્નેહલતા મહાદુઃખ વેઠીને સ્નેહમયી પુત્રી શાન્તિલતાનું સ્મરણ કરતી કરતી સ્વર્ગવાસિની થઇ. સુખ દુઃખ ચાર દિવસની ચાંદનીના જેવાં ક્ષણસ્થાયી છે. સંધ્યાના પ્રકાશની માફક ક્ષણિક છે.

બસો રૂપિયા મળ્યા પછી કેશવલાલનો લોભ પાછો વધી ગયો. તે પોતે રાધનપુર ગયો અને સ્નેહલતાનો પત્તો મેળવી તેની પાસેથી પુષ્કળ પૈસા પ્રાપ્ત કરવાનો તેણે પ્રયત્ન કર્યો પરંતુ સ્નેહલતાનો પત્તો નહિ લાગવાથી તે નિરાશ બની જઇને ગોવિંદપુર પાછો ચાલ્યો ગયો.

અનાથિની શાન્તિલતાની સંભાળ લેનાર હવે આ જગતમાં એક પણ માણસ રહ્યું નહોતું. તેને પોતાની માતાના નામની પણ પૂરતી માહિતી નહોતી. તેની સાથે માત્ર કેશવલાલ અને કાળિકાનો સંબંધ છે એમજ તે સમજતી હતી. આમ છતાં પોતે તેનાં શેઠ શેઠાણી છે એમજ કેશવલાલ તથા કાળિકાએ તેને સમજાવી દીધું હતું–તથા તેમણે શાન્તિલતાની સાથે પોતાનું વર્તન પણ એવુંજ રાખ્યું હતું.

પ્રભાતકાળે ચાર વાગ્યાના અરસામાં કાળિકા શાન્તિલતાએ

ઓઢેલું વસ્ત્ર ખેંચી લેતી હતી. એ સમયથીજ અનાથિની શાન્તિને જાગ્રત થઇ કામકાજમાં ગુંથાવું પડતું હતું. આખા ઘરને સાફસુફ કરવી પડતી હતી. મુશળધાર વૃષ્ટિ થતી હોય, પોષ મહિનાની સખ્ત ટાઢ પડતી હોય તો પણ તે બિચારીને ચાર વાગ્યેજ શય્યાનો ત્યાગ કરી ઉઠવું પડતું હતું. કાળિકા તેને વિશેષ વખત સુધી નિદ્રાવસ્થામાં રહેવા દેતીજ નહિ. હમણાં હમણાં ચાર પાંચ મહિનાથી તો કાળિકાએ પોતાના નામને યોગ્ય થઇ પડે એવું ઉગ્રસ્વરૂપ ધારણ કર્યું હતું. તેની પશુવૃત્તિનો વિશેષ વિકાસ થયો હતો. બિલાડી એક વખત પોતાના બચ્ચા પાસે બીજી બિલાડીના બચ્ચાને આવવા દે છે; પરંતુ કાળિકા તો તેની ગુલાબ તેમજ ચંપા પાસે શાન્તિને આવેલી જોઇ ક્રોધથી સળગી જતી હતી, અને તેનો તિરસ્કાર કરી તેને ત્યાંથી હાંકી કાઢતી હતી. પોતાની બન્ને પુત્રીઓની આગળ કાળિકા શાન્તિલતાને તુચ્છ સમજતી હતી.

બિચારી શાન્તિલતાની કેવી સંકટાપન્ન સ્થિતિ હતી? કાળિકાનો કંઠસ્વર સાંભળવામાં આવતાંજ પ્રચંડ વાયુથી ધ્રુજતી લતાની માફક તે ધ્રુજતી હતી. કેશવલાલના કંઠસ્વરની પણ તેને આટલી બધી ભીતિ લાગતી નહોતી. તુરંગમાંના કંગાલ કેદી અથવા વેચાણ રાખેલા ગુલામ કરતાં પણ શાન્તિની અવસ્થા વિશેષ શોચનીય તેમજ દયાજનક હતી. તેને હમ્મેશાં ફાટેલાં કપડાં પહેરવાં પડતાં હતાં, હૉટલમાં સાફસુફ કરવી પડતી હતી, શિયાળાની સખ્ત ઠંડીમાં પણ તેને ઉઘાડે શરીરે સહવારથી તે રાત્રિપર્યન્ત કામકાજ કરવું પડતું હતું. આથી જો કોઇ સ્ત્રી શાન્તિની દયા ખાઇને કાળિકાને કશો ઉપદેશ આપતી તો કાળિકા તેને સ્પષ્ટ કહેતી હતી કે:—"જ્યારે તમને એ છોકરીની બહુ દયા આવતી હોય તો તમે તેને લઇ જઇને ઉછેરો. જેવા ગુણ હોય છે તેવી કિમ્મત જગતમાં અંકાય છે-પદવી અનુસાર ઐશ્વર્ય મળે છે. છાણના દેવને તો કપાસીઆનીજ આંખો જોઇએ!" આથી કાળિકાને કોઇ પણ સ્ત્રી કાંઇ કહી શકતી નહિ.

હમણાં ગોવિંદપુરમાં એક મેળો ભરાયો હતો; તેથી કેશવલાલની હૉટલમાં ઘરાકી પણ ઘણી સારી હતી. આમ છતાં સઘળા કપ રકાબીઓ તેમજ ટેબલો બિચારી એકલી શાન્તિનેજ સાફ કરવાં પડતાં હતાં. પોતાના સમસ્ત જીવનમાં આ દિવસનું શાન્તિને વિસ્મરણ થયું નહિ. ઘરાકોની ધાંધળથી તે બિચારીના હાથે એક બે કપ રકાબી ભાંગી પણ ગયાં. એનો બદલો શાન્તિને પોતાનું લોહી

રેડીને આપવો પડયો. ક્રોધના અપાર આવેશમાં કાળિકાએ શાન્તિના કોમળ ગાલપર જે થપ્પડ લગાવી તે તેને સખ્ત વાગવાથી તે હાથમાંની રકાબીઓસહિત જમીનદોસ્ત થઈ. હાથમાંની રકાબીઓ ફૂટી ગઈ, અને તેનો એકાદ કડકો શાન્તિના હાથમાં વાગ્યો, તથા બીજા કડકાઓ કાળિકાનો જયજયકાર કરતા તેની આસપાસ પડયા.

આમ છતાં બિચારી શાન્તિલતા પડી રહી નહિ–રડી નહિ તેમજ એક પણ અક્ષર બોલી નહિ. કપ રકાબીના કડકા ફેંકી દઇ પુનઃ તે પોતાનું કાર્ય કરવા લાગી. તેના હાથમાંની બંગડી પણ ફૂટી ગયેલી હોવાથી તથા તેનો કાચ તેના હાથમાં વાગેલો હોવાથી ઘામાંથી લોહી વહી જતું હતું. આ પ્રકાર દુકાનમાં બેઠેલા ઘરાકોથી જોઇ શકાયો નહિ. એ છોકરીને કામમાંથી મુક્ત કરવાનો કેટલાક ઘરાકોએ કેશવલાલને ઉપદેશ આપ્યો. કેશવલાલે હસતાં હસતાં તેમને કહ્યું:– " શું કરું ? હું નિરુપાય છું. આવા સમયે બીજું કોઇ માણસ મળી આવવું મુશ્કેલ છે. જ્યારે અન્ય કોઈ ઉપાય ન હોય ત્યારે દુઃખ વેઠીને પણ કાર્ય કરવુંજ જોઇએ. આવા દિવસોમાંજ અમારે બે પૈસા કમાવાના હોય છે;–બાકી હમ્મેશાં બેસી રહેવાનુંજ હોય છે. મ્હારી પોતાની પુત્રી પણ આજે પ્રભાતકાળના ત્રણ વાગ્યાથી કામકાજમાં ગુંથાયલી છે. "

કેવી નિષ્ઠુરતા ?! આ કેશવલાલને મનુષ્યના સ્વરૂપમાં યમરાજ સમજવોજ ઉચિત છે.

આમ છતાં એક સુકુમાર કિશોરવયસ્ક બાળિકા કયાં સુધી દુઃખ વેઠીને સતત કામ કરી શકે ? શક્તિની પણ સીમા હોય છે. ત્રણ વાગ્યા પછી તે તદ્દન શ્રમિત થઇ જઇને ભૂમિવશ થઇ. કાળિકાએ ક્રૂરતાથી તેનો ઘણો તિરસ્કાર કર્યો–તેને પુનઃ કામે લગાડવાનો ઘણો પ્રયત્ન કર્યો–પરંતુ જ્યારે બાળિકાથી નજ ઉઠી શકાયું ત્યારે રાક્ષસી કાળિકા તેને ક્ષુધાતુર તેમજ તૃષાતુર સ્થિતિમાંજ એક અંધકારમયી ઓરડીમાં પૂરી ત્યાંથી ચાલી ગઇ.

આવી અનુકંપા ઉપજાવે એવી અવસ્થામાં અભાગિની શાન્તિલતાના દિવસો પસાર થતા હતા. મેળો ખલાસ થઇ ગયા પછી પણ શાન્તિના શિરપરનો કાર્યભાર ઓછો થયો નહોતો. એક દિવસે રાત્રે બે ઉતારુઓ, કેશવલાલની હૉટલમાં આવીને ઉતર્યા. તેમને રાત્રિનિવાસાર્થે તથા ભોજનાર્થે હૉટલમાં રહેવું હતું. સખ્ત ઉનાળાનો દિવસ હોવાથી સખ્ત ગરમીનો અંગને અનુભવ થતો હતો. ઉતારુઓની

શીતળ જળથી સ્નાન કરવાની ઇચ્છા થઇ. રાત્રિના સાત વાગી ગયેલા હોવાથી સઘળા નળ બંધ થઇ ગયા હતા. ઘરમાં ઉતારુઓ સ્નાન કરી શકે એટલું શીતળ જળ હતું; પણ તે ઓટલાપર છાંટી ગુલાબ અને ચંપાએ ઓટલો ઠંડો કરવા માંડયો હતો. એ બન્ને અપ્સરાઓ હતી. તેમની જળક્રીડાનો પ્રતિરોધ કોણ કરે ? જ્યારે કાળિકા પોતે તેની પુત્રીઓની જળક્રીડા અટકાવી શકે તેમ નહોતી ત્યારે પછી અનાથિની શાન્તિલતા તો તેમની ક્રીડાને કેવી રીતે અટકાવી શકે ?

ઘરમાં શીતળ જળ નહોતું, અને ઉતારુઓને શીતળ જળથી સ્નાન કરવું હતું તેથી નિરુપાયે કાળિકાએ શાન્તિલતા પાસે જઇને કહ્યું:-"શાન્તિ-અરે ઓ શાન્તિ ! જા કૂવેથી પાણીનો ઘડો ભરી આવ."

" બાઇસાહેબ ! કૂવા ઉપર મ્હારાથી દોરડું ખેંચી શકાતું નથી. " થર થર ધ્રૂજતાં શાન્તિએ કહ્યું.

ત્હારાથી દોરડું નથી ખેંચાતું ? ગળચવાને તો આખી થાળી ભરીને અનાજ જોઇએ છીએ ! આવી નિમકહરામી કરીશ તો ઘરમાંથી લાત મારીને હાંકી કાઢીશ, સમજી ? "

" અંધકારનો વિસ્તાર થયેલો હોવાથી મ્હને બ્હીક લાગશે. મ્હારી સાથે ગુલાબબ્હેનને મોકલશો કે ? "

" શું કહ્યું ? ગુલાબને તું ત્હારા જેવી સમજે છે ? તું કેવી ભીપણ ભૂલ કરે છે ? શું રસ્તામાં તને વાઘબાઘ ગળી જવાનો છે ? " આમ કહીને કાળિકા શાન્તિને હડસેલા મારી ઘરમાંથી તેને બ્હાર કાઢી મૂકવાનો ભય દર્શાવવા લાગી. અંતે સજળનયને તેમજ કરુણાજનક કંઠે શાન્તિએ કહ્યું:-" બાઇ સાહેબ ! મ્હને મારશો નહિ. હું ઘડો ભરી આવું છું. મ્હને ઘરમાંથી હાંકી કાઢશો નહિ. "

એક ઘડો ઉંચકી શાન્તિના હાથમાં આપીને કાળિકાએ કર્કશ સ્વરે કહ્યું:-" આ ઘડો લઇને જા. એ જ્યારે ભરી લાવીશ ત્યારેજ હું તને ઘરમાં પ્રવેશ કરવા દઇશ. "

અનાથિની શાન્તિ ઘડો લઇને કૂવા તરફ ચાલી ગઇ ! બાળસ્વાભાવ સત્વર સઘળું દુઃખ ભૂલી જાય છે. બાળિકા ઘડો લઇને કૂવા તરફ જતાં જતાં એક દુકાન પાસે ઉભી રહી, એ દુકાનમાં એક ચિનાઇ માટીની સુંદર પુતળી હતી. શાન્તિને એમ લાગ્યું કે ગુલાબ અને ચંપાની માફક પોતાને પણ આવી પુતળી રમવા મળે તો કેટલો બધો આનંદ થાય ? એ પુતળીના અંગ ઉપરનો જરીનો પોષાક, તેના હાથ-

પગમાં પહેરાવેલા જૂઠા પણ વિશેષ તેજસ્વી જણાતા મોતીના અલંકારો વગેરે જોઈ શાન્તિ મુગ્ધ બની ગઇ. તેને એમ લાગ્યું કે, એ પુતળી તેના તરફ જોઇને હસે છે, તથા પોતાને બોલાવવાને માટે તેણે હાથ લાંબા કરેલા છે. પુતળીના હસવાથી શાન્તિને પણ હસવું આવ્યું. તે એ પુતળી તરફ સ્મિતમુખે એકાગ્રદષ્ટિથી જોઇ રહી. તથા ક્વચિત્ પોતાના મન સાથે હસવા પણ લાગી.

એટલામાં સહજજ દુકાનદારની નજર તેના ઉપર પડી. ડાબા હાથમાં ઘડો લઇને ગાલપર જમણા હાથની તર્જની મૂકી અવિરત દૃષ્ટિથી જોઇ રહેલી અને હસતી બાળિકાનું હૃદયંગમ ચિત્ર તેણે જોયું. આ ચિત્ર જોઈ તેનું અંતઃકરણ આનંદિત થયું. દુકાનદારે સ્મિતમુખે પ્રશ્ન કર્યો:-" કેમ ! તને હસવું કેમ આવે છે?"

" આ પુતળીજ મ્હને હસાવે છે. એની શી કિમ્મત છે ? " બાળિકાએ સરળતાથી પૂછ્યું.

"ત્હારા જેવી ગરીબ બાળિકાને એ કોણ ખરીદી આપશે? વળી તું આવા રાત્રિના સમયે ઘડો લઇને ક્યાં જાય છે?" દુકાનદારે સહજ આશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો.

આ સમયે બાળિકા શુદ્ધિમાં આવી. તેણે આગળ વધતાં કહ્યું:- "ઘરમાં પાણી નથી-હું પાણી ભરવાને જઉંછું."

બાળિકા કૂવા તરફ અગ્રેસર થઈ. હવે આગળનો રસ્તો પૂર્ણ અંધકારમય હતો. દુકાનમાંની પુતળી જોવામાં પોતાને વિલંબ થયેલો હોવાથી ઘેર પાણી ભરી જતાં મોડું થશે, અને તેથી પોતાને ક્રૂર કાળિકા મારશે એવા ભયથી શાન્તિ સત્વર કૂવા ઉપર જઇ પહોંચી. ગરગડી ઉપર દોરડું નાખીને શાન્તિએ ઘડામાં ગાળો નાખ્યો; પરંતુ ઘડો ભરાયા પછી એટલો બધો ભારે થઇ ગયો કે તેનો ભાર શાન્તિથી ખેંચી શકાયો નહિ. હવે શું કરવું તેના મ્હોટા વિચારમાં પડી જઇ તે રુદન કરવા લાગી. જેમ જેમ વધારે વખત વીતવા લાગ્યો તેમ તેમ તેનો જીવ વિશેષ વ્યાકુળ થવા લાગ્યો. પુનઃ પોતાની સઘળી શકિત એકદમ કરીને તેણે ઘડો ખેંચવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અરેરે ! નિર્જીવ-દયાશૂન્ય ઘડો પણ બાળિકાની દયાથી ખેંચાયો નહિ. શાન્તિ નિરુપાય બની ગઇ. તે કૂવાની જાળીને અઢેલીને તે બેસી પડી.

અરેરે નિરાધાર શાન્તિ ! આવા અંધકારપૂર્ણ સ્થાને રાત્રિના સમયે કોણ તને સહાયતા કરવા આવશે ? ત્હારામાં ઘડો ખેંચવાની જ્યારે શકિતજ નથી ત્યારે તું શું કરીશ ?

શાન્તિ નિરુપાયે ઉભી થઇ. એવામાં અંધકારમાં એક મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો. આ માણસે શાન્તિને કૂવા ઉપર પાણી ભરવા આવતાં જોઇ હતી-તથા તેના અંતરમાં દયા ઉપજવાથી તે શાન્તિની પાછળ કૂવા સુધી આવ્યો હતો. બાળિકાથી જયારે કૂવામાંનો ઘડો ખેંચી શકાતો નથી એમ તે માણસના જાણવામાં આવ્યું ત્યારે તેણે તેની પાસે આવીને કહ્યું કે-"બ્હેન! બ્હીશ નહિ. ત્હારાથી ઘડો ખેંચી શકાતો નથી કેમ?"

કરુણકંઠે શાન્તિએ કહ્યુ:-"હા ભાઇ! હું ઘડાને ખેંચી શકતી નથી."

દયાળુ માણસે કહ્યુ:-" તું ચિંતા કરીશ નહિ. હું તને ઘડો ખેંચી આપું છું."

આમ કહીને એ માણસે શાન્તિના હાથમાંથી દોરડું લઇ અલ્પકાળમાંજ ઘડો ઉપર ખેંચી લીધો. પછીથી શાન્તિએ એ ઘડો ઉંચકવા માંડ્યો;પરંતુ તેનાથી તે ઉંચકી નહિ શકાયાથી તથા એ પ્રકાર આગંતુક દયાળુ વ્યક્તિના જાણવામાં આવ્યાથી તેણે શાન્તિના હાથમાંનો ઘડો પોતાના હાથમાં ઉંચકી લઇ કહ્યું:-" બ્હેન! આવો ભારે ઘડો ત્હારાથી કેવી રીતે ઉંચકી શકાય? ત્હારી ઉંમર કેટલાં વર્ષની છે?"

"મ્હને સાત વર્ષ પૂરાં થયાં છે."

"અને આવો ભારે ઘડો ઉંચકીને ત્હારે ક્યાં જવાનું છે?"

"જવાનું ઠેકાણું અહિંથી દૂર છે."

એ મનુષ્યે ક્ષણપર્યન્ત કાંઇ વિચારીને કહ્યું:-" બ્હેન! ત્હારે મા નથી કે?"

"હું કાંઇ જાણતી નથી. મ્હારી માતા હોય એમ મ્હને લાગતું નથી." શાન્તિએ ગદ્ગદ કંઠે કહ્યું.

આકાશમાં ઉદિત થયેલા અલ્પસંખ્યક તારકો પ્રકાશનો યત્કિંચિત્ વિસ્તાર કરી રહ્યા હતા. એ પ્રકાશમાં એ માણસે શાન્તિના વદનમંડળનું લક્ષ્યપૂર્વક અવલોકન કરીને ઉત્સુકતાથી પૂછ્યું:-" બ્હેન! ત્હારું નામ શું છે?"

"મ્હારું નામ શાન્તિલતા છે." બાળિકાએ ઉત્તર આપ્યો.

આ નામ સાંભળવામાં આવતાંજ એ માણસના મસ્તક ઉપર જાણે કે પ્રચંડ વજ્રાઘાત થયો. પુનઃ એક વખત તેણે શાન્તિના આપાદ મસ્તકનું નિરીક્ષણ કર્યું. તેણે અપાર પ્રેમપૂર્વક તેમજ કોમળકંઠે પૂછ્યુ:-" બેટા! તું ક્યાં રહે છે?"

"કેશવલાલના અન્નપૂર્ણાગૃહમાં;-હું ત્યાંજ રહું છું."

"આવી રાત્રે તને કૂવા ઉપર પાણી ભરવા કોણે મોકલી?"

"કાળિકાએ."

"હૉટલમાં બીજો નોકર નથી કે?"

"રસોઇઓ છે; પરંતુ તે પાણી લાવતો નથી."

"બીજું કોઇ નથી?"

ખિન્નસ્વરે બાળિકાએ ઉત્તર આપ્યો:—"ના ગુલાબ અને ચંપા-બ્હેન છે; પણ તેમને શેઠાણી મોકલતાં નથી."

"એ બન્ને કોણ છે?"

"શેઠાણીની છોકરીઓ. કાળિકા શેઠાણી હમ્મેશાં એમ કહે છે કે હું તેમની ચાકરડી છું અને તેઓ શેઠાણીઓ છે; તેથી હું કામ કરું છું અને તેઓ રમ્યા કરે છે. મ્હારે ઘણું કામ કરવાનું હોવાથી મ્હને રમવાનો વખત મળતો નથી, અને ધારો કે કદાચ રમવાનો વખત મળે તો પણ કાળિકા શેઠાણી મ્હને રમવા દે તેમ નથી. ઘર-સાફસુફ કરવાનું, કપ રકાબીઓ ધોવાનું, પાણી ભરવાનું તથા બીજું અનેક પ્રકારનું કામ મ્હારે કરવું પડે છે. આટલું કામ હું કરું છું છતાં મ્હારા દુઃખનો પાર નથી."

આવી રીતે વાતચિત કરતાં એ બન્ને જણાં પેલી પુતળીવાળી દુકાને જઇ પહોંચ્યાં. બાળિકાએ એ પુતળી તરફ અંગુલિનિર્દેશ કરીને કહ્યું:—"જુઓ તો ખરા, એ પુતળી, મ્હારા તરફ જોઇને કેવી હસે છે? મ્હને તો એ બહુ ગમી છે જો ગુલાબ અને ચંપાના જોવામાં એ પુતળી આવશે તો તેઓ તેને ખરીદ કર્યા સિવાય રહેશે નહિ."

પુરુષે પુતળી તરફ જોયું. બાળિકાનાં ઉપર્યુક્ત મધુર વચનોથી તેને હસવું આવ્યું. તે કાંઇ બોલ્યા સિવાય આગળ વધ્યો. બાળિકાએ આગળ જઇ તેને અટકાવીને કહ્યું:—"મ્હોટાભાઇ!"

"શું છે, બેટા?"

"ઘર આવી પહોંચ્યું છે;—મ્હને ઘડો આપી દો—નહિ તો તમને ત્રાસ આપ્યા બદ્દલ કાળિકા શેઠાણી મ્હને વઢશે."

"હું પણ આજે ત્હારા અન્નપૂર્ણાગૃહમાંજ ઉતરનાર છું. તું ત્હારા શેઠને ખબર આપજે."

ઘડો આપીને તે પુરુષ મોકળો થયો હતો એટલામાં અન્નપૂર્ણા-ગૃહનું દ્વાર ઉઘડયું અને ક્રૂર કાળિકાએ પોતાની ભીષણ દૃષ્ટિ રસ્તા તરફ ફેંકી. પછીથી તેણે કહ્યું: "ક્યારની કૂવા ઉપર ગઇ છે! હજી

પણ આવી નહિ. રાંડ બહુ લુચ્ચી જણાય છે! એક ઘડો ભરી લાવવામાં આટલી બધી વાર?."

શાન્તિએ પગથીઆં ઉપર ચઢતાં ચઢતાં કહ્યું:–" બાઇસાહેબ! હું પાણી લઇ આવી છું."

"હવે હું તને ચૌદમું રત્ન કેવું છે તે બતાવું છું!"

શાન્તિએ ધ્રૂજતા હાથે ઘડો કાળિકાના હાથમાં આપ્યો. કાળિકાએ તેને લાત મારવાને પગ ઉગામ્યો. શાન્તિ માર પડવાના ભયથી સત્વર ઘરમાં જતી રહી. અંદર ગયા પછી તેણે કહ્યું:–" બાઇસાહેબ! કૂવા ઉપરથી આવતાં હું એક ઉતારુને મ્હારી સાથે તેડી લાવી છું."

બાળિકાના શુભવર્તમાન તથા ઉતારુના પ્રત્યક્ષ દર્શનનું પરિણામ ક્રૂર કાળિકાના ક્રોધ ઉપર થયું. ક્રોધને શાન્ત કરી તેણે સહજ નમ્રસ્વરે સ્મિત મુખે કહ્યું:–" આવો ભાઇ! અહિં તમારી સઘળી વ્યવસ્થા થશે. આખા ગામમાં અમારું આ અન્નપૂર્ણાગૃહ અદ્વિતીય છે."

"પણ મ્હારા રહેઠાણની વ્યવસ્થા થશે કે?"

"એજ એક પ્રશ્ન છે. હમણાંજ બે ઉતારુઓ આવ્યા છે તેમને પણ સ્વતંત્ર ઓરડીઓ જોઇએ છીએ; કિન્તુ–"

"જો સૂઇ રહેવાને માટે ઓરડીમાં વ્યવસ્થા નહિ થાય તો હું ઓસરી યાતો પરસાળમાં સૂઇ રહીશ. તમારો જે ચાર્જ હશે તે આપવાને હું તયાર છું."

એટલામાં પ્રથમ આવેલા બે ઉતારુઓનો યથોચિત સત્કાર કરીને કેશવલાલ ત્યાં આવી પહોંચ્યો. આ સમયે તેણે ઇંગ્લીશ સૂટ પહેર્યો હતો. કંઠપ્રદેશને કૉલર ટાઇથી શોભાવ્યો હતો. તેના પગમાં બોસ્ટોકના બૂટ હતા; અર્થાત હમણાં તે આંગ્લવેષમાં વિભૂષિત થયેલો હતો. તેનો પહેરવેષ જોઇને આપણા આ નવીન આગંતુક ઉતારુએ વિચાર્યું કે, એ પણ તેના જેવોજ કોઇ ઉતારુ હશે. પ્રથમ તો કાળિકાનો આ પતિ અન્નપૂર્ણાગૃહનો માલિક હશે એની તેના અંતરમાં કલ્પના સુદ્ધાં ઉપજી નહિં; પરંતુ તત્કાળ તેનો ભ્રમ દૂર થઇ ગયો. તેણે કેશવલાલને અન્નપૂર્ણાગૃહના માલિક તરીકે ઓળખ્યો, તથા આગંતુક પુરુષને **'બહુરત્ના વસુંધરા'** એ સૂત્રનો સાક્ષાત્કાર થયો.

કાળિકાએ પોતાનો પતિ આવ્યો એટલે ઉતારુ તરફ અંગુલિનિર્દેષ કર્યો. ઉતારુનો ઉંચા કાપડનો પરંતુ સાદો પોષાક, સાદું વર્તન, સાદો દેહ તેમજ સાદું સ્વરૂપ જોઇને કેશવલાલે પ્રથમ નાક મરડીને

કહ્યુઃ-"આપને અહિં સૂવા, રહેવા તેમજ જમવાનો એક દિવસનો દોઢ રૂપિયો આપવો પડશે."

મુંબાઇ કરતાં તમારો દર ઘણો સસ્તો છે. હું દોઢ રૂપિઓ આપવાને કબૂલ છું."

પાસેની ઓસરીમાં પડેલા એક ટેબલની પાસે એક ખુરસી ઉપર આવેલો ઉતારુ બેઠો. રસોઇઓ ગૃહમાં રસોઇ બનાવતો હોવાથી કાળિકા કાર્યવ્યવસાયથી મુક્ત હતી. એ પણ આ નવા ઉતારુ પાસે બેઠી. ચંપાનું ફાટી ગયેલું એક વસ્ત્ર લઇને એક ખુણામાં બેસી શાન્તિ સીવ્યા કરતી હતી. શાન્તિને અલ્પકાળને માટે બેસી રહેવા દેવી એ જગતને શાન્ત થવા દેવા જેવું હતું. કાળિકાએ તેને પૂછ્યુંઃ-" શાન્તિ ! કેટલા દિવસથી તું એ ચોળી સીવે છે ? હજી બીજાં ઘણાં કપડાં સીવવાનાં છે માટે કામ કરવામાં વધારે ઝડપ રાખ."

બાળિકા શાન્તિએ કાંઇ પણ બોલ્યા સિવાય શેઠાણીની આજ્ઞા સાંભળી લીધી. એટલામાં ગુલાબ ત્યાં આવી પહોંચી. હમણાં ગુલાબની ઉંમર આઠ વર્ષની થઇ હતી. સુખમાં ઉછરેલી ગુલાબ અને દુઃખમાં ઉછરેલી શાન્તિના ચિત્રનું પાર્થક્ય પાથિક બરાબર જોઈ શકયો. ગુલાબના સદૈવ પ્રસન્ન મુખમંડળ ઉપર આનંદ, નિર્ભયતા, વગેરેનું તેજ દેખાતું હતું ત્યારે અનાથિની શાન્તિના મુખ ઉપર ભીતિ, ધાક, દુઃખ, ચિંતા વગેરેની મલિનતા જણાતી હતી. આમ છતાં અપાર દુઃખને લીધે તેના મ્હોં ઉપર હાસ્ય કે આનંદ જણાતાં નહોતાં. ગુલાબનો કૃષ્ણકેશકલાપ, તેની વારંવાર સંભાળ લેવામાં આવતી હોવાથી, લાંબો, તેમજ તેજસ્વી જણાતો હતો. ત્યારે બાળિકાનો કેશકલાપ તેલના અભાવે રુક્ષ થઇ ગયેલો જોવામાં આવતો હતો. ગુલાબનાં નેત્રો ન્હાનાં હોવા છતાં તેમાં આનંદનૃત્ય થતું હોવાથી તે મ્હોટાં જણાતાં હતાં ત્યારે બાળિકાનાં નેત્રો તેજસ્વી અને વિશાળ હોવા છતાં અપાર રુદનથી સહજ ન્હાનાં જોવામાં આવતાં હતાં. ગુલાબનો કંઠસ્વર સ્પષ્ટ તેમજ મધુર હતો ત્યારે શાન્તિના સ્વરમાં માધુર્યનો અભાવ અને કર્કશતા આવેલી હતી. ગુલાબ સુખમાં ઉછરતી હોવાથી તે ઘણી ઉંચી વધેલી હોઇ શરીરે જાડી થઇ હતી ત્યારે શાન્તિ પોતાના દિવસો અપાર દુઃખમાં પસાર કરતી હોવાથી તેનું શરીર કૃશ થતું જોવામાં આવતું હતું.

આ બન્ને ચિત્રોનું પાર્થક્ય જોઈ આગંતુક અતિ દુઃખી થયો. ઇશ્વર એક વેલીને સુખમાં અને બીજીને દુઃખમાં શા માટે રાખે છે ? એ બિચારી નિર્દોષ સંસારજ્ઞાનશૂન્ય બાળિકા શાન્તિએ શો અપરાધ કર્યો હતો ? જો કદાચ તેનાં માબાપોએ કાંઇ અપરાધ કર્યો હોય

તો પણ તેનું દુઃખ યા તો પ્રાયશ્ચિત્ત શાન્તિને શા માટે ભોગવવું જોઇએ? વળી જન્મ આપ્યા પછી તેને દુઃખ દઇ ઇશ્વરે શા માટે તેની છળના કરવી જોઇએ? આવા આવા અનેક વિચારો આગંતુકના અંતરમાં ઉપસ્થિત થયા.

ખુણામાં બેઠેલી શાન્તિ તરફ જોઇને ગુલાબે કહ્યું:-"બા! મ્હેં શાન્તિને એક બેઆની આપી હતી-તે પાછી મ્હેં જ્યારે તેની પાસે માગી ત્યારે તેણે મ્હને આપી નહિ."

આથી કાળિકા ક્રોધે ભરાઈ. આ અપરાધ તેને ઘણો મહાન્ જણાયો. તેણે કહ્યું:-"અલી શાન્તિ! કયાં છે ગુલાબની બે આની?"

"બાઇસાહેબ! મ્હેં ગુલાબબ્હેનને પાછી આપી દીધી છે."

"ના બા! મ્હેં લીધી હોય તો હું ખોટું બોલું ખરી કે?" ગુલાબે માતાની પાસે બેસીને કહ્યું.

શાન્તિના અપરાધની સીમા રહી નહિ. કાળિકાએ પોતાનો સુર સપ્તમ ઉપર ચઢાવીને કહ્યું:-"ઉભી રહે, હું ત્હારો બરડો ખોખરો કરી નાખીને બેઆની કાઢું છું. કહે-આપી દે છે કે નહિ?"

મારના ભયથી ભૂતો પણ પલાયન કરી જાય છે ત્યારે પછી આ બિચારી દીન બાળિકાની કેવી સ્થિતિ થઈ હશે? તે થર થર કંપવા લાગી. તેના મુખમાંથી એક પણ અક્ષર નીકળી શકયો નહિ. થોડા સમય પછી તેણે કહ્યું:-"હું ખોટું નહિ બોલું;-હવે હું ખોટું નહિ બોલું! હું તમારા પગે પડું છું."

"ત્યારે બેઆની લાવ. ત્હારી જીભે ડહામ દીધા સિવાય ત્હારી ટેવ સુધરવાની નથી." આમ કહીને બાળિકા ઉઠી દીપક પાસે ગઇ.

અનાથિની શાન્તિલતાએ બે આની લીધીજ નહોતી એટલે પછી તે કયાંથી આપી શકે? આગંતુક ઉતારુના અંતઃકરણમાં, આ કરુણાજનક દૃશ્ય જોવામાં આવ્યાથી દયા ઉપજી. તેણે ખિસ્સામાં હાથ નાખી બેઆનીને બદલે એક પાવલીજ બ્હાર કાઢી, અને કોઇ જાણે નહિ તેવી રીતે તેણે એ પાવલી નીચે નાખીને કહ્યું:-"બાઇસાહેબ! આ જુઓ અહિં કાંઇ બેઆની જેવું પડેલું છે."

કાળિકા આવી શોધવા લાગી. ઉતારુએ નીચા નમી પાવલી ઉંચકી લઇ કાળિકાના હાથમાં મૂકીને કહ્યું:-"આ તો પાવલી છે."

"હા હા-બેઆની નહિ પણ પાવલીજ હશે. આ લુચ્ચી છોકરી વારંવાર આવી લુચ્ચાઇ કરે છે; ચોરી ઉપર શિરજોરી કરે છે! આ છોકરીના પંઝામાંથી ઇશ્વર કયારે છોડાવશે? ભાઇ! હું તો હવે

આ છોકરીથી છેક કંટાળી ગઇ છું." કાળિકાએ અંતરોદ્દગાર કાઢ્યા.

ઉતારુએ કહ્યું:–"ત્યારે પછી વિના કારણ દુઃખ શા માટે વેઠો છો? એને એકાદ અનાથાશ્રમમાં મોકલી દો."

"કોણ એને અનાથાશ્રમમાં રાખે તેમ છે? એના ગુણોનો તો પાર નથી! જો કોઇ પણ આ છોકરીને લઈ જતું હોય તો હું તેને અહિંથી રજા આપવાને તૈયાર છું. હવે મ્હારાથી આ દુઃખ બિલ્કુલ વેઠાતું નથી."

એટલામાં કેશવલાલે વસ્ત્રો બદલી નાખી, ત્યાં આવીને કહ્યું:—"ખરું છે, ભાઇ! તમે આ છોકરીને જ્યાં મોકલવાની સલાહ આપતા હો ત્યાં એને મોકલી દેવાને હું તૈયાર છું. કેમકે હજી બે છોકરીઓને પરણાવતાં મ્હારું દીવાળું ફુંકાઇ જાય તેમ છે–તેમાં વળી આ નવી જંજાળ શા માટે જોઇએ?"

"ઠીક છે, ત્યારે એ છોકરી મ્હનેજ સોંપી દો."

કાળિકાએ આનંદિત થઇને કહ્યું:–"અમારી કાંઇ ના નથી. તમે સ્હવારે બેલાશક એને લઇ જજો."

બાળિકા શાન્તિલતા આ સમાચાર સાંભળતી હતી. તેના તરફ લક્ષ્ય જતાંજ કાળિકાએ પુનઃ ઉચ્ચ સ્વરે કહ્યું:–"જુઓ, કેવી બેઠી બેઠી આપણી વાતચિત સાંભળે છે? એને ખબર છે કે, જો હાથમાંની ચોળી સીવવાનું કામ કાલે અપૂર્ણ રહેશે તો તેની કેવી દશા થશે?! અહિં કાંઈ મફતનું ખાઇ મસીદે સૂવા જેવું કરે તે બિલકુલ પાલવે તેમ નથી!"

ઉતારુએ કહ્યું:–"તમે એને કાંઇ કહેશો નહિ–એને રમવા દો."

"ત્યારે શું હું એને મફત ખવડાવું?"

"એનું તમને કેટલું ખરચ આવે છે?"

"કેદખાનામાંના કેદીનું દરરોજનું ખર્ચ ત્રણ આના આવે છે ત્યારે પછી એનું છ આના ન આવે કે?"

ઉતારુએ પોતાના ખિસ્સામાંથી એક રૂપિયો કાઢી કાળિકા તરફ ફેંકીને કહ્યું:–"લ્યો આ એની એક દિવસની મજુરી, હવે એને રમવા દો."

આવો પ્રકાર જોઇ કેશલલાલે શાન્તિને કહ્યું:–"રમ–રમ, આજે ત્હારો ભાગ્યભાનુ પૂર્ણતેજથી પ્રકાશી નીકળ્યો છે."

પરંતુ બિચારી શાન્તિલતા કોની સાથે રમે? તેની પાસે રમવા જેવી શી વસ્તુ હતી? તેની પાસે ઢીંગલી નહોતી કે પુતળી પણ નહોતી. સંસારની રમતો રમવા જેવી બ્હેનપણીઓ સુદ્ધાં નહોતી.

"શાન્તિ! હવે તું બેલાશક રમ." કાળિકાએ કહ્યું. તથા બાળિકાએ આ વાક્ય સાંભળ્યું; છતાં તે આશ્ચર્યથી તથા ભયભીત દૃષ્ટિથી ઉતારુ તરફ જોઇ રહી. તેની દૃષ્ટિ જોઇ ઉતારુ તેનો મનોભાવ સમજી જઇ તરતજ અન્નપૂર્ણાગૃહમાંથી બ્હાર ચાલ્યો ગયો, તથા અલ્પકાળમાંજ શાન્તિને હસાવનારી પુતળીને ખરીદી લાવ્યો. પછીથી એ પુતળી તેણે શાન્તિના હાથમાં આપીને પ્રસન્ન મુખે કહ્યું:–"હવે તું ત્હારે રમ્યા કર."

ઉતારુએ આ પ્રમાણે કહ્યું તોપણ શાન્તિ સભયદૃષ્ટિથી કાળિકા તરફ જોઇ રહી હતી. કાળિકાએ વિકટ હાસ્ય કરીને કહ્યું:–" મ્હારા મ્હોં તરફ શું જુએ છે? પુતળીની સાથે રમ."

ઉતારુએ શાન્તિને સ્નેહથી પોતાની પાસે ઉભી રાખી તેના ખભા ઉપર હાથ મૂકી પૂછ્યું:–"શાન્તિ! તું આ પુતળીનું નામ શું રાખીશ?"

શાન્તિએ આ સમયે કાંઇક હિમ્મત આવતાં કહ્યું:–" હું એનું નામ સીતા રાખીશ."

કાળિકાથી આ પ્રકાર જોઇ શકાયો નહિ. તે ક્રોધાંધ બની ગઇ; છતાં તે કાંઇ બોલી શકી નહિ. તેણે ઉતારુ તરફ દૃષ્ટિ કરીને કહ્યું:–" તમે હવે ક્યાં સુધી બેસી રહેશો? ચાલો જમી લ્યો."

ઉતારુએ ઉઠી ભોજન કર્યું. ભોજન થઇ ગયા પછી તેની સૂઇ રહેવાની ખાસ વ્યવસ્થા કેશવલાલના વિશ્રામગૃહમાંજ કરવામાં આવી. વિશ્રામગૃહમાંની શય્યામાં સૂઇ રહ્યા પછી આ પ્રમાણે શબ્દો તેના સાંભળવામાં આવ્યા કે:–" જો, શ્રીમંત લોકો આવા લહેરીજ હોય છે. મુસલ્માન જાતિમાં એક ખલિફા થઈ ગયો, તે પણ આની માફક ભિખારીના જેવી સ્થિતિમાં રહેતો હતો. આ માણસનો પહેરવેષ, રીતભાત વગેરે સાદું જણાય છે તોપણ એ શ્રીમંતજ હોવો જોઇએ એમ લાગે છે. આપણને શી ફિકર છે. આપણને તો કોઇ પણ રીતે પૈસાની જરૂર છે. જો સાંભળ, જર કરતાં જગતમાં બીજી એક પણ વસ્તુ ચઢિયાતી નથી. એક ઉર્દુ શાયરે લખ્યું છે કે:–

" પૈસા હી બસ્સ બનાતા હૈ ઇન્સાં કે બાતકો,
પૈસા જેબ દેતા હૈ બ્યાહો બરાતકો.
પૈસા હૈં રંગ રૂપ પૈસા હી માલ હય,
પસા ન હોય તો આદમી ચર્ખેકા માલ હય."

ખાસ પોતાનેજ સંભળાવવાના હેતુથી તો કેશવલાલે આ વાક્યો નહિ ઉચ્ચાર્યાં હોય એવી ઉતારુને શંકા ઉપજી; છતાં એ તરફ લક્ષ્ય નહિ આપતાં તે નિદ્રાધીન થઇ ગયો.

---

## પ્રકરણ ૩૦ મું

### શાન્તિલતાનું પ્રયાણ.

બીજે દિવસે પ્રભાતકાળેજ ઉતારુ વિશ્રામગૃહની બ્હાર નીકળી નીચે આવ્યો. આ સમયે કેશવલાલને તેણે ત્વરાથી ઘરમાં પ્રવેશ કરતો જોયો; આમ છતાં પોતાના ગભરાટને દબાવી દઇ ઉતારુને નમસ્કાર કરી કેશવલાલે કહ્યું:-" આપ આટલા બધા વ્હેલા કેમ ઉઠયા? હમણાંજ જવાનો વિચાર છે કે શું?"

"હા, સ્વામી સ્નેહજ્યોતિનું દર્શન કરીને જવાનો વિચાર છે."

"સ્વામી સ્નેહજ્યોતિ તો લગભગ ત્રણ માસથી આ ગામનો ત્યાગ કરી ચાલ્યા ગયા છે-તેઓ ક્યાં ગયા છે તેની કોઇને માહિતી નથી."

ઉતારુએ શાન્તિથી પૂછ્યું:-" તેમનો શિષ્ય અહિં છે કે નહિ?"

"કોણ યોગિની અને ઉમાપતિ કે? તેઓ પણ અહિં નથી."

"ત્યારે તો હું હમણાંજ અહિંથી વિદાય થવાને ઇચ્છું છું. તમે તમારું બીલ લઇ આવો." ઉતારુએ કહ્યું.

"આપ ચ્હા પીઓ ત્યાં સુધીમાં હું બીલ લઇ આવું છું." કેશવલાલે કહ્યું, તથા આમ કહીને તરતજ તે ત્યાંથી ચાલ્યો ગયો. ઉતારુ પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઇ ખુરસી ઉપર બેઠો કે તરતજ કાળિકા ચ્હા લઇ આવી. કાળિકાએ ચ્હાનો કપ ઉતારુના હાથમાં આપતાં કહ્યું:-" ભાઇ! જુઓને આજકાલ મોંઘવારી કેટલી બધી થઇ ગઇ છે? હૉટલની આવકથી કોઇ પણ રીતે સંસારવ્યવહારનો નિર્વાહ થઈ શકતો નથી. તે ઉપરાંત વળી પેલી છોકરી તો અમને તદ્દન ભારસ્વરૂપ થઇ પડી છે. દુષ્કાળમાં જાણે કે અધિકમાસનો અનુભવ થાય છે!" કાળિકાએ સ્વાર્થબુદ્ધિ પ્રદર્શિત કરીને કહ્યું.

ઉતારુ કાંઇ બોલ્યો નહિ. કાળિકાએ પુનઃ કહ્યું:-" હવે તો શું કરવું તેનો નિરંતર ઘણો વિચાર થયા કરે છે. 'દુકાનનું ભાડું, હૉટલનું લાઇસન્સ વગેરે જુલ્મથી જીવ તદ્દન અસ્થિર બની ગયો છે. તેમાં વળી મ્હોટી છોકરી હવે વિવાહયોગ્ય થઇ છે. તેનું લગ્ન કરવામાં હજાર બારસો રૂપિયા ખરચવા પડશે."

ઘણા સમય સુધી શાન્ત રહ્યા પછી ચ્હાનો એક ઘુંટડો ગળે ઉતારીને આપણા ઉતારુએ કહ્યું:-" ત્યારે જો હું તમને દુઃખમુક્ત કરવાને માટે એ બાળિકાને લઈ જઉં તો?"

" તો તો આપનો અમારા ઉપર મ્હાન્ ઉપકાર થયો છે એમ અમે સમજીશું. તેને આપ આપને ત્યાં લઇ જઇને નચાવો કૂદાવો, લાડ લડાવો યા તો કાપી નાખો એમાં અમને કાંઇ હરકત નથી ! "

"ઠીક ત્યારે તમે કહો છો તો હું તેને લઇ જઇશ."

"તમે સત્ય કહો છો કે શું ?"

"હા—હું હમણાંજ એને તૈયાર કરું છું."

આ સમયે બીલ લઇને કેશવલાલ આવ્યો. બીલ આગળ ધરીને કેશવલાલે કહ્યું:-" આપનું બીલ માત્ર ચારજ રૂપિયા છે." પછીથી પોતાની પત્ની તરફ જોઇને તેણે કહ્યુ:-" મ્હારે આ ભાઇની સાથે શાન્તિ સંબંધીની થોડી વાતચિત કરવાની છે. તું શાન્તિને તેડી લાવ."

કાળિકાના ગયા પછી કેશવલાલે કહ્યું:-"ભાઇ! એ છોકરી અમને બહુ વ્હાલી છે "

ઉતારુએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું:- "કયી છોકરી ?"

" એટલુંજ નહિ પરંતુ ગઈ કાલથી તમારું મન પણ તેણે વીંધી નાખ્યું છે. "

" કોણે ? "

" શાન્તિલતાએ. એને તમે અમારી પાસેથી લઈ જવાને ઇચ્છો છો; પરંતુ એનો ત્યાગ કરવો મ્હને ગમતો નથી. બાલ્યાવસ્થાથી અમે તેનું દુઃખ વેઠયું છે. મ્હારા ખોળામાં રમીને તે મ્હોટી થઇ છે. જે માણસનો વિશેષ સહવાસ થાય છે તેનો ત્યાગ કર્યાથી જીવ હમ્મેશાં દુઃખી થાય છે. સહવાસથી આસક્તિ ઉત્પન્ન થાય છે—અમે જો કે ગરીબ છીએ ખરાં; પણ ગરીબ માણસો પોતાનાં બાળબચ્ચાંને ફેંકી દે છે કે? મ્હારી સ્ત્રી મૂર્ખ છે તેથી તે જેમ ફાવે તેમ બોલે છે. આપ એનાં વચનો પ્રત્યે લક્ષ્ય આપશો નાહ."

ઉતારુ પોતાના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો છે એ પ્રકાર કેશવલાલ સારી રીતે સમજી શક્યો. તેણે પુનઃ કહ્યુ:-" વળી એ છોકરી હું તમારે સ્વાધીન કરું એ કાયદાવિરુદ્ધ ન થાય કે ? તમે કોણ છો—ક્યાં રહો છો—શું કરો છો—તમારી પરિસ્થિતિ કેવી છે એ સંબંધી હું કાંઇ જાણુતો નથી. તમે ક્રોધે ભરાશો નહિ. જો મ્હારી જગ્યાએ તમે હોત તો તમારા અંતરમાં પણ આવો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો હોત."

કેશવલાલનાં આ વચનો સાંભળી આપણા પરદુઃખભંજન ઉતારુ-

એ કહ્યુંઃ-" મ્હારા નામગામની તમને માહિતી આપવાની બિલ્કુલ આવશ્યકતા નથી. તમે એ છોકરીથી કંટાળેલા છો. તમને તે ભારરૂપ થઇ પડી છે, તેથી તમે તેને કોઇ પણ માણસને સ્વાધીન કરી દેવાની ઇચ્છા રાખો છો-હું તેને મ્હારી સાથે લઇ જઈ જીવનપર્યંત તેનું પ્રતિપાલન કરવાને તૈયાર છું. આ જગતમાં હું તેને લઇ ગમે તે સ્થળે ચાલ્યો જઇશ. પુનઃ તમારી તેની સાથે કાળાંતરે પણ મુલાકાત નહિ થાય. હવે કહો કે તમે તેને મ્હારી સાથે મોકલવાને તૈયાર છો કે નહિ ?"

ચતુર કેશવલાલે સઘળી બાબતોનો અને ઉતારુના ઉદાર સ્વભાવનો પ્રથમથીજ પૂર્ણ વિચાર કર્યો હતો. તેણે શાન્તિથા ઉતારુના મ્હોં તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહીને કહ્યું:-" ના ના-કાંઇ પણ લાભ મળ્યા સિવાય હું એ છોકરી તમારે સ્વાધીન કરી શકીશ નહિ. જો તમે માત્ર બસો રૂપિયા આપો તો હું તમારી ઇચ્છા પૂર્ણ કરવાને તૈયાર છું."

ઉતારુએ પોતાના ખિસ્સામાંથી દશ દશ રૂપિયાની વીસ નોટો બ્હાર કાઢીને કહ્યું:-" ચાલો, હું તમને બસો રૂપિયા આપું છું-તમે શાન્તિને સત્વર અહિં લઇ આવો."

કેશવલાલે પત્નીને હાંક મારીને કહ્યું:-" શાન્તિને અહિં જલદી લાવો."

મલિન વસ્ત્રો પહેરેલી શાન્તિને કાળિકા લઇ આવી, તથા શાન્તિને ઉતારુને સ્વાધીન કરી કાળિકાએ કહ્યું:-" તમે અમારા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે!"

અદ્યાપિ સૂર્યભગવાન્ ઉદિત થયા નહોતા. પૂર્વદિશાએ સોનેરી રંગથી પોતાના અંગને શોભાવ્યું હતું. તારકો એક પછી એક આકાશપટમાં અદ્રશ્ય થઇ જતા હતા. આવા સમયે અનાથિની શાન્તિલતા આ જન્મમાં નહિ જોયલા એક અપરિચિત પુરુષની સાથે સ્મિત મુખે ચાલી જતી હતી. હમણાં બાળિકાનું મુખમંડળ અતિ આનંદિત જણાતું હતું. દુષ્ટા કાળિકાના પંઝામાંથી મુક્ત થઇ તે કોઇ અગમ્ય સ્થાને જતી હતી એ વિચારથીજ તે આનંદિતા થયેલી જણાતી હતી.

નવી કલ્પનાઓ કરતી કરતી, અપૂર્વ આનંદાવેશમાં શાન્તિ આપણા ઉતારુની સાથે માર્ગ કાપતી હતી; પરંતુ એ બિચારી ક્યાં સુધી ચાલી શકે ? એક કલાકમાંજ તે થાકી ગઇ. ઉતારુ તેનો હાથ પકડીને ચાલતો હતો. પ્રાતઃકાળની નૈસર્ગિક રમણીય શોભાનું દર્શન કરતાં કરતાં ઉભય પોતાના માર્ગે અગ્રેસર થતાં હતાં. એવામાં પોતાની પાછળ

કોઇ આવતું હોય એવો ઉતારુને ભાસ થયો. ઉતારુ ઉભો રહ્યો. એક વખત તેણે પાછળ દૃષ્ટિ કરી જોઇ.

પાછળથી આવનાર માણુસ કેશવલાલજ હતો. તે દોડતો દોડતો આવતો હતો. અલ્પકાળમાંજ તેણે ઉતારુ પાસે આવી પહોંચીને કહ્યું:– "મહાશય! મ્હને ક્ષમા કરો. તમારા બસો રૂપિયા તમે પાછા લઇ લ્યો. મ્હારે એ રૂપિયા નથી જોઇતા."

"તમે આ શું કહો છો?"

"ના ના–હું શાન્તિલતાને તમારી સાથે મોકલવાને ઇચ્છતો નથી."

શાન્તિ ભયભીત બની ગઇ. તે ઉતારુની પાછળ ઉભી રહી. તે ભય પામીને કેશવલાલના મ્હોં તરફ જોઈ રહી. ઉતારુએ શાન્તિના મસ્તક ઉપર હાથ મૂકીને કહ્યું:–"શું તું શાન્તિને પાછી લઇ જઇશ ?" ઉતારુનો ક્રોધસૂચક પ્રશ્ન સાંભળી કેશવલાલ ચમક્યો; પરંતુ ધૈર્ય ધારણ કરીને તેણે કહ્યું:–" જુઓ, હું તદ્દન સાદો અને સરળ માણુસ છું. તેમાં વળી ઘણોજ ગરીબ છું. આ છોકરી કાંઇ અમારી પોતાની નથી. એની માતા એને અમારી સંભાળમાં મૂકી ગઇ છે. હું તેની માતાની તપાસ કરવા ગયો હતો; પરંતુ તેનો પત્તો લાગ્યો નહોતો. એની માતાની યા તો એના કોઇ સગાવ્હાલાની સહી સાક્ષી સિવાય શાન્તિને હું તમારે સ્વાધીન કેવી રીતે કરી શકું ? હું મ્હારા પગ ઉપર કોહાડી મારવા તૈયાર નથી!"

આ વાક્યોનો કશો ઉત્તર આપ્યા સિવાય ઉતારુએ પોતાના કોટનાં બટન ખોલી નાખ્યાં, તથા અંદરના ખિસ્સામાં તેણે હાથ નાખ્યો. કોટની બાજુ ઉઘાડી થતાંજ કેશવલાલની દૃષ્ટિ, ઉતારુના ખિસ્સામાં નોટોનું એક મ્હોટું બંડલ જોઇ શકી. તેણે મનમાંજ વિચાર્યું:— "આજે એ બંડલ મેળવ્યા સિવાય હું એની ઉમ્મીદ પાર ઉતરવા દેવાનો નથી!."

એક ચિઠ્ઠી કેશવલાલના હાથમાં આપીને ઉતારુએ કહ્યું:–"તમારા ઉપર કોઇ પણ પ્રકારનું સંકટ આવે એવી મ્હારી ઇચ્છા નથી. તમારે શાન્તિલતાની માતા સ્નેહલતાની ચિઠ્ઠી જોઇએ ને? ઠીક છે, લ્યો આ ચિઠ્ઠી વાંચી જુઓ."

કેશવલાલે ચિઠ્ઠી લઇને વાંચવા માંડી:—

" રા. કેશવલાલ,

આ ચિઠ્ઠી લઇ આવનાર ગૃહસ્થની સાથે મ્હારી શાન્તિલતાને કોઇ પણ જાતની હરકત કર્યા સિવાય મોકલજો. જો આપની કશી તકરાર હશે તો તેનો નિકાલ આવનાર ગૃહસ્થ કરશે. **સ્નેહલતા.**"

ઉતારુએ ઉપહાસ કરતાં પૂછયું:–" સહી તથા અક્ષરોને તો તમે બરાબર ઓળખો છો ને ?"

આ ચિઠ્ઠી સ્નેહલતાના હસ્તાક્ષરનીજ હતી; પરંતુ લુચ્ચા કેશવલાલના મનમાં એક નવીજ યુક્તિ સૂઝી. તેણે કહ્યું:–" આ સહી બનાવટી છે એ માટે મ્હને સહજ પણ સંદેહ નથી. વળી સ્નેહલતાની પોતાની સહી હોય તોપણ સાક્ષીની જરૂર છે. સાક્ષી સિવાય હું શાન્તિને તમારી સાથે મોકલી શકીશ નહિ."

" તું મૂર્ખ છે–એકદમ અહિંથી પાછો ચાલ્યો જા."

" આ જુઓ, સહી ધારો કે કદાચ ખરી હોય તો પણ પત્રમાં એમ લખેલું છે કે, 'જો આપની કશી તકરાર હશે તો તેનો નિકાલ આવનાર ગૃહસ્થ કરશે.' જો બીજા બસો રૂપિયા મ્હને આપો તો પછી મ્હને કશો વાંધો નથી. જો ચારસો રૂપિયા આપવાની તમારી ઇચ્છા ન હોય તો શાન્તિને મ્હારે સ્વાધીન કરી દ્યો. મ્હને મૂર્ખ કહેવાનું કાંઇ પ્રયોજન નથી. ગોવિંદપુરમાં પોલિસકોર્ટ છે !"

ઉતારુએ ગંભીરતાથી શાન્તિલતાને કહ્યું:–" ચાલ બેટા !"

ડાબા હાથે ઉતારુએ શાન્તિને પકડી હતી, અને જમણા હાથમાં તેણે એક મજબુત લાકડી રાખી હતી. ઉતારુના બળવાન્ હાથમાં મજબુત લાકડી જોઇને કેશવલાલ સ્તંભિત બની ગયો. તેની શુદ્ધિ ઉડી ગઇ. ઉતારુ શાન્તિલતાને ખાંધ ઉપર બેસાડી આગળ ચાલવા લાગ્યો. કેશવલાલ જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહીને આશ્ચર્યચકિત દૃષ્ટિથી ઉતારુ અદ્રશ્ય થાય ત્યાં સુધી તેના તરફ જોઇ રહ્યો. કેશવલાલે વિચાર્યું:–" અરેરે ! હું કેવો મૂર્ખ છું ! જો મ્હારા હાથમાં એકાદ પિસ્તોલ અગર તો કટાર હોત તો આજે મ્હારું ભાગ્યચક્ર ફરી જાત. તેણે જીવ જવાના ભયથી તેની પાસેના બધા રૂપિયા મ્હને આપી દીધા હોત; છતાં હજી પણ તેને છોડી દેવો ઉચિત નથી. તે ક્યાં જાય છે તેની પૂરતી શોધ તો કરવીજ જોઇએ."

ઉતારુ આટલા સમય દરમ્યાન અદ્રશ્ય થઇ ગયો હતો. કેશવલાલે તેની ઘણી શોધ કરી; પણ તેનો પત્તો નજ લાગ્યો. અંતે કેશ-

વલાલ નિરાશ થઈ પોતાના અન્નપૂર્ણાગૃહમાં પાછો ચાલ્યો ગયો.

બીજે દિવસે સ્હવારે આપણો ઉતારુ મુંબાઇ જઇ પહોંચી, ભાયખલા ઉપર આવેલી એક ચાલીમાં બીજા માળનું ભાડું અગાઉથી ભરીને આપણી શાન્તિલતા સાથે રહ્યો.

પ્રિય પાઠક! આ ઉતારુ કોણ હતો? કૃષ્ણલાલે કેવાં કેવાં કારસ્થાન કરી રામપ્રસાદને ફસાવ્યો, અંતે રંગનાથનું શું થયું, અનાથિની શાન્તિલતા કેવી રીતે સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરી શકી, પિતા પુત્રીનું કેવી રીતે મિલન થયું તથા રામપ્રસાદના ચરિત્રમાં કેવી રીતે સુધારો થયો, કૃષ્ણલાલ અને નર્મદાની હાસ્યરસિક જોડીએ કેવાં હાસ્યજનક કાર્યો કર્યાં એ વગેરેનો ચિતાર તથા સંયોગ વિયોગના અનેક પ્રસંગો, પ્રેમિક વસન્તની હૃદયવ્યથા, નલિનનું મિત્ર તરીકેનું આત્મત્યાગપૂર્ણ કર્ત્તવ્ય વગેરે અનેક ઉપયોગી અને રસિક વિષયો આ નવલકથાના દ્વિતીય ભાગમાં આવશે.



રા. રા. ઠક્કુર નારાયણ વિસનજીકૃત રસિક નવલકથાઓ

# રમણી કે રાક્ષસી?

અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વેળાએ પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરુષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે; એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયલું છે. સત્યપ્રેમી જનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો, કામી જનોના વિવિધ પ્રકારના છળપ્રપંચ, નીચ નારીઓની કુટિલતા, કામી પુરુષોની પરવશતા, અને સંસારની વિલક્ષણતા આદિ વિષયો આ નવલકથામાં સરલતાથી વર્ણવાયા છે. ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ, ચાર સુંદર ચિત્રો અને પૃષ્ઠની સંખ્યા લગભગ ૨૫૦, કપડાંનું સોનેરી નામવાળું સુંદર સોનેરી પુઠું કિં. રૂ. ૧—૪—૦.

# આજકાલનું હિન્દુસ્તાન

## અથવા

## પ્રાણહારક મૃગજળ.

ચાલુ સમયમાં ચાલતા નીંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે તેવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં વીલના સ્વપ્ને ન આવે તેવા બનાવો, આદિ સાંસારિક ઘટનાઓ વાંચવાથીજ ખ્યાલ થશે. આ સંસારિક નવલકથા એવી અપૂર્વ લખાયેલી છે કે એક વાર તે વાંચવા લીધા પછી તે પૂર્ણ કર્યા વગર ચેન પડશે નહિ. સુંદર ફોટોગ્રાફનાં ચાર ચિત્રો, પાકું સોનેરી પૂઠું, ગ્લેજ ઉંચાં કાગળ, કિમ્મત રૂ. ૧॥ પોસ્ટેજ માફ.

# ભયંકર ભદ્ર

## અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

વિશ્વવિખ્યાત આંગલ નવલકથાકાર રેનોલ્ડ્ઝ. કૃત 'ફૉસ્ટ' નામક નવલકથાનો ઉત્કૃષ્ટ અને અવિકલ ગુર્જર અનુવાદ

આ સંસારના ક્ષણભંગુર ભોગ વિલાસની લાલસાથી મહત્ત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાવી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે અને જ્યારે

પિશાચની નરકગર્ત્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહે છે, તે વેળાયે તેમની કેવી દયાજનક દુર્દશા થઇ જાય છે, એનું જો તાદશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય, તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાંજ દેખાશે. આ નવલકથાનો મૂળ લેખક રૅનૉલ્ડ્ઝ. છે અને અનુવાદક ઠક્કુર નારાયણ છે એટલે ગ્રંથની અધિક પ્રશંસા કરવાની આવશ્યકતા રહેતીજ નથી. લગભગ ૩૦૦ પૃષ્ઠનાં સોનેરી નામ તથા સુંદર બાઇન્ડીંગના સચિત્ર પુસ્તકની કિમ્મત માત્ર રૂ. ૨-૦-૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

---

**રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.**

**દગાબાજ દુનિયા**–ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રોસહિત. રેલ્વે ખાતાના નોકરોની શોચનીય સ્થિતિનો ચિતાર, ટ્રેનમાં લાસ, સ્ટેશન માસ્તર કૃષ્ણલાલનું કલ્પનામાં પણ ન પહોંચે એવું કાવત્રું, આદર્શ હિન્દુ વિધવા નિર્મળાનું દૈવી જીવન, વીસમી સદીના સાક્ષર કેશવલાલનાં પરાક્રમો આદિ બનાવો ઘણાજ આકર્ષક છે. વિશેષ ખાત્રી માટે તેનાં દશ પૃષ્ઠ વાંચી ખાત્રી કરો. પાકું રૂપેરી પુઠું. કાગળ ગ્લેજ ઉંચા છતાં કિંમત રૂ. ૧-૮-૦.

**ભાગ્યદેવીની ભયંકરતા** અથવા આદર્શ વિધવા–

આ નવલકથા એક સર્વોત્તમ બંગાળી નવલકથાનો રસિક અનુવાદ છે. આ નવલકથા એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે તેનું હિન્દુસ્તાની અને ઇંગ્રેજી ભાષાંતર પણ થઇ ગયું છે. ભાગ્યદેવીની ભયંકરતાથી એક દરિદ્ર ગૃહસંસારનાં સંકટો, સતી અને સાવિત્રીનું પરમપવિત્ર જીવન, વિશ્વેશ્વરની પરોપકારિતા, ધર્મપ્રીતિ, શ્રીમંતની શઠતા આદિ રસિક અને બોધક વિષયોથી પરિપૂર્ણ. ચાર મનોહર ફોટોગ્રીકોનાં ચિત્રો, સુંદર છપાઇ, પાકું લાયબ્રેરીને શોભાવે એવું રૂપેરી પૂઠું છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૪-૦.

**હૃદય ભેદક ઘટનાઓનું અને મેસ્મેરિઝમના પ્રયોગોનું દર્શન કરાવતી રસિક નવલકથા.**

## પિશાચિની કે પ્રેમદા ? !

આ નવલકથામાં એક પછી એક એવા ભયંકર અને રુંવા ઉભાં કરે એવા પ્રસંગો બને છે કે, જેથી વાંચનાર વિસ્મિત બની જાય તેમ છે. ભૂતપ્રેતની ભયંકર લીલાના પરિણામે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, સુંદરી લીલાવતીનો પ્રણયરંગ, વિધવા કિશોરીની હૃદયવ્યથા, મહામાયાની સજીવન લીલા વગેરે વાંચતાં વાચક તલ્લીન બની જાય તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૬૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂઠું કિં. ૧-૮-૦.